# પારસી
# કિર્તી-પ્રકાશ.

આગલી સદીમા થઈ ગયલા મહાંન પારસી નરોની કિર્તીમા
જોડાયલાં પુરાણાં કાવ્યોનો સંગ્રહ.

(તવારિખી શહાદત સિકકે.)

જરથોસ્તી કોમની વાકેફગારી માટે

સંગ્રહ કરી પ્રગટ કરનાર

**ધનજીભાઇ નવરોજજી પટેલ.**



**પેહલી આવૃતી.**

ઇસવી સને ૧૯૨૦ (માસ સપટેંબર.)

કિંમત રૂ૦ ૩-૮.

**મુંબઇ.**

આ પુસ્તક દીનશાહ શાપુરજી મસાનીએ, ધી "ફરોશ-ગર્દ" પ્રીન્ટીંગ પ્રેસ, ૭૫-૭૭ કાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ, મુંબઇમાં છાપ્યું છે, અને ડૉ૦ ધનજીભાઇ એન. પટેલએ, એડવર્ડ બીલ્ડીંગ, ન્યુ ફૉરાસ રોડ, પોસ્ટ ગ્રાંટરોડ, મુંબઇમાં પ્રગટ કર્યુ છે.

**" I expect to pass through this world but once. If therefore, there be any kindness I can show, or any good thing I can do to any fellow-Human Being, let me do it NOW : for I shall not pass this way again."**

**OMAR KHAYAM.**

# અ ર્પ ણ.

ગઈ સદીમા ગુજર પાંમેલા, જીન્નતગુજીન પારસી કિર્તીના મહાંન સ્થંભો, જેઓ પોતાના જાતી બળ–કળથી કિર્તીવંત બની પારસી તવારીખમા પોતાના નામો અંમર કરી ગયા છે, અને જેઓની બરકતથી કોમની કિર્તીનો ચલકાટ આાજ સુધી ચોમેર રોશન રેહ્યો છે, તે મહાંન જરથોશ્તીઓના

અશો ફ્રોહરોને

તેમની કિર્તીના તારાજ થઇ જતાં કાવ્યોનો આ સંગ્રહ

અ ર્પ ણ હો જો.

તેમજ

પારસી કોમની આબાદીની દાજ હૈડે ધરનારા સખીવજ્જુદ, પરદુઃખભંજન સહાયકો, જેઓ કોમની કિર્તીમા આજ સુધી ચાલુ વધારો કરતા રેહ્યા છે. તેઓને આ 'પારસી કિર્તી પ્રકાશ' માન અને હેતભરી લાગણીથી નજર કરૂં છું.

# સાંકળિયું.

પાનું.

## ક્રિયાંની કિર્તી.



## સંસાર કિર્તી.



## ધાર્મિક કિર્તી.

બનામે યજદ, બક્ષાયંદહે, બક્ષાયશગરે મેહરબાંન.



## પ્રગટ કરનાર તરફનો ખુલાસો.

આ નાહનાં પુસ્તક માટે કાંઇક ખુલાસો કરવો જરૂરનો છે.

આ પુસ્તક શમસ-ઉલ-ઑલમા ડાકટર જીવનજી જમશેદજી મોદી-ની ફરમાસ અને ખાએશનું પરીણામ છે. ઇ૦ સ૦ ૧૯૧૯ ના જુન માસની ૧૩ મીના જામે જમશેદમા ડા૦ જીવનજી જમશેદજી મોદીએ 'પુરાણા દસ્તાવેજો' જાળવી રાખવાની જરૂરત વિશે 'જી' ના તખલ્લુસ તલે લખાંણ કરતાં, પારસી સંસાર વેહવાર અને તવારીખ ઉપર રોશની નાખનારાં પુરાણાં ગીતો અને ગરબાઓ, ચોકસ રીતે સરખાવી (Collate કરી) છપાવવાની ગોઠવણ કરવાની પારસી કોમના સપુતોને 'અપીલ' કરી, અને તે કાંમ ઉપાડવાને સેવકને સુચના કરી. આ ફરમાસને અનુ-સરી એ કાંમ-સેવકે ઉપાડી લીધું.

## ગરબા—કોમી કાર્યોના ગાયનો.

જુના જમાનામા પારસી કિર્તી વિશે જોડાયલા અને ગવાયલા ગરબા, ગરબી અને લાવણીઓ, તેમજ કોમી કાર્યોની નોધ લેવાયલાં 'કાવ્યો' નો સંગ્રહ કરવાનું કાંમ મેં શરૂ કરયું. આજથી પચાસ વરસ ઉપર એવો એક જમાનો હતો, કે જ્યારે કોમી કાર્યોની નોધ, ગરબા, ગરબી, અને લાવણીઓમા રચાતી હતી. તે ગરબા-ગરબીઓ રચાઇનેજ રેહતાં ન હતાં, પણ પારસી કુટુંબોમા સરઅવસરે તે ગવાતાં પણ હતાં. તે વખતે ગરબા ગાનારીઓનો એક વર્ગ હતો, જે વર્ગ 'ગૉએનો' ને નામે આજ સુધી જણાયલો છે. એ ગાવા જનારી 'ગૉએનો' ને ગવાડવા માટે તે વખતે તેવાજ એકાદ બે પારસી 'માંટીડાઓ' બી હતા, કે જેઓ 'ગૉએનો' ને ગરબા માડી આપી ગવાડતા હતા.

## ગરબા અને પારસી સંસાર.

આજે તે ગરબા-ગરબીઓ પારસી કુટુંબોમા ગવાતા બંધ પડયા છે. જેમ પ્રજાની ચહડતી અને પડતી થાયે છે, તેમ આ ગરીબ બિચારા ગરબાનીબી ચહડતી પછી આજે પડતી થઇ છે. એવે સમે એ ગરબાની ટુંક તવારીખની કાંઇ નોધ લીધેલી પ્રસંગોપાત થઇ પડશે. પોણી સદીની મુદત ઉપર, પારસી કોમની સંસારી હાલત કેવી હતી, તેનો ખરો ચિતાર આ ગરબાની તવારીખ ઉપરથીજ જણાઈ આવે છે. પોણી સદી ઉપર

પારસીઓ કસરત કરવા 'તાલીમખાના' કે 'કસરત શાલા' મા જતા, તો તેમને 'પોસાગીર' તરીકે ઓલખવામા આવતા હતા! તેમજ માટીડાઓમાં ગાયન ગાવા માટે મોટી છીટ હતી! ગાયન જેવા એક ખુદાઇ હુંનરને એક હલકા હુંનર તરીકે ગણવામાં આવતો હતો. જ્યારે મરદો ઉપર એવા ટીકો થતા, ત્યારે બઇરાંઓની શું બિસાદ? તે છીટ ચાલુ રહી. પાછલથી છોકરીઓની નિશાળો જ્યારે નિકલી, ત્યારે તે નિશાળોમા વટીક ગાયન શીખવવાની વિરૂધ વિચાર હતો. પણ રફતે રફતે, ગુજરાતી ચોપડીઓ માહેલાં ગીત, છોકરીઓની નીશાળોમા દાખલ થવા લાગ્યાં, અને તે પછી કવીઓ નર્મદાશંકર અને દલપતરામે છોકરીઓની કેટલીક નિશાળો માટે સાદી અને સેહલ ગરબીઓ જોડી હતી.

### ગરબા—નરમ, ગરમ, મિઠા અને તિખા.

તે વખતનાં અરસામા મુંબઇ સમાચાર પત્રના તે વખતના અધિપતિ, અને માલેકો મરહુમ શેઠ માણુકજી બરજોરજી મીનોચેહર હોમજી, અને શેઠ નાહનાભાઇ રૂસતમજી રાણીના, એઓએ ગરબાના સંગીતની મોટી હિમાએત કરી, છાપામાં લખાણો કીધાં હતાં. મરહુમ મી૦ માણેકજીએ તે વખતે ઘણાક ગરબા જોડેલા અને જોડાવેલા જણાયા છે. તે ગરબા અને ગરબાઓ ૪૦ સ૦ ૧૮૬૮ ના સાલમા 'ગરબા સંગ્રહ' નામે નાહની ચોપડીઓને આકારે, મુંબઇ સમાચાર છાપખાંનામાથી છપાઇ બાહાર પડયા હતા. તેમા સમાયલા ગરબાઓ અનેક સંસારી બાબદો ઉપર જોડાયલા જણાયા છે. ચાલુ જમાનાની બાબદો ઉપર તે વખતના પારસી જવાંનોને ઘટે તેવા રીતે 'ચાબકા' મારવા માટે; તે વખતની પારસી સ્ત્રીઓને લાગેલા કેટલાક વેહમોના ચેટક વિશે; એસફી પારસી જવાનો વિશે, તેમજ તે વખતે એક પારસી સ્ત્રી, જે માતાનો ઢોંગ કરી ધુનતી હતી, તે વિગેરે બીજી બાબદો ઉપર ગરબા જોડાયલા જણાયા છે.

ગરબાની આ શરૂઆત ઘણીજ નાહની હતી, પણ ધીરે ધીરે તે પારસી કુટુંબોમા પગપેસારો કરવા પામી હતી, અને અંતે એક વખત એવો આવ્યો કે, એ ગરબાનું જોર અતીઘણું વધી ગયું હતું. પારસી ગરબાઓમા પારસી બનાવો; પારસી નિયાગાંનોની તવારીખવાલાં બયાંનો, અને ચાલુ જમાનાને બરના જાહેર ટીકા ઉપર ગરબી, ગરબા અને લાવણીઓ રચાવા, અને તે જાહેરમા ગવાવા લાગ્યાં એટલુંજ નહી, પણ સંસારી રેવાજો, સંસારી બનાવો, અને ખાંનગી સંસારી બદીઓ ઉપરબી બેધડક ગરબાઓ જોડાવા લાગ્યા, અને તેવા ગરબા જોડનારા 'કવીઓ' પણ નિકલી પડયા. એટલુંજ નહી પણ તે ગરબા ગાનારાંઓ અને ગવાડનારાંઓ પણ વધી પડયાં.

**ગરબા—તેના રચનારાઓ, ગાનારાઓ, અને સાંભલનારાઓ.**

એવી રીતે મુંબઇમા ગરબા ગવાડનારાંઓમા એક સોરાબજી ચીકન છાપનાર નામે એક પારસી હતો. આ પારસી પરભના મેલામા રમકડાં વેચવાની દુકાંનો માંડતો હતો. એ ધંધા ઉંપરાંત એ સોરાબજી એક ‘ કવી ’ પણ કેંહવાતો હતો, અને ગરબાના તે જમાનામા એ પારસી કવી પારસી કોમમા બનતા સંસારી અને ધાર્મિક બનાવો ઉપર ગરબા જોડી ‘ ગૅાયનો ’ ને તે પોતે ગવાડતો પણ હતો. આ પારસી કવી ગુજરી ગયો છે. તેના તરફ તેમજ તેના સગાંસ્નેહી તરફ કાંઇબી અભાવ બતાવ્યા વિના, તેની ઓલખ માટે અતરે લખ્યા વગર ચાલતું નથી, કે મરહુમ સોરાબજીને તે વખતના લોકો મોટે ભાગે ‘સોલુ બાયલો !’ એવે નામે ઓલખતાં હતાં.

ગરબા રચનારાઓમા તે વખતના કવીઓમા, મરહુમ મી૦ ખરશેદજી બમનજી ફરાંમરોજ માટે નોધ લીધા વગર ચાલતું નથી. મરહુમ મી૦ માણકજી મીનોચેહર હોમજીની ફરમાસથી, એ કવીએ ઘણા ગરબા જોડયા હતા, અને તે સમાચાર છાપખાંનામાથી છપાઇને પ્રગટ પણ થયા હતા. મરહુમ ખરશેદજી બ. ફરાંમરોજ, એક બાહોશ લેખક તરીકે છાપામંડળીને જણાયલા હતા. નવસારીના તેવણ વતનદાર હતા, અને હાલ થોડુંક થયું ગુજર પામ્યા છે.

એક બીજા એકમારગી જીંદગી ગુજારનાર પારસી કવી, તે મરહુમ મી૦ દાદાભાઇ, જેવન ‘બન્દે ખુદા’ ના તખલ્લુસ હેઠલ શાએરી કરતા હતા, તેઓએ પણ કેટલીક ગરબી જોડેલી મને યાદ છે; પરંતુ તે સઘલી નાટક તખ્તા માટે જોડાયલી હતી. કવી ‘બન્દે ખુદા’ તે વખતની જુદી જુદી નાટક ટોળીના માલેકોને એટલા તો પ્રીય થઇ પડયા હતા, કે તેવણનાં જોડેલાં ગાયનો પોતાની મંડળીમા ગવાડવા માટે કોઇબી મંડળીના માલેકો મગરૂરી સાથે માન લેતા હતા. મોટે ભાગે ‘બન્દે ખુદાએ’ પોતાની સેવા તે વખતની ‘ઝોરાસ્ત્રીયન’ નાટક મંડળીને અર્પણ કરી હતી.

ગરબાના અને લાવણીના તે જમાનામા ગરબા અને લાવણી જોડનાર અનેક પારસી કવીઓ હતા, પણ તે સરવેની લાંબી ટીપ અતરે આપવી કાંઈ ખાસ જરૂરની લાગતી નથી; પરંતુ લાવણીઓ માટે બોલતાં એકાદ બે જાણીતા પારસી કવીઓના નામની નોધ લેવી ઘટે છે, કે જેમના કાવ્યો આ પુસ્તકમા નોધ્યાં છે. એવાઓમા દાદાભાઇ તુરાવાલો નામે એક પારસી કવી હતો. તેને લોકો ‘ દાદી મલ્લારી ’ ની અટકે ઓલખતાં હતાં. આ પારસી જેટલો સરસ રીતે ધારમિક અને સંસારી છંદો રચી જાહેરમા ગાતો હતો, તેટલીજ સરસ રીતે તે ‘ દફ ’

ઉપર તે પોતાનો કાબુ રાખતો હતો. બીજો એક એવોજ પારસી ગાયક હોરાબજી નામે હતો, જે 'દોલુ કલગીવાલા' તરીકે તે વખતે ઘણો વખણાયલો હતો. વળી એ ઉપરાંત ગરબા ગાનારી અને ગરબા ગવાડનારી બાઇઓમા, એક કદાવર આંગની અને મજબુત બાંધાની બાઈ પણ હતી, જે રતનબાઇને નામે ઓલખાતી હતી. સાધારણ રીતે એ બાઇને તે વખતના ગરબાના શોખીનો 'રતુ આગબોટ'! ને નામે ઓલખતાં હતાં.

## ગરબાની ચહડતી અને પડતી.

એ રીતે આગલો વખત એટલો બધો તો બદલાઈ ગયો, કે સેવટે સરઅવસરે અને સારે રૂડે પ્રસંગે, તેમજ લગન અને નવજોતવાલાં ઘરોમા, તે વખતે 'ગરબા' વગર પારસી બાંનુઓને ચાલતુંજ નહી હતું. 'મલબાર હીલ' થી, 'મરધા શેરી' સુધી પારસી કોમમા એ શોખ ફેલાઇ ગયો હતો. પણ જેમ આગલ કહ્યું તેમ, ગરબાનો તે જમાનો, તેની ચહડતી ભોગવી, પાછલથી પડતીમા આવી ગયો છે. આગલા ગરબા અને લાવણી, તેમજ પારસી કોમની કિર્તીને લગતાં કાવ્યોનું સાહિત્ય, આજે શોધ્યું જડતું નથી. આગલા વખતમા રચાયલા ગરબા, અને લાવણીની છપાયલી ચોપડીઓ વટિક આજે મળી શકતી નથી, અને જે કાંઈ મલી છે, તે બીલકુલ નાશ પાંમેલી હાલતમા જણાઈ છે.

## ધાર્મિક લાવણી ગાનારા દીનચુસ્ત જરથોશતીઓ.

આ પુસ્તકમા ધાર્મિક તેમજ કિયાંની તવારીખ માટે જોડાયલી અને ગવાયલી થોડીક લાવણીઓ નોધી લીધી છે. તે જુના જમાનામા જોડાયલી છે, અને તેથીજ તે નોધવાની જરૂર જણાઈ છે, કિયાંની કિર્તીઓ આગલા વખતમા, તુરા અને કલગીના સંગીત ગાનારાઓ, જાહેર 'ડંગલ'* મા ગાતાં હતા. એ ગાયનકારોમા ઘણાક તો ઈંગ્રેજી ભણેલા વૃધ ઉંમરના આબરૂદાર અને ચાકરી ધંધે લાગેલા જરથોસ્તીઓ હતા. ગરબા રચનાર કવીઓ કરતાં આ ખિયાલ જોડનારા પારસી કવીઓની શાએરી વધારે પસંદ કરવા જોગ હતી. તેઓ ઉરદુ તેમજ ગુજરાતી ભાશામા પારસી સંસારી તેમજ ધાર્મિક અને કિયાંની કિર્તીના બયાંનોના ખિયાલો જુદી જુદી રંગત ઉપર રચતા અને ગાતા હતા. ધોબીતલાવ ઉપર આવેલાં વાડીઆજીના આતશબેહરાંમની શાલગરેહના હિંગામ ઉપર, સુમારે ચાલીસ વરસની વાત ઉપર, તુરા–કલગીના ગાયનકારો, વાડીઆની ચાલીના ગંજાવર કંમ્પાઉંડમા દર સાલ એક મોટું 'ડંગલ*' જમાવી ગાવામા હરીફાઇ કરતા હતા. વળી મતેતી અને

* જાહેર અખાડો, યાને મેલાવડો. એવા અખાડાઓ અગાઉ મોટી ધામધુમથી પારસીઓ મેલવતા હતા, અને ત્યાં નામીચા ગાનારાઓને ગાવા માટે આમંત્રણ કરતા હતા, જેઓ પોતાના ચેલાઓની સાથે દફરાં, અને ચંગ તથા ઘુંઘરા લેઇ હાજર થતા હતા, અને ધારમીક બાબદો ઉપર ખિયાલ ગાવાની હરીફાઇમા ઉતરતા હતા. (પ્રં૦)

નોરોજના હિંગામો ઉપર, બાહારકોટમા આવેલી શેઠ કપાવાલાની અગીયારીવાલા મોહલામા પણ તે વખતના જરથોસ્તીઓ એવાંજ ગાયનોના 'ડંગલ' જમાવતા હતા.

### ડંગલના ગાયણો અને વાજીંત્રોની વિગત.

એ ગાયણના 'ડંગલો' હંમેશાં રાત્રેજં થતાં હતાં. તે મોટે ભાગે ખુલ્લી જગ્યામા થતાં હોવાથી, સાંભળવા માટે સેંકડો નહિ પણ હજારો આદમી તે વખતે ભેગાં થતાં હતાં. આ સંગીત કાંઈ આજના જેવાં વાજીંત્રો સાથ તે વખતે ગવાતું નહિ હતું. તેમના વાજીંત્રો તે વખતે ઘણુંજ સાદાં હતાં. એક ડફ યાને ગોળ ઢોળક, એક ચંગ જેને આપણ ચંગ યાને 'મંજીરા' કરી કહિયે છિએ, અને એક નાહની લાકડીને છેડે તારમા બાંધેલી ઘુંઘરીનો ઝમખો, એ તે વખતના ડંગલમા વપરાતાં વાજીંત્રો હતાં. ગાનારાઓની વચોવચ તેમનો જે વડીલ હોય, તે પોતાની બેઠક લેતો, અને બીજા ગાનારાઓ અર્ધચંદ્રાકારે ગોઠવાઇ જતા હતા. સઘળા સાંભળનારાઓ તેમજ ગાનારાઓ જમીન ઉપરજ પલાંઠી મારી બેસતા, અને તેમની બરોબર સાંમે તેમના હરીફ ગાનારાઓ પણ તેજ રીતે પોતાની બેઠક લેતા હતા. ખુરસી, સોફા, કે બાંક–બાંકડા જેવું કાંઇબી રેહતું હતું નહિ.

### તે વખતના ગાનારા પારસી ગાયકો.

તે વખતે આ વર્ગના ગાયણો ગાનારા પારસીઓની સંખ્યા કાંઇ ઘણી મોટી નહિ હતી. બેશક તેમના નામની ટીપ અતરે દરશાવવી લાંબી થઇ પડે. છતાં થોડાક જાણીતા, આબરૂદાર, પારસી ગ્રહસ્થો, જેઓ નોકરી ચાકરીના ધણી હતા, તેઓના નામની નોંધ લેવી. પ્રસંગોપાત ધારૂં છું. [૧] કવી જીવાજી (કલગીવાલો), [૨] કવી દોરાબજી પેસ્તનજી સીમ (કલગીવાલો), [૩] ઉસ્તાદ નશરવાનજી ખરશેદજી પુનેવાલા (કલગીવાલો), દાદી તુરાવાલો (ઉરફે દાદી મલ્લારી). છેલ્લા ત્રણ જનોના ગાયન વિશે મને અનુભવ મલ્યો હતો, તેમજ બીજા પારસી ગાયકો, જેઓ તે વખતે આગેવાંન ગાયકો અને પુર્વિંન તરીકે ગણાતા હતા, તેઓમા મરહુમ ધનજીભાઇ એદલજી તંબોલી, દાદી મહારાજ,*

* આ દાદી મહારાજ, ડંગલમાં હરીફ ગાનારાઓની લાવણી અને ખ્યાલના જવાબ બેઠાં બેઠાં સભામાજ જોડીને ગાઇ સંભળાવતો હતો. તેની ગાયન રચના અને જોડવાની એવી શક્તિને લીધે, તેના મિત્રો તેને 'મહારાજ' નામે બોલાવતા હતા. (પ્ર૦).

દાદાભાઇ મીસ્ત્રી,† કાવસજી ઉર્ફે 'કાઉ કલીંગર', દોલુ ધાભર, અને એ વિગેરે બીજા પારસી ગાયકો હતા. એ સઘળા આબરૂદાર, અને ચાકરી ધંધે લાગેલા જરથોસ્તીઓ હતા. એઓ માહેલા કેટલાકો રેલવેમાં નોકરી હતા, અને મરહુમ ધનજીભાઇ તંબોલી, તે વખતે 'રીચી સ્ટુઅર્ટ' નામની ઇંગ્રેજ વેપારીની પેહડીમા સારો ઓધો ભોગવતા હતા.

પણ એ પારસી ગાયકોના ધાર્મિક ગાયણોના 'ડંગલો,' જે ધોબી-તલાવ ઉપર વાડીઆજીના આતશબેહરામની સાલગરેહની રાત્રે, દર સાલ, વાડીઆની ચાલીના કમપાંઉન્ડમા ભેગાં મળતાં હતાં, તે બે હરીફ ટોળીના ગાયનકારો વચ્ચે કાંઇક મતફેરી પડયાથી એક સખત ઝગડો થયો, અને તે ઝગડાના પરીણામમાં, તે દિવસથી એ ડંગલ ભેગાં મળતાં બંધ પડયાં હતાં.

જેમ ગરબા અને ગરબીઓ સંસારી બનાવો માટે જોડાતા હતા, અને નશિહતરૂપી ચાબકા તેમા રમુજીરૂપે મારવામાં આવતા હતા, તેમ આ લાવણીના પણ ગાયકો તેજ ઢબે લાવણીઓ જોડતા અને ડંગલોમાં તે ગાતા હતા. મરહુમ 'દાદી મલ્લારી' અને 'દોલુ કલગીવાલા' ની ગુજરાતી ભાશામા એવી રમુજી લાવણી અને ખ્યાલો ખાસ કરી સાંભળનારાં ઘણાજ ઉતસાહથી સાંભળતાં હતાં.

### ગરબાનું ગુમ થતુ સાહિત્ય.

આજે તે ડંગલો, તે મંડળો, અને તે જરથોશ્તી ગાયકોનો જમાનો એ સરવે સદાના ગયાં છે. તે ખિયાલના ગાનારા જરથોસ્તીઓ પણ સદાના ગયા છે. એવા સંજોગો વચ્ચે, તેમના ગરબા, લાવણી, અને કાવ્યો, જે જોડાયલાં અને ગવાયલાં, તે તેમની ખાનગી મિરાસ હોવાથી, તે ગુમ થયાં છે, અને જે કાંઇ જુજ કાવ્યો તે વખતે જાહેરમા છપાયાં હતાં, તેનો કાંઇબી ઉપયોગ કોઇએ ન કરવાથી, તે ઉધાઇનો ખોરાક થઇ પડયાં છે. એવા સંજોગ વચ્ચે મને જે પુરાણા ખવાઈ ગયલા સફાઓ મલ્યા, તેમાથી જોઇતાં કાવ્યો તારવી કાહાડી, જાળવી રાખવાની મતલબથી આ પુસ્તકમાં મેં તે દાખલ કીધાં છે.

એટલું તો કેહવાની જરૂર છે, કે એ સઘલાં કાવ્યો જે આ પુસ્તકમા દાખલ કીધાં છે, તે સઘલાંની શૈલી, તેમની રચના, અને શાએરી ગમે એવાં હોય, તે સાથ મને સેહજબી નિસબત નથી. જેમ અને જેવી

† આ ગ્રહસ્થ પોતાના મીઠા અવાજને લીધે એક ગાયક તરીકે વખણાઇ ગયા હતા. એવણ હમણાજ થોડાક માસની મુદત ઉપર ગુજર પામ્યા છે. (પ્ર૦)

હાલતમા જેટલાં મને તે મલ્યાં છે, તેમ અને તેવીજ હાલતમા, મેં તે પ્રગટ કીધાં છે. મારૂ કાંમ તો કાવ્યમા સમાયલી બાબદોને તવારીખી શહાદતો સાથ સરખાવી રજુ કરવાનું હતું, અને તેમ કરવાની મેં એક અદના કોશિશ માત્ર કરી છે.

આ પુસ્તક માટે સઘલાં કાવ્યો મેલવ્યાં પછી, મેં તેમને ચાર જુદા વર્ગમા વેંહચી નાખી પ્રગટ કરવું દરૂસ્ત ધારયું છે. [૧] કોમી-કિર્તી, [૨] ધાર્મિક-કિર્તી, [૩] સંસાર-કિર્તી. [૪] અને કિયાંની-કિર્તી, એવા ચાર વર્ગમા મેં તે ગોઠવ્યાં છે.

### ડા૦ જીવનજી જમશેદજી મોદીની સુચના.

આ ખુલાસો ખતમ કરતાં એટલુંજ મારે વધારવું છે, કે જે જે પુરાણા ગરબા, ગરબી અને લાવણી-સાકી વિગેરે બીજા કાવ્યો, જે આ પુસ્તક માટે મેં મેલવ્યાં છે, તે સઘલાં લગભગ પચાસ વરશ ઉપરના, અને કેટલાંક તો તેથીબી વધારે જુના છે. તે સઘલાં લગભગ નાશ પાંમતાં હતાં. એવી તેમની નાશ પામતી સરજતને શરણુ થતાં અટકાવવાની સુચના શમસ-ઉલ-ઓલમા ડા૦ જીવનજી જમશેદજી મોદીએ કરી છે. સંગીતના મારા ચાલીસ વરશના શોખને અનુસરીને, એ મારા બુજોર્ગ વિદ્વાંન મિત્રની સુચનાને સરપર ઉઠાવા, મેં કોમની કિર્તીના આ કાવ્યોનો માત્ર સંગ્રહ કરી, આ ગ્રંથ પ્રગટ કીધો છે.

### મિત્રોની મદદ અને સાહિત્યના સહાયકોની દીલસોજી.

આ પુસ્તક માટે મને જોઇતા જુના ગરબા, ગરબી ભેગા કરવાના કાંમમા જે જે મિત્રોએ મદદ કરી છે, તેમનો મારે ઉપકાર માનવો જરૂરનો છે. સુરતની પારસી પંચાએતના સેક્રેટરી, મારા મિત્ર શેઠ જેહાંગીર બરજોરજી સંજાનાએ, મારી ફરમાસથી ' અરદેશર કોટવાલનો ગરબો ' સુરતથી તલાશ કરી લખાવી મોકલ્યો હતો: તેમજ મરહુમ મિત્ર શેઠ ખરશેદજી બમનજી ફરાંમરોજે, પારસી ધાર્મિક કિર્તી વાલું આપણું જે ' પવિત્ર ગાયન ' આતશનું ગીત, તથા સંસારી ' સવેહણાવાલુ' ગાયન, નવસારીમા એ ગાયનો ગાનાર બાઇઓ પાસથી મરહુમે મારે માટે મેલવી લખાવી મોકલ્યું છે. એ ઉપરાંત મારા ઇષ્ટ મિત્ર ભાઇ બરજોરજી ફરાંમજી ભરૂચાએ કરેલી કેટલીક સુચનાઓ અને મદદ માટે, તેમજ ભાઇ ખરશેદજી જમશેદજી વાડીઆએ તથા ડા૦ ધનજીભાઇ ફ. દુબાશે, તેમજ મારા મીત્ર શેઠ બાપુજી હોરમસજી સકલાતવાલાએ, આ પુસ્તક માટે આપેલા જુના જમાનાના પારસી અકબારોના ફોટોગ્રાફો માટે, એ સરવેનો હું ઉપકાર માનું છું. વલી ભાઇ

જેહાંબક્ષ બ. વાછાએ જુના કાવ્યોવાલાં કેટલાંક પુસ્તકો આ પુસ્તક માટે મારે સ્વાધીન કીધાં હતાં, તે માટે તેમનો પણ હું ઉપકારી થયો છું.

સર્વથી વધારે આભારી, તો હું મારા માનવંત મિત્રો શેઠ હોરમસજી કાવસજી દીનશાહ એદનવાલા, અને શેઠ નશરવાંનજી નાનાભાઇ ઑાઇસ, તેમજ બીજા સાહેબોનો થયો છું, કે જેઓએ આ પુસ્તક પ્રગટ કરવાના કાંમમા જે બરવખ્તની દીલસોજી, અને મેહરબાંનીભરી મદદ ઉદાર દીલથી કરી છે. ખાસ કરી શેઠ હોરમસજી એદનવાલાની તેમજ શમ્સ-ઉલ-ઓલમા ડાકટર જીવનજી જમશેદજી મોદીની એકસ સુચના અને દીલસોજી માટે હું તેવણુનો ખાસ આભારી થયો છું.

છેલ્લે હું એટલુંજ કહી ખતમ કરૂં છું, કે : આ પુસ્તકમા મારી તરફનું મેં કાંઇબી ઉમેરયું નથી; એમા મેં મારી તરફથી કાંઇબી વધારયું નથી; જેણે જે રચ્યું હતું, તેને નામે તે મેં રજુ કીધું છે, અને વાંચકો પોતે તે જોઇને જાણી શકશે.

# પ્રસ્તાવના.



મી૦ ધનજીભાઇ નવરોજી પટેલે મારી સુચના જેટલી ખુશી સાથે ઉપાડી લીધી છે, તેટલી ખુશી સાથે તેવણુની સુચના, કે તેવણુનાં આ પુસ્તકને પારસી વાંચનારાઓ હજુર રજુ કરવા માટે યા તેની પીછાંણ કરાવવા માટે મારે બે બોલ બોલવા, તે હું ખુશી સાથે ઉપાડી લેઉં છું. તેવણુનો ઓલ્યો બોલ ઉપાડી લઇ હું બે બોલ બોલું છું.

મી૦ પટેલે આ પુસ્તકમાં પ્રગટ કરેલા ગરબાઓ, ગીતો અને લાવણીઓમાંનાં ઘણાંકો ગાયણુના તે વર્ગમાં આવે છે, કે જે વર્ગ અંગ્રેજીમાં 'બૅલેડ' (ballad) નાં સામાન્ય નામ તળે આવે છે. એઓમાંથી ફક્ત ગરબાઓ અંગ્રેજી 'બેલેડ' નાં ધાતુ (ballare to dance) પ્રમાણે, એક પ્રકારના નાચ સાથે આપણામાં ગવાય છે. પારસીઓમાં તે ફક્ત બાનુઓમાંજ ગવાતા આવ્યા છે, પણ કહે છે કે સુરત જેવાં શેહરમાં નવરાત્રી (નોરતાં) નાં તેહવારો ઉપર ભાયડાઓ પણ તે એક પ્રકારના નાચ સાથે ગાય છે. આ નાચ એક પ્રકારનો સાદો નાચ છે, કે જેમાં ગાનારાંઓ કુંડાળાંમાં ફરી હાથ અને પગનાં એકસરખાં સુર (harmony) થી મોંહોડેથી નીકળતા અવાજોનાં સુરને રંગીલું રૂપ અને તોઠ આપે છે. દરેક કોમમાં બેઠાં બેઠાં ગવાતાં ગીતો અને લાવણીઓ કરતાં ગરબાઓ થોડા ગવાય છે, સબબ કે તેમાં કંઠ સાથે હાથ અને પગને કસરત આપવી પડે છે. પણ તેમ બીજા હાથ ઉપર એવી એવી થોડીક કસરત સાથ ગવાતા ગરબાઓ સરખાંમણીમાં તે જોડાવા પછી લાંબો વખત સુધી ચાલુ રહે છે, અને પાછલા વખત સુધી ઉતરી આવે છે. ચોકસ ખુશીનાં અવસરોએ આપણી શારિરીક ચપળતા પણ એક પ્રકારનાં જોશમાં આવે છે, અને તે ચપળતા ત્યારે શબ્દોનાં સુર અને તાલ સાથની મનની ચપળતા સાથે એક પ્રકારની શરીરની ગર્દેશ અથવા નાચ સાથે જાહેર રૂપ લે છે. કોઇ બીજે પ્રસંગે ગાયણમાં નહિ ભાગ લેનારાંઓ વટીક આવે ખુશીને પ્રસંગે પોતાની ખુશી ભરી ચપળતાને રૂપ આપવા ગરબાઓમાં ભાગ લે છે. મારાં કુટુંબમાં કોઇ સુભ અવસરે ગરબા ગવાડવામાં હું એવી ચપળતા સાથ મોજ લેઉં છું, અને ગરબા ગાનારાં મારાં મેહેમાન બાનુઓનાં મોટાં કુંડાળાંની બાહેર, એક કુંડાળાં રૂપે મારા એશીઓ અને મિત્રો સાથે ફરી મેં એવા ગરબાઓમાં મોજ લીધી છે. આવા સભ-

એઓએ ગરબાઓ લાંબો વખત ટકે છે, અને પોતે જોડાવાના વખતના વિચાર આચારોની અને તેમાં એસારા કરેલા કોઇ બનાવોની નોંધ પછવાડેના વખતને પુરી પાડે છે.

હવે એવા ગરબા ગરબી જોડનારાઓ કાંઇ સાહિત્યમાં પ્રુવીન હોવા જોઇએ એમ નથી. દાખલા તરીકે મી૦ પટેલે જણાવ્યું છે તેમ મરનાર મી૦ સોરાબજી ચીકન છાપનાર કોઇ ભણેલા પ્રુવીન પુરૂષ નહિ હતા. તેવણ સાધારન દુકાંનદાર હતા. પણ એવા કોઇક પુરૂષોમાં સુર અને તાલનું ઝોમ વધુ ઝલઝલતું રહે છે, અને તે સાથે તેઓ કોઇ વખતે પોતાના કોમી ભાઇબંધોના વિચારો અને લાગણીઓને જાણે ઝટ પીછાંની અને તેઓની લાગણીઓ યા વીચારોને જલદીથી અરજ (appeal) કરી, તેનું માપ લેઇ પોતાનાં દેલમાં ઉભાતાં સુર અને તાલને રૂપ આપે છે. એ સબબે તેઓ પોતાનાં તાયફા, ટોલા, યા કોમની સંસારી જીંદગીનો પડછાયો તેવા ગરબા, અને ગીતોમા નાખે છે, અને તેવા ગરબાઓ અને ગીતો તેઓનાં તાયફાઓ, ટોલાઓ, યા કોમો જલદીથી ઉપાડી લે છે. એવા બચી રહેલા ગરબા યા ગીતો ત્યારે જે વખતે તેઓ જોડાયા હોય તે વખતની સંસારી જીંદગીનું આરસી સમાંન ચિત્ર આપે છે, અને તે સબબે તેઓ સાહિત્યમાં ચોકસ અગત્યની જગ્યા લે છે. વળી સંસારી જીંદગીનાં ચિત્ર ઉપરાંત એવા કોઇ ગરબાઓ અને ગીતો, તે જોડનારાઓની કોમના તવારીખી બનાવો અને તવારીખી પુરૂષો, જેઓ તે તવારીખના બનાવો બનાવે છે, તેઓની નોધ લે છે, કારણ કે એક પ્રકારનાં કોમી યા દેશી અભિમાંનના ખ્યાલથી, કોમ યા દેશ તેવા બનાવોથી યા તેવા પુરૂષોનાં કામોથી હરખાય છે.

આ મુજબ કોઇ વાર તેવા ગરબા અને ગીતો, એક પ્રકારે તવારીખનાં સાંધનો થઇ પડે છે. શાએર ફીર્દોસીને શાહનામાની તવારીખ માટેનાં કોઇક સાંધનોમાં એવા બાપદાદેથી ઉતરી આવેલા ઇરાંની ગરબાગરબીઓનું પણ સાંધન મલેલું મનાય છે. અફગાંનોની સંસારી જીંદગીનું ચિત્ર મરહુમ પ્રોફેસર દાર્મેસ્ટેટેએ ત્યાંના એવાં ગીતોમાં જોયું, અને તે સબબે તેવણે તે ચિત્ર રજુ કરનારૂં પુસ્તક ‘Afghan Life in Afghan Songs’ એવે નામે પ્રગટ કર્યું. કોઇ શોખીન પારસી ગ્રહસ્થ એવુંજ એક પુસ્તક ‘Parsee Life in Parsee Songs’ એવે નાંમે પ્રગટ કરી શકે. મી૦ ધનજીભાઇ પટેલનું આ પુસ્તક તેવા ગ્રહસ્થને ઘટતી સામગ્રી પુરી પાડે. ગયા જમાનાનાં આપણા પારસી હાલરડાંનાં ગીતો (Cradle Songs),

અને નવજોત અને લગન જેવા અવસરે ગવાતાં ગીતો, ઘણે દરજ્જે, હવે હાલના આયા અને દાયાના જમાનામાં ગવાતાં બંધ પડતાં જાય છે. ચાલીસ પચાસ વર્ષ આગમચની આપણી સંસારી જીંદગીનું ચિત્ર જાણવા માટે, કોઇ ભવીષ્યના અભ્યાસી માટે તે જાળવી રાખવા લાયક છે. એવા પ્રકારની કોશેશ મેં અત્રે એનથ્રોપોલોજીકલ સોસાયટી હજુર થોડાક વિષયોથી કરવા ધારી હતી, પણ તે બીજાં દખાંનો વચ્ચે એકજ વિષયમાં અટકી, અને હું તે પાર પાડી શકયો નથી એ મારી દલગીરી છે. પણ કોઇ શોખીન જવાન તે હાથ ધરી પાર પાડી શકે.

ગાયણ જેને માટે કહેવત સમાન આ ફ્રેંચ શબ્દો છે કે 'La musique est la sœur de la religion' એટલે "ગાયણ એ ધર્મની બેહેન છે," તેને તેના લાયકની ઘટીત જગ્યા અપાવવા માટે આપણામાં મરહુમ મી૦ કેખસરૂ નવરોજી કાબ્રાજીએ ઘણું કર્યું હતું. આપણે જોઇને ખુશી થીએ કે મી૦ ધનજીભાઇ પટેલ તેવણને પગળે ચાલી તે કામ ચાલુ રાખે છે, અને ગાયણના એક ભાગ તરીકે ગરબા-ગરબીઓને તેઓના ઘટતા રાહ ઉપર મુકે છે.

ગાયણ માટેના ઉપલા કેહેવત સમાન ફ્રેંચ શબ્દોની યાદ મને આપણા આગલા બે દસ્તુરોની યાદ આપે છે, અને દેખાડે છે, કે શું પુર્વ કે શું પશ્ચિમમાં આવાં ગવાતાં ગીતોના સંબંધમા માણસાઇ ખવાસ આપણે સામાન્ય જોઇએ છિએ. આવાં ગાયણો, ગજલો યા ગીતો કોઈ મોજશોખમાં મશગુલ રહેતા જીવડાઓ માટેજ નથી હોતાં, પણ તેઓ કોઇ વાર ડાહયા બુઝર્ગો અને ભલા ધર્મગુરૂઓ માટે પણ કાર્યસાધક હોય છે. કહે છે કે સુરતમાં 'જગમક' નામે એક ખુશ આવાજી બાગે બુલંદ ગાનારી રામશગર હતી. હવે આપણામાં રામશગરોની રાહરીતી અને નિતી માટે સારો વિચાર નથી. કહે છે કે એક દિવસ તેણી પોતાનાં ઘરના માળ ઉપર એક સુંદર ગજલ ખોદાની યાદમાં ગાતી હતી, તે વખતે ત્યાંથી સુરતના તે વખતનાં જાણીતા દસ્તુર જમશેદજી—હાલના સુરતના દસ્તુરજી દસ્તુર કાવસજીના બપાવા—પસાર થતા હતા. ખુદાની યાદનાં આ સુંદર ગાયણે તેવણને ખેંચ્યા, અને તેવણ પોતાનાં જામા-પીછોડી સાથે તેણીના ઓટલા ઉપર ચહડયા, કે તેણીના માળ ઉપર તેણીનું ગાયણ સાંભલવા જાય. ત્યાંના કોઇક પારસીઓ પોકારી ઉઠયા કે "દસ્તુરજી! દસ્તુરજી! આ તો 'જગમક' રામશગરનું ઘેર છે!" ત્યારે તેવણ બોલ્યા કે, "તેથી શું થયું! તેણી ખુદાઇ ગજલ ગાય છે, તે સાંભલવા હું જાઉં છું." મુંબઇના મર-

હુમ દસ્તુરજી મુલ્લાં ફીરોજજી માટે પણ કહે છે, કે તેવણ પોતાના દાદી-શેઠનાં આતશબેહરામનાં ચોકમાં બેઠા બેઠા ઉત્તર હિંદુસ્થાંનથી આવતા કોઇ નામીચા ગવૈયાઓ પાસે ગીતો ગવાડતા.

મી૦ પટેલ કહે છે કે આપણામાં, એક વખત ગાયણ માટે અને તેમાં લાવણી વીગેરે માટે અભાવ હતો. એમ આગળનાં જમાનામાં પણ ભાવ અને અભાવ થતો આવ્યો છે. માસુદી પ્રમાણે, અસલી ઇરાંનમાં એમ બન્યું હતું. અરદેશર બાબેગાંને જ્યારે ઇરાંનમાં એક પ્રકારના સજીવનપણાં (Renaissance) નો પોતાની સાસાનીઅન શાહનશાહત સાથે પાયો નાખ્યો, ત્યારે તેણે ગાયણને તેને લાયકની ઘટતી જગ્યા પોતાના કાયદા કાનુનોમાં આપી હતી. તેણે દરબારીઓ અને મોટે દરજ્જેનાં માણસોના ખાસ વર્ગો કીધા હતા, કે જેના જેવી વાંટણી માટે તેના દસ્તુર તાનસર જોગાં પત્રમાં, તબરીસ્તાંનનાં પાદશાહ જસનસ્ફ શાહે વાંધો લીધો હતો. તેણે તેવા સાત વર્ગોમાંથી ગાયણકારોને ૫) માં વર્ગમાં મેલ્યા હતા. બેહરાંમગોરે કાંઇક અભાવથી અરદેશરે ગાયણકારોને આપેલા આ દરજ્જાને થોડોક ઉતારી પાડયો હતો. કહે છે કે એક વખત તેનાં રાજ્યનાં લોકોએ એક મોટી મીજલસ મેલવી તેની હજુર પોતા તરફનું એક પ્રતીનીધી મંડળ (deputation) મોકલી અરજ કીધી હતી, કે તેઓ માટે હિંદુસ્થાંનથી ખાસ ગાયણકારો બોલાવવા. શાહે તેમ કર્યું અને હિંદુસ્થાંનથી લુરી નામના લાયકા યા વર્ગના સેંકડો ગાયણકારોને બોલાવી, ઇરાંનમાં પોતાનાં લોકોની ગ્નાની પ્રજા માટે વીખરી નાખ્યા. મેં એક વખત આગળ કહ્યું છે તેમ, યુરોપ અને પશ્ચિમ એશીયાના ભટકતા જીપસીઓ (Gypsies) એ હિંદી લુરીઓની વંશના છે. બેહરાંમગોરે ગાયણકારોનો જે દરજ્જો અરદેશર બાબેગાંનનાં કાનુનો પ્રમાણેના દરજ્જાથી ઓછો કર્યો હતો, તે નોશેરવાંન અદલ, જે સાહિત્યનો શોખીન હતો, અને જેણે દીનકર્દ પ્રમાણે ઇરાંનનાં ઉપર જણાવવા પ્રમાણેનાં સજીવનપણાંને ચાલુ રાખવામાં અગતનો ભાગ લીધો હતો, અને જેણે પોતાની દરબારમાં ખુદ રોમન શાહનશાહને હાથે કેટલીક હદે હારમાર થતા પશ્ચિમ ભણીના વિદ્વાંનોને આસરો આપ્યો હતો, તેણે ગાયણ માટે ભાવ ધરાવી, ગાયણકારોના દરજ્જો અરદેશરની માફક પાછો કેટલીક હદે ચહડતો કીધો હતો. તેની દરબારનાં કાઈ ચિત્રમાં તંબુરો (harp) વજાડતી સ્ત્રીઓ પણ જોવામાં આવે છે. નોશીરવાંનના નબીરા ખુસ્રુ પરવેઝના વખતમાં પણ ગવૈયાઓનો દરજ્જો સારો હતો. બારભદ નામનો તેની દરબારનો ગવૈયો જાણીતો હતો.

હિંદુસ્તાનમાં મોગળ શાહનશાહતમાં અકબરે ગાયણ માટે ભાવ ધરાવી ગવૈયાનો દરજ્જો ચહડતો કર્યો હતો. તેની દરબારમાં તાનસેનનું નામ મશહુર હતું, અને તે ત્યાર પછી પણ મશહુર રહ્યું છે. યુરોપની હાલની કોઇ ગાનારી રામશગરોની ફી આપણને અજબ કરનારી મોટી દિસે છે, પણ કહે છે કે તાનસેન જેવા ગવૈયાઓ ઉપર પ્રસન્ન થઈ, હિંદી રાજાઓ કોઇ વખતે જે લખ્ખો રૂપીઆની બખશેશ આપતા હતા, તે સાથ સરખાવતાં તો હાલની ફી નાની ગણાય. ઔરંગઝીબ એક અજબ ઝનુની પાદશાહ નિવડયો હતો. મુસલમાંન નજરે તે એક પ્રકારે સ્વચ્છતા સોધક (Puritan) હતો. તેણે ગાયણ માટે અભાવ ધરાવી ગવૈયાના વર્ગને ઘણો દાબી નાખ્યો. તેથી કહે છે, કે એક વખતે સર્વ ગવૈયાઓએ સંપ કરી શાહનાં એ કામ માટે લોકોને ઉસ્કેરવા એક મરણનું સરઘસ કાહાડયું. તેમાં જનાજા (bier) માં જાણે ગાયણને દાટવા લઇ જતાં હોય, તેમ દેખાવ કર્યો. તેઓએ ધાર્યું કે તેમ કરવાથી કદાચ ઔરંગઝીબ, જેણે પોતાની દરબારમાંથી ગાયણને બંધ કીધું હતું, તેને ગાયણ માટે અને ગવૈયાઓ માટે કાંઈ કદર લાગશે. પણ કહે છે કે આ સખ્ત વિચારના પાદશાહે જનાજાનાં સરઘસ (funeral procession) ને જોઇ થંડે પેટે કહ્યું કે: "એઓને કહો, કે ગાયણને બરાબર સારીપખે દાટીને આવે, કે તે ફરીથી કદી પણ દેખાવ દીએ નહિ."

આટલા થોડાક શબ્દો બોલી મી૦ ધનજીભાઇ પટેલને તેવણની આ ભલી કોશેશ માટે મુબારકબાદી આપી ઇચ્છું છું, કે પારસી બાઇઓ અને ભાઇઓ તેવણની આ સ્તુતિપાત્ર મેહેનતની મેહરબાની કરી કદર બુજે. મી૦ પટેલે જ્ઞાન પ્રસારક મંડલીનાં તખ્તા ઉપરથી અને બીજા તખ્તાઓ ઉપરથી આ શેહરમાં અને બીજાં પારસી સ્થળોમાં, ગાયણનું કેટલુંક રૂડું જ્ઞાન આપી, જે જરથોસ્તી જીવડાઓને જ્ઞાન સાથે મોજ આપી છે, તે મોજ પામેલા જીવડાઓ માટે, એવણની ભલી કોશેશની થોડીક કદર બુજવાની આ તક છે.

**જીવનજી જમશેદજી મોદી.**

ફતેહમા લૉજ, કોલાબા,
તા૦ ૧૫ મી ઑગસ્ટ ૧૯૨૦.



## આ પુસ્તક માટે તવારિખી શહાદતો મેળવવા મદદ લીધેલાં પુસ્તકોના નામોની નોંધ.

| જાવત નામો : | કરતાના નામો : |
|---|---|
| ૧ મું૦ બા૦=મુંબઈનો બહાર. | ર. ફ. વાછા. (ઈ૦ સ૦ ૧૮૭૪) |
| ૨ પા૦ પ્ર૦=પારસી પ્રકાશ. | બ. બે. પટેલ. |
| ૩ દ. મે. અ.=દસ્તુર મેહરજી રાણા અને અકબર. | બ. શાસ્ત્રી. |
| ૪ દી. ગા. સ.=દીલખુશ ગાયન સંગ્રહ. | કા. પે. (ઈ૦ સ૦ ૧૮૮૦.) |
| ૫ પા. દી. ત. ફ.=પારસી દીનઆઇન તવારીખી ફરહંગ. | એરવદ બજાં. (ઈ૦ સ૦ ૧૯૦૮) |
| ૬ ગા. દી. ચ.=ગાયન દીલચમન. | નનામું. (ઈ૦ સ૦ ૧૮૬૭.) |
| ૭ પા. ગ. સં.=પારસી ગરબા સંગ્રહ. | મા. બં. મીનોચેહર હોમજી (ઈ૦ સ૦ ૧૮૬૮.) |
| ૮ ક. ગા. સં.=કલગી ગાયન સંગ્રહ. | નનામું. |
| ૯ ગુ. ન.=ગુલજારે નસીહત. | 'દુરબીન' (ઈ૦ સ૦ ૧૮૪૯.) |
| ૧૦ તુ. ખી.=તુરાના ખિયાલો. | નનામું. |
| ૧૧ ડો. ફ. ક. પા. ત.=ડો. ફ. કરાકાની પારસીઓની તવારીખ. | ડોસાભાઈ ફ. કરાકા. |
| ૧૨ શા. ફુ.=શાહનામું. | ફુટાર બીરાદરો. |
| ૧૩ શા. દા. ડા. જી. જ. મો.=શાહનામાના દાસ્તાંનો. | શમ્સ-ઉલ-ઓલમા ડા. જીવનજી જમશેદજી મોદી. |
| ૧૪ સં. શા.=સંક્ષેપ શાહનામું. | ધનજીભાઈ નવરોજજી પટેલ. |
| ૧૫ પા. સ્ત્રી. ગ.=પારસી સ્ત્રી ગરબા. | સોરાબજી હોરમજી ચીકન છાપનાર. (ઈ૦ સ૦ ૧૮૭૯) |
| ૧૬ સ. જ. બા.=સર જમશેદજી બારોનેટ. | મનચેરજી કાવસજી લંગડાના. |
| ૧૭ ક. ગ્ના.=કવીતા ગ્નાન. | નનામું. |
| ૧૮ પ્ર. કિ. સં.=કિસ્સે સંજાન. | પ્રકાશક. (ધ. ન. પટેલ.) |
| ૧૯ કિ. સ. સં.=કિસ્સે સંજાન. | બેહમન કૈકોબાદ સંજાના. |
| ૨૦ પા. ખો. અ.=પાક ખોરદેહ અવસ્તા. | એરવદ કાવસજી એ. કાંગા. |
| ૨૧ જ. જી. જ.=જરથોસ્તની જીંદગી અને જમાનો. | ધનજીભાઇ ન. પટેલ. |
| ૨૨ જ. ના.=જરથોસ્ત નામુ. | રૂ. પે. હમજીઆર. |
| ૨૩ શી. ના.=શીઆવક્ષ નામુ. | રૂ. પે. હમજીઆર. |
| ૨૪ પ્ર.=પ્રકાશક. | ધનજીભાઈ ન. પટેલ. |

## આ પારસી કિર્તી પ્રકાશમા નોંધાયલાં થોડાક પ્રખ્યાત પારસી વહાણવટીઓના વાહાણોના નામની ટીપ.

'દાદીશેઠ.' (દાદાભાઇ નોશરવાનજી દાદીશેઠ), એવણના પાંચ મોટાં વાહાણ નિચલાં નામના હતાં. [૧] શાહ અરદશીર, [૨] કિંગ-જ્યૉર્જ, [૩] ફ્રેન્ડશીપ, [૪] પ્રિંગ વીલીયમ, [૫] ડે વીડસ્કૉટ. પાનું ૮-૯.

પેસ્તનજી બમનજી વાડીઆ:—એવણના પાંચ મોટાં વાહાણો નિચલાં નામના હતાં. [૧] બહમનયાર, [૨] મિલફર્ડ, [૩] એન, [૪] હીરો, [૫] તાજબક્ષ. પાનું ૯.

સોરાબજી મંનચેરજી રેડીમની:—એવણના બે મોટાં વાહાણો નિચલાં નામના હતાં. [૧] શાહ મિનોચેહર, [૨] શાહ કયેખુશરૂ. પાનું ૮.

નશરવાનજી માણેકજી વાડીઆ:—એવણના ચાર મોટાં વાહાણો નિચલે નાંમના હતાં. [૧] ઑમ્બે, [૨] હોરમજીયાર, [૩] કૉર્નવાલીસ, [૪] ઑમ્બે મરચંન્ટ. પાનું-૧૨.

ફરાંમજી કાવસજી બનાજી:—એવણના ૭ મોટાં વાહાણો નિચલે નામે જણાયલાં હતાં. [૧] સુલેમાની, [૨] ગોલકનડા, [૩] સારાહ, [૪] ઑમ્બે-કેસ્ટલ, [૫] મિનરવા, [૬] અને બકિંગ્હૅમશાયર. પાનું ૧૪.

રૂસતમજી જમશેદજી જીજીભાઇ:—એવણના પોતાના વપરાસ માટે રાખેલી એક ખાસ યાટ નામે મારગ્રેટ-ક્રાફર્ડ હતી.



## પાક પરવરદેગારની સિફતમાં મુનાજાત.

**ઈ૦ સ૦ ૧૮૩૪ ના સાલમાં 'પંદનામેહ-એ-મુલ્લાંફીરૂજ' નામની ચોપડીમા છપાયલી ફારસી બેતોનો, ગુજરાતી બેતોમાં કરેલો તરજુમો.**

( મસ્નવી. )

ખુદાવંદ માલેક્, જાનો—રવાંન,
હસ્તીનો સાહેબ, તૂં મેહેરબાંન.

સખાવતનો સાહેબ્, બક્ષેસગર,
કિધી હસ્તી પયદા, નિસ્તી ભિતર.

તવાના એ દાના, ખલક્ કેરદેગાર,
તૂં મહાવીર જ્ઞાની, અમર્ બેકિનાર.

તૂં જાહેર્ બાતેનનો આંકનાર,
ગુન્હાગારોની એબનો ઢાંકનાર.

તુંથી છે દુનિયાં, તુંથી જમાંન,
તુંથી છે પેદાયસ્, મોટી નહાંન.

કિધું તેણે પયદા બુલંદ્ આસમાંન,
કિધો તેણે રોશંન ખુરશેદ્ મહાંન.

કરામત્ તેની છે બહુ બુલંન્દ,
મગર તેને મનથી મિસલ્ રજકણ.

કિધી તેણે પયદા પલકમાં ખલક,
દેખાડી શકિતની ગેબી ઝલક.

ખુશ્કીને દરિયાની વસ્તી તમાંમ,
ખુદા તારી બક્ષેસ વીનાં નકાંમ.

કિધાં તેણે પયદા જીસમ્, તન્, જાંન,
ઇનસાંનને બક્ષી અક્કલ્ રવાંન.

જે છે નિરંતર્; નિરંજન્ અપાર,
દિધી શક્તિ ઇનસાંનને કરવા વિચાર.

ખુદાવંદ તું છે જગત્ શેહરિયાર,
રાસ્તીનો ખાવિંદ ખલક્ કેરદેગાર.

નિરંતર્ નિરંકુશ, નિરાકાર તું,
ખતા દરગુજર્ કર્ ગુન્હાગાર છું.

અકલમંદ "રોશન" કર્ દાદગર,
મિનોઇમે રેહેબર્ બની મેહેર કર.



# 'પારસી–કિર્તી પ્રકાશ.'

## પારસીઓ[1].

"વફાદાર કેહવાય છે પારસીની કોમ,
હિંમતે સુરા 'ને માયામા મોમ.[2]

ઓળખાય છે ધરમે જરથોશ્તી,
મેળવે છે સંહુસે સારી દોસ્તી.

જેઓએ ખોયું છે ઈરાંનનું રાજ,
દેશ 'ને દોલતથી થયા તારાજ.

લેતા'તા જેઓ જાલંમસે બાથ,
ફસીયા તેઓબી જંગલીને હાથ.

જે દાહડથી તખત 'ને તાજ ખોયું છે,
દેશ છોડતાં દુઃખબી બહુ જોયું છે.

હેકાયત તેઓની હિયાં કહીયે છે,
કિર્તીના કામોની નોધ લઇયે છે."

(મુ૦ બા૦)

---

૧ :—આ કાવ્ય મરહુમ મી૦ રતનજી ફરાંમજી વાછાએ લખેલાં 'મુંબઇના બાહાર' નામના પુસ્તક માટે, આજથી લગભગ પંચાવન વરસ ઉપર રચ્યું હતું. ( પ્ર૦ )

૨ :— મોમ યાને મીન.

# કોમી-કિર્તી.

**સત્તર અને અઢારમી સદીમાં મુંબઇમાં પહેલવહેલા આવી વસેલા પારસીઓની ઓલખ**[1]

" આવ્યો આ ટાપુ ફરીંગીને હાથ,
ચહડા ચહડી ખાતર લેવાઇ છે બાથ.
વસ્યાતા પેહલા પોરટુગીસો,
અંગ્રેજે લઇ લીધો તેનો હિસ્સો.
પેહલી હકુમત ફરંગીની થઈ,
તે અંગ્રેજના હાથમાં આજ તક રહી.
તે વખતની વસ્તીમાં માછીમારો,
તેવાજ બીજાબી લોકો ઇયારો.
રહીને ગુજારો તે કરતા હતા,
મેહનત કરી પેટ ભરતા હતા.
એકેકની પુઠે સહુ આવતા રેહા,
હિંન્દુ–મુસલમીનબી ભેગા થયા.
પારસી તો માતર એકજ જણાતો,
ઝવેરાતમાં અનમુલો હીરો ગણાતો.
તે નામવર **દોરાબજી નાનાભાઇ**,[2]
પારસીની શરૂઆત ત્યાંથી થાઇ.
રેહઠાણુ જેનું હતું સુરત બંદર,
વતન કીધું મુંબઈ ટાપુ અંદર.

---

૧ :—આ કાવ્ય આજથી પંચાવન વરસ ઉપર, ' મુંબઇનો બાહાર 'ના રચનારે પોતાના પુસ્તક માટે રચ્યું હતું.

(પ્ર૦)

૨ :—દોરાબજી નાનાભાઈ. એવણુ સુરતની પડોસમાં આવેલાં સુમારી ગામમાંથી પોતાના કુટુંબ સાથે, મુંબઇમા પેહલવેહલા ઇ૦ સ૦ ૧૬૪૦ ના સાલમાં આવી વસ્યા હતા.

(મું૦ બ૦)

તે આગમજ પારસીની હસ્તી નહી,
અંગ્રેજના રાજમાંજ વધતી ગઇ.

× × ×

તેના દીકરા રૂસતમની[3] જાહોજલાલી,
દેખાડી આપીતી નીમકહલાલી.

× × ×

અંમર નામ રેહ્યુંછ તેની કીરતીની સાથ,
જોડાયલો છે એલકાબ વસીલાને હાથ.
બીજા પારસી **સોરાબજી કડવાજી નામ,**[4]
તેની પુઠે ત્રીજા **ભીખા બેહરાંમ.**[5]
**જીજીભાઇ મોદી**[6]બી આવ્યા અસલ,
તેમની પછીના જે હોય તે નકલ.

---

૩ :—રૂસતમ. દોરાબજી નાનાભાઇના દીકરા. એવણને ઇંગ્રેજ સરકારે મુંબઇ શેહેરની પટેલાઈ આપી હતી.

(મું૦ બ૦)

૪ :—સોરાબજી કડવાજી. સોરાબજી કડવાજી નાનાભાઈ. વાહણોના દલ્લાલ અને મોહવડાંના મોટા વેપારી. એવણ વાહણો અને ફતેહમારી, તથા બતેલા મલી ૨૧ બારકસોના ધણી હતા.

(પા૦ પ્ર૦)

૫ :—ભીખા બેહરાંમ. ભીખાજી બેહરાંમજી પાંડે. મરહુમ શેઠ મેહરવાંનજી ફરાંમજી પાંડેના બપાવા. એવણ ભીખા બેહરાંમના નામથી તે વખતના વેપારીઓમાં જાણીતા હતા. પવણચક્કીના મેદાનમાં, જે કુવો આજે ભીખા બેહરામના કુવાને નામે વખણાએલો છે, તે એ શેઠે પોતાને ખરચે બંધાવ્યો હતો.

(પા૦ પ્ર૦ તથા મું૦ બા૦)

૬ :—જીજીભાઇ મોદી. વાછા ગાંધીની છઠી પેહડીના નબીરા જીજીભાઇ જમશેદજી મોદી. આ ચોથું પારસી કુટુંબ સુરતથી આવી મુંબઇમાં વસ્યું હતું. (મુ૦ બા૦) મુંબઇ મધે ઇસ્ટ ઇનડીયા કંપનીના અમલદારોને તથા લશ્કરખાતાંને સરવે જાતનો સીધો સામાન તથા પરચુટણ જણસો એવણ પુરી પાડતા હતા, અને તેમાં એવણે મોટી પુંજી મેળવી હતી.

(પા૦ પ્ર૦)

એ ચારો કુટુંબોના દરમ્યાનમાં,
હુશે બીજા પણ નથી ધ્યાનમાં.

હોએલા તેઓમા ન કોઇ પરખીયાત,
નહીતર કીરતી રેહતે હૈયાત.

**રતનજી જસા**[૭] પુરાણા કેહવાએછ,
ઓલખ જેથી જસાવાલાની લેવાએછ.

મેહરજી વાછા[૮]બી આવતા હતા,
દોતી વેચીને નૌસારી જતા.

× × ×

સાતમા **બનાજી લીમજી**[૯] લઇએ,
વસ્તી તેના પરીવારની કહીએ.

× × ×

**શેઠ ખાનદાનની**[૧૦] વસ્તીબી પુરાણી છે,
કીરતીબી તેઓની નુરાંણી છે.

---

૭ :—રતનજી જસા. મુંબઇમાં જસાવાળા કુટુંબનો પાયો નાખનાર, શેઠ જસાજી જીવનજીના વડા દીકરા.

(પા૦ પ્ર૦)

૮ :—મેહરજી વાછા. 'મુંબઇનો બહાર' નામનું તવારીખી પુસ્તક માટે નોંધ લેનાર શેઠ રતનજી ફરામજી વાછાના વડવા.

(પ્ર૦)

૯ :—બનાજી લીમજી. મુંબઇમાં બનાજી ખાનદાનનો પાયો નાખનાર. એવણ સુરતની પાસે આવેલાં ભગવાદાંડી નામના ગામમાંથી ઇ૦ સ૦ ૧૬૯૦ મા મુંબઇ આવી વસ્યા હતા. કોટમાં એવણે બંધાવેલી દરેમેહર હજી મોજુદ છે. પારસીઓમાં એવણ 'દાવર' ના એલકાબથી ઓળખાતા હતા.

(પા૦ પ્ર૦)

૧૦ :—શેઠ ખાંનદાંન. એ શેઠ ખાંનદાંનના વડવા શેઠ રૂસતમ માણેક-શેઠ હતા. તેવણ ઇ૦ સ૦ ૧૭૨૧ મા સુરત ખાતે ગુજર પામ્યા પછી, તેવણના દીકરાઓનું મુંબઇમાં ઇ૦ સ૦ ૧૭૨૩–૨૪ ના સાલમાં આવવું થયું હતું.

(મું૦ બા૦)

નોશીરવાન,[૧૧] બેહલી,[૧૨] જીજી,[૧૩] હોમજી[૧૪] હતા,
**દાદીશેઠના**[૧૫] બાવા 'ને કાકા થતા.
**માકી હોમજી**[૧૬] ત્રીજા કાકા,
રહી નહી તેણુની કોઇબી શાખા.
શેઠખાનદાનની આગલ તેવણુ આવ્યા,
સકરમી સપુતની વધાઇ લાવ્યા.
કાંહાંરે ગયા પેલા **લવજી વાડીઆ,**[૧૭]
પમરતા પરીવારને ઉગાડીઆ.
× × ×
**કામાજીબી**[૧૮] આવ્યા'તા લવજીની સાથ,
ઓલખ જેની રેહીછ તેના કુટુંબને હાથ.

---

૧૧-૧૨-૧૩-૧૪-૧૫ :—'દાદીશેઠના' બપાવા હોમજી બેહરામજી. એ હોમજી બેહરામજી દાદીશેઠ ખાનદાનના વડવા હતા. એવણુના કુલ દીપક, ૧. નોશેરવાનજી (નસલી હોમજી), ૨, બેહરામજી (બેહલી હોમજી), ૩, જીજીભાઇ (જીજી હોમજી), અને ૪, માણેકજી (માકી હોમજી) હતા. એવણુ (બેહલી હોમજી*) નું મુંબઇમા પ્રથમ આવવું ઇ૦ સ૦ ૧૭૫૭ ની આગમચ થએલું જણાએ છે.

(પા૦ પ્ર૦)

* બેહલી હોમજી અતરેના બેહલી હોમજી, મામા, અને રાણાના કુટુંબના વડવા.

(પા૦ પ્ર૦)

૧૬ :—માકી હોમજી, દાદી શેઠના કાકા.

(મું૦ બા૦)

૧૭ :—લવજી વાડીઆ, શેઠ લવજી નસરવાનજી વાડીઆની સુરતની ગોદીમાં એક મીસ્તરી તરીકે વાહાણુ બાંધવાના કામમાં ઘણી ખબરદારી જોઇ, સરકારની પરવાનગીથી મી૦ દડલીએ શેઠ લવજીને થોડાક સુથારો સાથ મુંબઇ બોલાવ્યા હતા. એવણુ ઇ૦ સ૦ ૧૭૩૫ ના સાલમાં મુંબઇ આવી વસ્યા હતા.

(પા૦ પ્ર૦)

૧૮ :—કામાજી. શેઠ કામાજી કુંવરજી. અતરેના પ્રખ્યાત કામા ખાંનદાનના વડવા, સુરતની પાસેના ટેણુા ગામથી, લવજીની સાથેજ મુંબઇ આવ્યા હતા.

(મું બા૦)

**કાવસજી હીરજીભાઇ ગાંધી,**[૧૯]
મુસાફરી તેઓની સાથે બાંધી.
એકી દાહડે આવ્યા એ ત્રણે જણા,
તે વખત પર પારસીઓ હતા ઘણા.
**ગામડીઆબી**[૨૦] તેની પેહલાં લેવાએછ,
**ફરામજી પટેલના**[૨૧] તે વડવા કેહવાએછ.
પુરાંણા છે **હીરજી રેડીમની શેઠ,**[૨૨]
સખાવતને ખાતર જે કરતા'તા વેઠ.
વારેસ જેનાને હતો નહી,
દીલમાની ઉમેદ દીલમાં રહી.
પણ દીકરીના દીકરાને ખોલે લીધો,
પરાયો હતો તેને પાલક કીધો.
વડી દીકરી નામે '**સુનાબાઇ,**'[૨૩]
તેને પેટે આવ્યો તો ઝાંહાંગીરભાઇ.[૨૪]

---

૧૯ :—એજ ટાંકણે એ જરથોસ્તીબી લવજી વાડીઆ સાથે સુરતથી મુંબઇ આવ્યા હતા.

(પા૦ પ્ર૦)

૨૦ :—ગામડીઆ. દાદાભાઇ જમશેદજી ગામડીઆ. એવણ મુંબઇમા સુમારે ઇ૦ સ૦ ૧૭૨૦ માં આવી વસ્યા હતા.

(પા૦ પ્ર૦)

૨૧ :—ફરામજી પટેલ. શેઠ ફરામજી નશરવાંનજી પટેલ ( ક્રિથના ફરામરોજ. ) સુમારે ઇ૦ સ૦ ૧૭૨૦ ના સાલ દરમ્યાન શેઠ ફરામજી નશરવાનજી પટેલના બપાવા, શેઠ દાદાભાઇ જમશેદજી ગામડીઆ મુંબઇમાં આવી વસ્યા હતા.

(પા૦ પ્ર૦)

૨૨ :—હીરજી રેડીમની. ત્રણ રેડીમની ભાઇઓ, મનચેરજી, હીરજી અને ટેમુલજી જીવનજી રેડીમની, તે કુકાજી સુઇના* દીકરાઓ, ઇ૦ સ૦ ૧૭૨૮ ના સાલમાં મુંબઇ આવી વસ્યા હતા.

(મું૦ બા૦)

* શોધ કરતાં જીવનજી કુકાજી, પોતીકા સ્વદેશમાં 'સુઇના' ની અટકથી અસલ ઓલખાતા હતા.
(મું૦ બા૦)

૨૩ :—સુનાબાઇ (સુનાઇજી.) શેઠ હીરજી જીવનજી રેડીમનીના વડાં દીકરી અને શેઠ નશરવાનજી રૂસતમજી બનાજીના ધણીઆણી.

(મું૦ બા૦)

૨૪ :—ઝાંહાંગીરભાઇ. બાઇ સુનાબાઇ ( સુનાઇજી ) ના દીકરા. શેઠ હીરજી રેડીમના વીધવાએ ખોલે લઇને, પોતાના ધણીને નામે પાલક કરી

બનાજીના ખાંનદાંનની હતી તોખમ,
રેડીમનીના વંશપર લીધો જોખમ.
× × ×
**સોરાબજી મનચેરજી રેડીમની,**[૨૫]
થયા'તા મોટી દોલતના ધણી.
સખાવતમાં ગણાતા તેવણ સુરા,
સોદાગરી કરવામાં હતા પુરા.
શેઠ **મનચેરજી મના જોગી** હતા,[૨૬]
દારૂખાણાવાલા તેવણ કેહવાતા.
બંદુકનો બારૂટ બનતો'તો જાંહા,
રખેવાલપણા પર રેહતા'તા તાંહા.
× × ×
**સરની**[૨૭] સખાવતનો પારજ નહી,
દયા દાંનનો તેમને તો વારજ નહી.
તેવાઓબી અંતે ના જીવતા રેહા,
સખાવતની શાહદતને મેલી ગયા."
× × ×

---

લીધેલા દીકરા, જે બનાજીના ખાનદાનમાંથી નિકલી રેડીમનીના સંબંધમાં સંધાયા હતા.

(મું૦ બા૦)

૨૫ :—જુવો સોરાબજી મનચેરજી રેડીમની વીશે, આગલ આપેલી વિગત.

(પ્ર૦)

૨૬ :—મનચેરજી મના જોગી. (દારૂખાનાવાલા.) સુરતની પાસેના 'મદરોઇ' ગામમાંથી પેહલવેહલા સુમારે ઇ૦ સ૦ ૧૭૨૦ ના સાલમાં મુંબઇ આવ્યા હતા, અને સરકારી તોપખાનાનાને માટે દારૂગોલો બનાવનાર એક 'પોરટુગીસ' ના હાથ હેઠલ ચાકરી રહ્યા હતા. એથી એવણની અટક 'દારૂખાનાવાલા' ની પડી હતી.

(પા૦ પ્ર૦)

૨૭ :—સર. પેહલા સર જમશેદજી જીજીભાઇ, બારોનેટ.

(પ્ર૦)

## પારસી સખાવતી શેઠીયાઓની યાદગારીનું સાંકળ્યું.[1]

"સખાવતમાં સોરાબજી[2] હતા સુરા,
દાતારમાં દાદી શેઠજી[3] પુરા.

---

૧:—આ કાવ્યરૂપી સાંકળ્યું, 'મુંબઇનો બહાર' લખનાર મરહુમ રતનજી ફરામજી વાછાએ રચ્યું હતું. ઇ. સ. ૧૮૭૪.

(પ્ર૦)

૨:—શેઠ સોરાબજી મનચેરજી રેડીમની. શેઠ સોરાબજીના પીતા મનચેરજી રેડીમની, ઇ૦ સ૦ ૧૭૨૮ મા પોતાના વતન નવસારીથી મુંબઇ આવી, થોડીક મુદતમાં ચીન સાથના બોહળા વેપારમાં પડ્યા હતા, અને એક વાર ચીન દેશની એવણુ સફરે પણ ગયા હતા.

તે વખતની પારસી પંચાતના એવણ્ અકાબર હતા. એવણે પોતાના રવાનને અવલમંજલ પોંહચાડવા માટે, ચોપાટીની પોતાની વાડીમાં, એક અલાહેદું દોખમું બંધાવવા માંડયું હતું, પણ તે તૈયાર થાય તે આગમજ એવણુ મરણ પામ્યાથી, કહે છે કે, એવણ્ના રવાંનને શેહ-સારણાની ક્રિયા કરી, તેજ વાડીની પછવાડેના ડુંગરના એક ચોતરા ઉપર ગેહાન નીચે ઢાંકી, બરાબર એક માસ સુધી રેહવા દીધું હતું, અને તે પછી દોખમું તૈયાર થવાથી, માસીસાને દિવસે તે ઇજાવી, તેમાં એવણ્ના રવાંનને નાખ્યું હતું.

(પા૦ પ્ર૦)

શેઠ સોરાબજી રેડીમની, વેપારીઓની સંફમા ઘણા વખણાયલા હતા. એવણ્ "શાહ મીનોચેહર" અને "શાહ કયેખુશરૂ" નામના બે મોટાં વાંહાંણના માલેક હતા. પેહલું વાંહાંણ ૧૦૪૨ ટનવાલું, અને બીજું ૧૦૪૫ ટનવાલું હતું, અને ચીન સાથે વેપાર કરવામાં એ વાંહાંણો વપરાતાં હતાં.

(પા૦ પ્ર૦)

૩:—(દાદીશેઠ) દાદીભાઇ નોશરવાનજી. મરણ—ઇ૦ સ૦ ૧૭૯૯ તા૦ ૭ મી એપ્રેલ. રોજ ૧, માહ ૮ (ક૦) ૧૧૬૮ (ય૦) ઉમર વરસ ૬૫. એવણ્ મુંબઇના એક મોટા વેપારી અને વાહણવતી તથા જાગીર-

જેઓ પર દીપતો'તો શેઠાઇનો બહાર,
કિરતી તેઓની રહી યાદગાર.
તે સાથે પેસતનજી વાડીઆ[૪] સામેલ,
દ્રવ્ય 'ને હિંમતમાં પુરા કામેલ.

---

દાર હતા, અને ચીન ખાતેનો મોટો વેપાર ચલાવતા હતા. એવણુના 'શાહ અર્દેશીર,' 'કીંગ જ્યાર્જ,' 'ફ્રેન્ડશીપ,' 'પ્રીંગ વીલીયમ,' અને 'ડેવીડ સ્કોટ' નામના પાંચ વાહાણુ હતાં.

એવણે ઇ૦ સ૦ ૧૭૮૦ માં મુંબઇમાં, ઇરાંની રોજ માહ પહડવો શરૂ કીધો હતો, અને પોતાની સંર્કૃમાં અતરેના થોડાક પારસીઓનેબી સામેલ કીધા હતા. તે બાદ કદમી તરીકા મુજબ, મુંબઇમાં પેહલવેહલાં આતશબેહરાંમ બનાવી, તે તા૦ ૨૯ મી સપટેમ્બર ૧૭૮૩ ને દીને પરથાવ્યા હતા.

ઇ૦ સ૦ ૧૭૯૦ માં, ગુજરાત તરફના "સડતાલા" ના દુકાળની વખતે, એવણે શેઠ પેસતનજી બમનજી વાડીઆની સાથે મલીને અતરે આવતા સેંકડો લાચાર જરથોસ્તીઓની દસ મહીના સુધી પરવરસી કીધી હતી. તે વખતની પારસી પંચાએતના એવણુ એક મુખ્ય અકાબર હતા. (પા૦ પ્ર૦)

૪:—પેસતનજી બમનજી વાડીઆ. મરણુ—ઇ૦ સ૦ ૧૮૧૬. તા૦ તા૦ ૨૦ મી આગસ્ટ. રોજ ૨૦, માહ ૧૧ (શે૦) ૧૧૮૫ (ય૦) ઉમર વરસ ૫૮. બમનજી લવજી વાડીઆના બીજા દીકરા. એવણુ એક સહાસીક વેપારી, હિંમતવાન શેહરી, અને ઉદાર દીલના પારસી ગ્રહસ્થ હતા. એવણુ ચીન, કલકત્તા, મધરાસ અને ઈંગ્લંડ વગેરે સાથ મોટો વેપાર ચલાવતા હતા. એ માટે એવણુના, 'બહમનયાર,' 'મીલફર્ડ,' 'ઍન,' હીરો,' અને 'તાજબખશ,' એવે નામના પાંચ મોટાં વહાણો હતાં. (પા૦ પ્ર૦)

ગુજરાત ભણીના 'સડતાલા' ના ભયંકર દુકાળની વખતે, શેઠ દાદીભાઇ નસરવાનજીની સાથે મળીને, અતરે આવતા સેંકડો લાચાર પારસીઓની દસ મહીના સુધી પરવરસી કીધી હતી. ચોપાટીના દોખમા ઉપર જવાના ડુંગરનો રસ્તો, જે ઘણો ડીકટ હતો, તે ઉપર એવણે સીડીઓ બંધાવી, તે વખતની પંચાએતને સ્વાધીન કરી દીધી હતી. (મું૦ બા૦)

આઇ ખવાડીને ગુજરી ગયા,
સખી નામથી જગમાં અંમર થયા.
મશહુર છે જગતમાં સડતાલાનો કાલ,[૫]
વરસ તેનું ચાલે છે તીઆસીમું હાલ.[૬]
દેસાવરમાં પડીતી વરસાદની તાંણુ,
તવલતી'તી આલમ મેલવવાને નાંન.

---

પરેલનો નામીચો લાલબાગનો મેહલ, એવણે ઇ૦ સ૦ ૧૭૯૨ મા બંધાવ્યો હતો.

(પા૦ પ્ર૦)

એ વખતપર મુંબઇમાં માત્ર પરેલ ખાતેના ત્રણ મકાનો જે તારીફ લાએક જણાતાં હતાં, તેમાં 'સરકારી મેહલ, 'સીતોરી બાગ,* અને 'ગુલજાર ચમન' હતાં, જે જોવા માટે લોકો દુર વેરથી આવતાં હતાં.

(મું૦ બા૦)

* એ 'સીટોરી બાગ' અસલ પરેલમાં મી૦ સ્ટોરી નામના કોઇ ઇંગ્રેજ ગ્રહસ્થનો બાગ હોવાથી, તે વખતે 'સીટોરી–બાગ' એવે નામે ઓળખાતો હતો. પાછળથી શેઠ હોરમસજી બમનજી વાડીઆએ ઇ૦ સ૦ ૧૭૯૪ ના સાલમા, એ 'સીટોરી–બાગ' મા મેહલ જેવું એક મકાન બંધાવ્યા બાદ, તેનું નામ 'લવજી કેસ્ટલ' કરી રાખ્યું હતું. એમાં ઇંગ્રેજ લોકો વટીક પોતાના ખાણાંપીણાં તથા મેલાવડાઓ કરતા હતા. (પા૦ પ્ર૦)

આ 'સીટોરી બાગની તારીફમાં, મુંબઇની તે વખતની વખણાઇ ગયલી ગાનારીઓ—'ભાગી અને ગંગા' એ એક ગાયણ જોડયું હતું, તેની બેજ લીટીઓ અતરે નોંધી લીધી છે:—

"મુંબઈ શેહર ગુલજાર,
ઉસમે માહીમ –પરેલકા જંગલા;
દરમ્યાને ખુબ જોર હવા,
હોરમજજી શેઠકા બંગલા. (મુ૦ બા૦)

મુસાફરો માટે ધરમશાળા, અને પારસીઓના લાભ માટે અંકલેશ્વર મધ્યે એક દોખમું ૩૬૦,૦૦૦) ખરચે એવણે બંધાવ્યું હતું.

(મું૦ બા૦)

૫ :—ઇ૦ સ૦ ૧૭૯૦ ના સાલમાં ગુજરાત તરફ એક ભયંકાર દુકાળ પડયો હતો, કે જે 'સડતાલા' ના દુકાળને નામે જણાયલો છે.

(મું૦ બા૦)

૬ :—મુંબઇનો બાહાર નામનું પુસ્તક ઇ૦ સ૦ ૧૮૭૪ માં પ્રગટ થયું હતું, તે વખતે એ દુકાળને ૮૩–૮૪ વરસ થયાં હતાં.

(પ્ર૦)

તેમાં હિંદુ 'ને મુસલમીનો ઘણા,
ભુખમરાથી અતીશે થયા ફના.
બચ્યા જેઓ ત્યાંથી નિકળી ગયા,
આવીને મુંબઇની અંદર રહ્યા.
ખબર થઇ જેવી રેડીમનને,
સ્વાધીન લીધા બે હજાર જનને.
દાદી શેઠેબી તેટલી સંખ્યા લિધી,
સખાવતમાં દોલત રેડી દિધી.
દરરોજ દાહડામાં સાંજ 'ને સહુવાર,
ખવાડયું તેઓને બબેજ વાર.
એવી હાલતમાં મહિના દસેક ગયા,
ત્યાં તક તે આસરો પાંમતા રહ્યા.
ખરચની સંખ્યા એકઠી લઇએ,
તો જુમલો જોઇને અચરત થઇએ.
જો ઓછામાં ઓછું કેહતા હોઇએ,
તો માણસને દરરોજ બે આના જોઇએ.
તે હિસાબે અડી સો રૂપીઆનો રોજ,
ગણતાં જણાશે હજારોનો બોજ.
તે બેહુઓએ સેહલથી ઉંચકી લીધો,
સોધીયો જીંનતનો મારગ સીધો.
સખાવત તો સોરાબજી લેતા ગયા,
તે સાથે દાદી શેઠ ન બચી રહ્યા.
પણ અમર નામે કિરતી રહી બરકરાર,
ધરમના ધુંઆની પામ્યા વરાર.
પેસ્તનજી વાડીઆબી હતા અંદર,
સખાવતમાં દીધા છે હજાર પંદર.
તે સાથે કંઈક કાંમોમાં હિંમત,
કરી દિપાવી છે પુરતી કિંમત.

નસરવાનજી વાડીઆ૭બી જણાએલા છે,
સખાવતના સાથીમા ગણાએલા છે.

સુરતમાં પડીયો જ્યારે દુકાલ,
પરજાને કરી આપીયો સુકાલ.
અનાજ ભરી વાહાણો મોકલી દીધાં,
તવલતાંને સંતોશ પાંમતાં કીધાં.
હોકમ લખીયો આડતીઆને એવો,
કુટંબી ગરજવંતાં આવે જેઓ.
ખરીદ ભાવની ઉપર રાખીને પુણુ,
અપાવી તેઓને ચોખાની ગુણુ.
નફા પર ન કીધી કોઇએ નજર,
આફતને બેસાડી દીધી સજ્જર.
સંભાલ એટલોજ લેવાડીયો,
તે માટે ત્યાં સંધેસો કેહવાડીયો.
રકમબંધ જે ગુણો લેવા આવે,
મકદુર શું તેમા તેઓ ફાવે.

૭ :—નશરવાનજી માણેકજી વાડીઆ. મરણુ—ઇ૦ સ૦ ૧૮૧૪ તા૦ ૪ થી જુન. રોજ ૨, માહ ૯ (શે૦) ૧૧૮૩ (ય૦) ઉમર વરસ ૬૪.* માણુકજી લવજી વાડીઆના બીજા દીકરા. એવણુ એક મોટા વેપારી, વાંહાણવતી અને ફ્રૅન્ચ સરકારના અતરેના આડતીઆ હતા. એવણુના 'બોમ્બે,' 'હોરમજીયાર' 'કૅાર્નવાલીસ' અને 'બોમ્બે–મરચન્ટ' એવે નામના ચાર મોટાં વાહાણો હતાં. ફ્રૅન્ચ સરકારમાં એવણુને ઘણુંજ માન હતું, તથા ત્યાંની દરબારમાં એવણુની એક તસવીર પણ ટાંગેલી હતી, એવું તે વખતે તે તરફ જઇ આવેલા એક પારસીએ† અતરે જાહેર કીધું હતું. સડતાલાના દુકાલમાં એવણે પણ જરથોસ્તીઓની પરવરસી બીજા ઉદાર દીલના પારસીઓ સાથે કીધી હતી. તેમજ દેશાવરો ખાતે ગરીબોને વેંહચી આપવા હજારો ગુણ અનાજ એવણે જુદો મોકલ્યો હતો.

(પા૦ પ્ર૦)

* મુંબઇ બાહારના લખનારે એવણની મરણ સમે ઉમર ૪૮) નોંધી છે. (પ્ર૦)
† આ પારસી ગૃહસ્થનું નામ શેઠ રુસતમજી મનચેરજી બંગાલી (લકબે મેટકી) હતું.
(પા૦ પ્ર૦)

ઘણું સુધી લોકોને રાહત થઇ,
આ વાડીઆની કીરતીબી ગવાઇ રહી.

મલીયો સહુને અનાજ સસતો,
તે દાહડો તો અંતે ગયો ખસતો.

વરસબી તેને ઘણા વહી ગયાં,
પણ પુનવંતાં કામો યાદમાં રહ્યાં.

વસીલોબી તેમનો ચમન કરેછ,
કોઈ તો પઇસાને હૈડે ધરેછ.

ચાહીએછ કે તેઓબી તેવાજ થાય,
સખાવતી મંડલમે વેહલા ગણાય.

સસતી સખાવત જે ગણાઇ છે,
પાએદારીમાં ઉત્તમ તે સમાઇ છે.

દુનીયાની હસ્તીસે જોડાઇને નામ,
દિપતાં રહ્યાં છે માહભારત કાંમ.

'રૂસતમ માણેકે' મેલવી શેઠાઇ,
સખાવતની સાથે જેહુમત વેઠાઇ.

---

૮ :—રૂસતમ માણેક શેઠ. મરણ—ઇ૦ સ૦ ૧૭૨૧.) તા૦ ૩૦ મી જુલાઇ. રોજ ૧૭, માહ ૧૦ (શે૦) ૧૦૯૦ (ય૦), ઉમર વરસ ૮૬. અતરેના શેઠ ખાનદાનના કુટુંબના વડવા. એવણ સુરતના વતનદાર, અને ત્યાંની ઇંગ્રેજ કોઠીના દલાલ હતા. એવણ ઇ૦ સ૦ ૧૬૬૦ માં, સુરતના નવાબ અને ઇંગ્રેજ કોઠીવાલાઓ વચ્ચે ઉઠેલા વાંધાને માટે, દીલ્લી શહેનશાહ ઔરંગજેબની હજુરમાં ગયા હતા. સુરતના જરથોશ્તીઓ ઉપરના ઘણાક જુલમો એવણે પોતાના મોગલાઇ અમલદારો સાથના લાગવગથી ટાલ્યા હતા, તથા તે સીવાય ઘણાક પુલો, કુવા, તલાવો, ધરમશાલા વિગેરે સુરત તથા તેની આસપાસ ગામડાઓમાં બંધાવ્યાં હતાં.

સુરતમાં પારસીઓને વસવાનો 'રૂસતમપસ' નો લત્તો અસલ એવણુની મીલકત હોવાથી, તે આજ સુધી એવણુનાજ નામથી ઓલખાય છે. એવણનું મરણ સુરતમાંજ નિપજ્યું હતું.

(પા૦ પ્ર૦)

'બનાજી'નું ખાંનદાંન વખણાયું છે,
બુલંદ નામ સખાવતથી જણાયું છે.

૯:—ફ્રામજી કાવસજી બનાજી. મરણ—ઇ૦ સ૦ ૧૮૫૧. તા૦ ૧૨ મી ફેબ્રુવારી. રોજ ૧૯ માહ ૬ (ક૦) ૧૨૨૦ (ય૦) ઉમર વરસ ૮૪. શેઠ કાવસજી બેહરામજીના વડા દીકરા. ઇ૦ સ૦ ૧૮૦૧ માં ઇસ્ટ ઇન્ડીયા કંમપનીના અતરે આવતાં વેપારનાં વાહાણોના દુબાશનું કામ એવણને મલ્યું હતું. એવણે બેવાર ચીનની સફર કીધી હતી. ચીન સાથેના વેપાર માટે એવણે પોતાને હીસાબે 'સુલેમાની' નામનું વાહાણ રૂ૦ ૧,૩૩,૦૦૦) એક લાખ તેત્રીસ હજારની કીમતે લીધું હતું, અને ત્યાર પછી, 'ગોલકનડા,' 'સારાહ,' 'બોમ્બે-કેસ્ટલ,' 'મિનરવા,' અને 'બકિંગામશાયર' નામના વાંહાંણો એવણે ખરીદયાં હતાં. એ ઉદાર દીલ જરથોસ્તીના સાહસિકપણાની વારતાથી, તથા એવણના નામથી પારસી કોમ અનજાણી નથી. છાસટી તરફ આવેલાં ૬) ગાંમો, ઇ૦ સ૦ ૧૮૩૫ માં સરકાર પાસથી વેચાતાં લીધાં હતાં. ત્યાં તરેહવાર જાતના અનાજ, મેવો, ફળફુલાદી વિગેરે ઉગાડયાં હતાં, તથા સેંતુરના ઝાડ રોપી તેમાંથી રેસમ બનાવવા, સેરડી રોપી તેના રસમાંથી ખાંડ બનાવવા, તેમજ ગુલી પાકવવાના અખતરા એવણે કીધા હતા.

મુંબઇમાં ચોપાટીના ડુંગર ઉપર એવણે એક દોખમું બંધાવી તા૦ ૩ જી મેએ, ૧૮૩૨ ને દીને પરથાવ્યું હતું. પારસી બાળકોને ઝંદ અવસ્તા અને ગુજરાતી શીખવવા માટે સર જ૦ જી૦ અને શેઠ જીજીભાઇ દાદાભાઇ સાથે મલી ઇ૦ સ૦ ૧૮૩૬ થી એક નિશાળ ઉંઘાડી હતી.

ગ્વાલીઆતળાવ એવણે પોતાને ખરચે નવેસરથી ઉંડો ખોદાવી, પ્રજાને માટે ખુલ્લો મેલ્યો હતો.

મુંબઇમાં કરેલવાડીના રસ્તા ઉપર, દરીઆ કિનારા તરફ, કદમી તરીકા પ્રમાણે એક મોટું આતશબેહરાંમ ઇ૦ સ૦ ૧૮૪૫ માં પરથાવ્યું હતું. દરેક પ્રજા ઉપયોગી કામોમાં એવણ પોતાની સામેલગીરી આપતા હતા. પારસી પંચાએતના એવણ એક અકાબર અને તેની પુંજીના એક 'ટ્રસ્ટી' હતા. સરકારે એવણને સુલેહના અમલદાર (J. P.) નેમ્યા હતા. ઇ૦ સ૦ ૧૮૩૫ માં પેહલવેહલી સ્થાપેલી 'સેવિંગ-બેન્ક'ના સરકારે એવણને 'ડીરેકટર' નેમ્યા હતા. ઇ૦ સ૦ ૧૮૪૦ માં, 'બોમ્બે-બેન્ક' સ્થાપવામાં, તથા ઇ૦ સ૦ ૧૮૪૪ માં, જી૦ આઇ૦ પી૦ રેલવે કમ્પની સ્થાપવામાં એવણે મોટી આગેવાની લીધી હતી, તથા એ બધાં ખાતાંના 'ડીરેકટર' હતા.

(પા૦ પ્ર૦)

આ નામીચા પારસીની જીંદગીનો હેવાલ ઘણો લંબાણ હોવાને લીધે, અતરે તે બારીકીથી દરશાવી શકાતો નથી, એ માટે પ્રકાશકની દલગીરી છે.

(પ્ર૦).

હતા નબીરાઓ એકેકથી સરસ,
ભલાં કામમાં સાચવ્યાં ઘણા વરસ.
'કામાજી' કુટુંબના જરદાર નર,
સખાવતના સરદાર ને હિંમતના ઠઠ.
લાખો—હજારોનો ખરચ કીધો,
એલમ 'ને હુંનર દિપાવી દીધો.
તે સાથે કંઇકોને રોજી આલી,
હતા જેઓ અસલથી હાથે ખાલી.
બીજા સખીબી ઘણા થઇ ગયાછ,
દેખાડીયા છે જેટલા યાદમાં રહ્યાછ.
ન રાખતાં તેમાં કાંઇએ કસુર,
લખ્યાછ જેટલા જણાયા મસહુર.
જે ભુલાયા હોય, તેની હજુરમાં માફ,
માગુંછ કે કરજો, રાખી દીલ સાફ.
'સર કાવસજી જાંહગીર' સખાવત કરેછ,
ધરમની જગ્યાને સોધતા ફરેછ.
સખી દીલની સુચનાને રાખી મકમ,
ખરચે છે મોકલે હાથે રકમ.
હજારો રૂપીઆ ખરચી નાખેછ,
સખાવતનો શીરો તેમાંથી ચાખેછ.
અરદેશર વાડીઆબી[10] સખી ગણાયેછ,
ઍરામજી 'ને[11] તેમના ભાણેજો જણાયેછ.

---

૧૦ :—શેઠ અરદેશર હોરમજજી બમનજી વાડીયા. આ સખાવતી દીલ ગુરદાવાલા જરથોસ્તીને આસરે પડેલાં, ગરીબી હાલતના ઘણાક ગ્રહસ્થ કુટુંબોની આબરૂથી જેવી ગુપ્ત બરદાસ્ત થતી હતી, તેનો બદલો તે કીરતારની બક્ષેસથી તેવણને સદા મલતો રહયો હતો.

શેઠ અરદેશરની સખાવતો લાખોથી ગણાઇ છે. શેઠ અરદેશર વાડીઆ. જેમ ગુપ્ત દેનારા તરીકે ઓલખાતા હતા, તેમ ખાસ કરીને એકાંત રેહનારા હતા. એવા એકાંત સ્વભાવને લીધે એ સાહેબ, મોટી જાહોજલાલી ભોગવતા હોવા છતાં, કોઇબી જાહેર કામોની અંદર સામેલ થતા નહી હતા, તોપણ પોતાની તથા પારકી કોમની ભલાઇ ઇચ્છવા માટે, ઘણાજ ખંતી રેહતા હતા.
(મું૦ બા૦)

૧૧ :—શેઠ ઍરામજી જીજીભાઇ. (પ્ર૦)

જાહેરમાં થોડા 'ને બાતેન ઘણા,
પઇસા વેરેછ જાણે ધાણી–ચણા.
મેરવાનજી પાંડેનો[12] ઉતમ ધરમ,
દ્રવ્યવાંન બખીલોને દે છે શરમ.
કોલાબે' ને કરેલવાડી આગલ,
દેખાય છે તે દુનીયાંની જાણે ભાગલ.
એકમાં શરીરને શાંતી મલેછ,
મુસાફરની પીડા બિજા'થી ટલેછ.

---

૧૨ :—મેરવાનજી ફરામજી પાંડે. મરણ—ઇ૦ સ૦ ૧૮૭૬, તા૦ ૭ મી માર્ચ. રોજ ૧૯, માહ ૭ (ક૦) ૧૨૪૫ (ય૦). ઉમર વરસ ૬૪. શેઠ ફરામજી ભીખાજી પાંડેના ત્રીજા દીકરા.

ઇ૦ સ૦ ૧૮૬૩ ના નવેંબર માસથી એવણે પોતાના ભાઇ શેઠ દોરાબજી ફરામજી પાંડે, દીકરા શેઠ નશરવાનજી મેરવાનજી પાંડે, અને ભત્રીજા શેઠ ધનજીભાઇ પેસતનજી પાંડેને પોતાના ભાગીયા કરી 'મેરવાનજી ફરામજીની કુમપની' ના નામથી વહીવટ ચલાવવા માંડયો હતો. ઇ૦ સ૦ ૧૮૬૦ માં એવણે શેઠો દીનશાહજી અને માણેકજી પીટીટ સાથે મલી "માણેકજી પીટીટ સ્પીનીંગ એન્ડ વિવીંગ કું૦" કાહાડી હતી, અને ૧૮૬૩ સુધી એવણે તેની એજન્સી ચલાવી હતી. ૧૮૬૬ થી ઓરીયંટલ સ્પીનીંગ એન્ડ વિવીંગ કું૦ ની એજન્સી પણ એવણને મલી હતી. ૧૮૭૩ માં એવણે ભરૂચ મીલ્સ, અને ૧૮૭૪ માં કુરલાની ન્યુ ધરમસી પુંજાભાઇ મીલ્સ કું૦ ની એજન્સીઓ પણ એવણને મલી હતી. એ ઉપરાંત બીજી અનેક જૉઇન્ટ સ્ટૉક કું૦ઓ એમણે ઉંઘાડી હતી.

ઇ૦ સ૦ ૧૮૫૯ એવણ મુંબઇની પારસી પંચાએતના ફંડના એક 'ત્રસ્ટી' નેમાયા હતા. ૧૮૬૦ મા એવણ સુલેહના અમલદાર (J. P.) નેમાયા હતા, અને ૧૮૬૭ પારસી ચીફ મેત્રીમોનિઅલ કોરટના એવણ ડેલીગેટ નેમાયા હતા.

સખાવત કરવામાં એવણનો દીલ ગુરદો ઘણો મોટો હતો. એવણની સખાવતો પારસી કોમને જાવેદાંન સુધી કામ લાગે એવી થઇ પડી છે. એવણની પેહલી સખાવત ઇ૦ સ૦ ૧૮૬૧ માં શરૂ થઇ હતી. એ સાલમાં એવણના દીકરા નશરવાનજીની નવજોતની ખુશાલીમાં રૂ૦ ૧,૫૦,૦૦૦) એક લાખ પચાસ હજારની રકમ, આસમાનની ગીરદેશથી તંગદસ્ત થએલા



**મરહુમ શેઠ ફરામજી નશરવાનજી પટેલ** (ક્રિથના ફરાગરોજ.)



**મરહુમ શેઠ હોરમજી અરદેશર વાડીઆ** (જેવણની યાદમા વાડીઆનુ આતશ બેહરામ સ્થાપ્યું છે.)



**મરહુમ શેઠ અરદેશર હોરમજી વાડીઆ.** (લવજી કેસ્ટલના માલેક)



**મરહુમ શેઠ મેરવાનજી ફરામજી પાંડે** (કોલાબા પારસી સેનીટેરીયમના સ્થાપક.)

B. A. P. Works.

શેઠ ફરાંમજી પટેલની[13] સખાવતી છે,
સોદાગર 'ને વલી નાણાંવતી છે.
પારસી અકાબરમાં હુરમત ભરેલો,
અંનજુમને પ્યારથી પસંદ કરેલો.
ધરમના દાંનને તે સમજે છે બહુ,
સખાવતને માટે ત્યાં દોડે છે સહુ.

× × ×

એ ઉપરાંત સખીના જે સાથી થશે,
તેનાજ પુણનો અધીઓ જીંનત જશે.
આકેબતનો તોશો ગણાશે તાંહાં,
બાકી દોલત 'ને જીંદગી તો અંતે ફના.

---

ગ્રહસ્થોને દર માસે, અથવા દર સાલે આસરો આપવામાં વાપરવા, તથા દર સાલ ગહામબારની ન્યાત કરવા માટે આપી હતી.

બીજી સખાવત તા૦ ૯ માર્ચ ૧૮૬૫ ને દીને, એવણના માતાજી મરહુમ બાઈ ગુલેસ્તાન બાનુના ઉકમણામાં રૂ૦ ૧,૦૦,૦૦૦) એક લાખ પારસીઓને સસતાં ભાડાના ઘેરો પુરા પાડવા આપી હતી. એ કામ માટે કહરેલવાડીના રસતા ઉપર એવણે લીધેલી ખાલી જમીનના ટુકડાઓ ઉપર ચેહલી બંધાવી, તે ઓછી કીમતે વેચી નાંખી હતી, અને ખરીદનારાઓ સાથે એવણે એવી સરત કરી હતી, કે તેમાં તેઓ પોતે વસે, અને પારસીઓને વસાવે, તથા ભાડાંની લાલચ કરી પરકોમનાઓને ભાડે આપે નહી.

ત્રીજી સખાવત, ગરીબ જરથોશ્તીઓને બીમારીની વખતે હવા–પાણી ફેરફાર કરવા માટે, એવણે રૂ૦ ૪,૧૪,૧૧૦ ચાર લાખ ચોદ હજાર એકસો દસને ખરચે વચલે કોલાબે એક પારસી 'સેનીટેરીયમ' બંધાવી ઇ૦ સ૦ ૧૮૬૫ ને દીને 'મેરવાન–બાગ' ના નામથી તેને ખુલ્લું મુકયું હતું.

ચોથી સખાવત રૂ૦ ૧,૧૧,૪૭૪) એક લાખ અગીઆર હજાર ચાર સો ચુમોતેરને ખરચે, જરથોશ્તી મુસાફરોના ઉપયોગને માટે, કહરેલવાડીના રસ્તા ઉપર એક ધરમશાલા બંધાવી, ઇ૦ સ૦ ૧૮૬૬ માં 'પાંડે ધરમશાલા' ને નામે તે ખુલ્લી મુકી હતી."

(પાં૦ પ્ર૦)

૧૩ :—શેઠ ફરાંમજી નસરવાંનજી પટેલ. (ક્રિથના ફરાંમરોજ.)
(પ્ર૦)

નથી કોઇ જોડે તે રહી પાયદાર,
કરોડપતીઓ થયા છે અંતે ખુવાર.

પઇસો મલેલો પરમાણ તેને,
સારાં કામમાં ખરચ્યો જેણે.

કિરતી તેમાંજ તેની ગવાશે સહી,
સંઘરેલું સઘલું સચવાશે નહી.

× × ×

વચન જેને આપો તો પાલજો સહી,
આવે સરણે, દુઃખ તેનું ટાલજો સહી.

તે માટે હેદાયત ઇશ્વરની પાસ,
માંગજો કે પુરશે તે તમારી આસ. (આમીન.)

(મું૦ બા૦)



## શેઠ રૂસતમજી દોરાબજી પટેલ[૧]. મુંબઇના પેહલ્લા પારસી ગવરનરની કિર્તી.†

જનમ :—ઇ૦ સ૦ ૧૬૬૭.[૨]

મરણ :—ઇ૦ સ૦ ૧૭૬૩. તા૦ ૧૨ મી એપ્રેલ. રોજ ૨૭, માહ ૬ (શે૦) ૧૧૩૨ (ય૦)

ઉમર વરસ ૯૬.

"જે ઘરડાઓ આએ ટાપુમાં રેહ છે,
આ નિપજેલી બીના તેઓ કેહ છે.
કે ઇંગ્રેજે જ્યારે આ ટાપુ લીધું,
એ ટાપુ 'ફ્રંગીએ'[૩] રીતુમાં દીધું.

---

૧ :—રૂસતમજી દોરાબજી પટેલ. એવણુ મુંબઇમાં પેહલ્લા આવનાર પારસી દોરાબજી નાનાભાઇના નાધલા દીકરા હતા. ઇ૦ સ૦ ૧૬૮૯ મા પોતાના બાપના મરણ બાદ તેમની જગોએ એવણુ ઇંગ્રેજ સરકારના કારભારી થયા હતા. તે વખતની પારસી પંચાએતના એવણુ તેની શરૂઆતથીજ એક અકાબર હતા.

(પા૦ પ્ર૦)

† 'મરહુંમ નસરવાનજી ટેહમુલજી (આસા વઇદ) ઉરફે 'દુરબીન' નામના જરથોસ્તીએ ઇ૦ સ૦ ૧૮૩૭ ના સાલમાં દસ્તુર મીનોચેહર એદલજી જામાસ્પ આસાનાની સાથે મળી, 'ગુલજારે નસીહત' નામનું પુસ્તક કાહાડયું હતું, તેમાંથી આ કાવ્યો મળી આવ્યાં છે. આ કાવ્ય લગભગ ૮૩) વરશનું પુરાણુ છે, એમ છપાયલી નોંધ ઉપરથી માલમ પડયું છે. આ પારસી કલમકસ જમાનાના તે વખતમા એક ચુનંન્દો લેખક અને કવી ગણાતો હતો. ગુલજારે નસીહત ઉપરાંત ૧૮૪૧ મા 'નીરંગહાંએ કલમકસ' પુસ્તક, તથા 'સસ્તી વિદ્યા' નાંમનું એક ચોપાન્યું એવણે પરવરતાવવા માંડયું હતું. ઇ૦ સ૦ ૧૮૪૨ મા 'બેનજીર અને બદરેમુનીર'નાં ઉરદુ કિસ્સાનો, તથા ૧૮૪૭ મા 'અરેબીયન નાઇટસ' માની વારતાઓનો ગુજરાતી તરજુમો કરી પુસ્તક રૂપે પ્રગટ કીધા હતા. એ ઉપરાંત ૧૮૩૭ મા મરહુમે 'મુંબઇ દુરબીન' નામનું અઠવાડીક પત્ર શીળા-છાપા ઉપર પોતાનાજ અધીપતીપણા હેઠલ કાહાડવા માંડયું હતું; જે ૮ વરસ ચલાવી, ૧૮૪૧ માં બંધ પાડયું હતું. (પા૦ પ્ર૦)

૨ :—એવણુના જનમનો દીવસ તેમજ માસ, નકકી મલી શકતો નથી, પણુ યઝદઝરદી સને ૧૦૩૬, એટલે ઇ૦ સ૦ ૧૬૬૭ નાં સાલમા એવણુનો જનમ થયલો ગણુાય છે.

(મું૦ બા૦)

૩ :—ઇંગ્લંડના નામદાર રાજા ચારલ્સ બીજા સાથે, ઇ૦ સ૦ ૧૬૬૧ ના જુન માસની ૧૬ મી તારીખે પોરટુગલના રાજાની બેહન

તેને થોડાં એક વરશ થાયા,
હબશી લોકો હિયાં ચહડી આયા.[4]
ત્યારે ઇંગ્રેજો તો ગયા નીકલી,
ના હીકમત કાંઇ તેઓને મલી.
રેહતા'તા ત્યારે હિયાં ઘણા પારસી,
તેઓ ગભરાયા, કે એ ધાર શી.
તે સહુમાં હતો એક નર કાંમનો,
રૂસતમજી દોરાબજી[5] નામનો.
કહું શું તે મરદ તો પુરો હતો,
જો પુછો તો સહુમાં તે સુરો હતો.
તેને કેહી સંધાઓને હીંમત દીધી,
એક નાધલી ફોજ સાથે લીધી.
તેમાં કંઇક હતા હિન્દુ–ફરંગી,[6]
તે સાથે ઘણા પારસી જંગી.

---

કેથેરાઇનના લગન થયાં, ત્યારે તે લગનની રીતમાં આ મુંબઇનો ટાપુ ઇંગ્રેજોને મલ્યો હતો. એ પોરચુગીસો તે વખતે સાધારણ રીતે 'ફરંગી' ને નામે અતરે ઓળખાતા હતા.

(મું૦ આ૦)

૪ :—ઇ૦ સ૦ ૧૬૯૨ ના સાલમાં, જંજીરાનો હબસી સરદાર યાકુબખાન હબસીઓની એક મોટી ફોજ લઇ મુંબઇ ઉપર ચહડી આવી, ડુંગરીનો કીલ્લો તેણે લઇ લીધો હતો.

(પા૦ પ્ર૦)

૫ :—રૂસતમજી દોરાબજી એવણ 'રૂસતમ જંદરાલ' ને નામે પણ ઓળખાતા હતા.

(મું૦ આ૦)

૬ :—જ્યારે હબસી લશ્કરે મુંબઇ કબજે કીધું, અને ડુંગરીનો કીલ્લો લઇ લીધો, ત્યારે ઇંગ્રેજ સરકારના માજી કારભારી દોરાબજી નાનાભાઇનો છોકરો, રૂસતમજી દોરાબજી, કે જે પોતાના બાપની જગોએ આવ્યો હતો, તેણે રાજ્યનો કારોબાર પોતાને હસ્તક લીધો, અને એક શીરબંધી લશ્કર, કે જેમાં મુખ્ય ભાગ મુંબઇના કોલીઓ તથા માછીમારૂઓનો હતો, તે ઉભું કરી પોતે તેની સરદારી લીધી, અને હબશી દુશ્મ-

તે અરવે જતાં થયા સાંબા,
ઘણા હબસીઓને કીધા લાંબા.[૧૭]
મારતાજ છુટા બસ એકદમ,
ના બુધા કે જુવાનનો ખાધો ગમ.
કંઇ એકને ગોલી ભરી પારીયા,
ઘણા એકને ટોપા છોડી મારીયા.
તોપો 'ને બંદુકોના બારથી,
બધી ગમના હોકાર પોકારથી.
એવું જંગ 'ને રન મચીયું તાંહાં,
ભાએગ પાધરાં તેજ બચીયું તાંહાં.
ભાંગા હાથ, માથાં 'ને કોઇના પગ,
ના વધીયા તેઓ સાંબા એક ડગ.
જે પાસ બચવાની નહી હતી તાલ,
તેના ગોલી-ગોલાથી ફુટાં કપાલ.
એવા જોરમાં ગોલી-ગોલા છુટતા,
લાગે તેવાજ આરપાર ફુટતા.
પડી નાહસ-ભાગ, તેઓ બીહધા એવા,
ગયા પાછા જેવા આયા'તા તેવા.
થઇ ફતેહ રૂસતમજીના નામથી
હિંમતથીજ ખાલી નહી દાંમથી.

---

નોની સામે બહાદુરીથી લડી તેમને ટાપુની બહાર હાંકી કહાડયા, તથા ડુંગરીના કિલ્લો પાછો લઇ લીધો. એ તેમના બહાદુરી ભરેલાં કામને માટે, એવણને ઇગ્રેજ સરકારે, '**મુંબઇના પટેલ**' નો ખેતાબ વંશ પરમપરા ભોગવવાની સનદ લખી-આપી હતી; તથા અતરેના કોલીઓના વડા તરીકે નેમી, તેઓના કરો વસુલ કરવાનો, તેમજ તેઓના દીવાની અને ધરમ સંબંધી કજીઆઓ ચુકવવાનો, તથા અતરેની સઘળી જમીનોનું મેહસુલ વસુલ કરવાનો હક, એવણને આપ્યો હતો.

(પા૦ ૫૦)

૧૭:—લાંબા કીધા=મારી નાખ્યા.

પછી સંઘેનું લોક થાયું જમે,
જે આવે તે રૂસતમજીને નમે.
તે સહુ કોઇએ ઠેરાવ એવો કીધો,
ગવરનરનો[૮] ઓધો તેઓને દીધો.

---

૮ :—"જંજીરાવાળા હબસીઓએ જ્યારે મુંબઇને કબજે કરી લીધું, અને રૂસતમજી દોરાબજીએ જ્યારે પોતાની હિંમતભરી લડતથી તેઓને મુંબઇમાંથી નહસાડયા, ત્યારે તેની પાસે સત્તાભરી હકુમત ન હોવાને લીધે, તેવણ કાંઇજ કરી શકયા ન હતા: પણ તે વાતનું સમાધાન થયા પછી, આ ટાપુની 'હાકમી,' એ સાહેબના હસ્તકમાં થોડુંક સુધી આવેલી હતી, વીગેરે.

(મું૦ બા૦)

આ પનોતા પટેલની કારકીર્દી માટે વધુ લંબાણુ કરવું અપ્રસંગોપાત છે, છતાં 'મુંબઇનો બાહાર' લખનાર એ બહાદુર પારસી માટે જે અગત્યની બીના જણાવે છે, તે અતરે ટપકાવવાની લાલચ પ્રકાશક અટકાવી શકતો નથી :—

"આ પનોતા પટેલના ત્રણ વાર લગન થયલાં કહેવાય છે. તેવણની પેહલી પરણી બાઇડી મરણ પામ્યા પછી, બીજી કરી લાવ્યા હતા. હિંયા તુલીક તેવણ અધોર ઉપરે પોહચ્યા છતાં, પોતાનું નામ રાખનાર વારસ તેવણને ત્યાં અવતરયોજ નહોતો; પણ ત્રીજી સદગુણી બાનુ, જે ઇરાન દેશથી આવી હતી, તેની સાથે પરણ્યાથી વસ્તીનો વધારો થયો હતો, તે વિશે જાણવા જેગ હેકાએત નીચે દાખલ કરી છે."

"એ ઇરાંની બાનુને મુંબઇ આવવાનો સબબ એવો સંભલાયો છે, કે તેણીના સ્વદેશ ખાતે તેણીને જનમ આપનારો શીયાવક્ષ બીન દીનીયાર નામનો બાપ, તથા ફરંગીઝ નામની માતાને પેટે, એ સુધાં પાંચ દીકરીઓ અવતરી હતી. પાંચે બેહનો ઘણીજ ખુબસુરત હોવાને લીધે, તે માહેલી ત્રણ જણીઓને તો ઇરાંનના મુસલમાન લોકો જુલમજોરથી છીનવી લઇ ગયા હતા, અને બીચારી બેને ઘણીજ માહવજતથી છુપાછુપ બચાવી, હિંદુસ્થાંન તરફ મોકલી દેવાની તજવિજ તેણીઓના માબાપ કરતાં હતાં. એવામાં તેણીઓના રૂડાં ભાયગે, એક જરમન મુસાફર, જેના નામની ચોકસ યાદી મલતી નથી, તે ઇરાંન જઇ લાગ્યો. તે જરમન ઘણોજ ભલો અને રેહમ નજરવાલો જ્યારે તેઓને માલમ પડયો, ત્યારે બિચારા દુખિયારા શીયાવક્ષ, તેની આગળ આજેજીની અરજ ગુજરી કે, તેની એ બે દીકરીઓ,

તરણુ દાહડા બેઠા તે ગાદી ઉપર,
પછી અંગ્રેજોને થાઇ એ ખબર.
તેઓએ જાણી એ રૂસતમની વાત,
લખી ત્યારે બીના એ સંધી વેલાત.

મુસલમાનોના દોરને લીધે, જરથોસ્તી ધરમમાં ઘણીજ મુશ્કેલીથી જલવાઇ રહી છે, માટે તેણીઓને હિંન્દની જમીનમાં, જ્યાં પારસીઓની વસ્તી હોય ત્યાં લઇ જઇને કોઇ સારાં માણસના સ્વાધીનમાં સોંપી આપશો, તો તેણીઓના ધરમ અને સંસાર સચવાશે."

"આ વાત ઉપરથી તે જરમન મુસાફરે, એ માહેલી એક છોકરીને પોતે પસંદ કરી, પોતાની કદખુદાઇમાં લેવાની ઇચ્છા બતાવીને કહ્યું કે:— "તેણીને મુસલમાન જેવા જુલમાતમાં હું રાખીશ નહી, પણ ઘણુંજ સુખ દેખાડીશ, અને બાકીની એક બેહનને, હિંદુસ્થાન ખાતે સંભાલથી લઇ જઇ ત્યાં તમારા જાતભાઇને હવાલે કરીશ."

"શીયાવક્ષે તેની બંને દીકરીઓ સાથે એવો ઠેડાવ કીધો, કે મુસલમાન જબરદસ્તીથી ખેંચી જાય, તે કરતાં આ શખ્સ ભલો, કે સારી કબુલાતથી સુખ દેખાડવા ચાહે છે. માટે તેઓ માહેલી એકને પેલા જરમન મુસાફરે પસંદ કીધી. તેણીને તેની સાથે, અને બીજી જે પીરોજા નામની બાઇ હતી, તેણીને પોતાના હમદીન સાથે પરણવા માટે, તે બંને બેટીઓ, પોતાના મા–બાપ પાસેથી છેલ્લી રૂખસદ લેઇને, તે જરમન મુસાફરની સંગતમાં, પોતાની જનમભુમીને તજી દઇ, મુંબઇ ખાતે આવી. મુંબઇમાં પીરોજાને અનરેના નામીચા દુકાનદાર શેઠ ભીખા બેહરામને હવાલે કરતાં, મજકુર મુસાફરે કહ્યું, કે કોઇ આબરૂવાલો પારસી ગ્રહસ્થ, જેને એ છોકરી પસંદ કરે, તેની સાથે એને પરણાવી આપવી, અને તે ગ્રહસ્થ જેણીને તેણે પોતાના નેકામાં લીધી હતી તેણીની સાથે, તે પોતાને સ્વદેશ તરફ સીધારી ગયો."

× × ×

"એ બાઇ જયારે પેહલવેહલ્લાં મુંબઇ આવ્યાં, ત્યારે ૧૩ અથવા ૧૪ વરસના ખીલતી જવાંનીના બહારમાં, ત્યાંના ખાધ ખોરાકની ખુબીથી, જાણે વીસેક વરસના હોય, એવાં મજબુત બાંધાના દેખાતાં હતાં. કોટમાં ફારબસ સ્ટ્રીટ આગલ, જ્યાં 'દાદી બીલ્ડીંગ' નામની મોટી હવેલી હમણા ઉભેલી છે, ત્યાં કેહ છે કે, અસલ એક તલાવ હતું, અને તેની આસપાસના ચોગાંનમાં, સાંજને સમે, પારસી શેઠીઆઓને હવા ઘેરવા માટે બેસવાની જગ્યા હતી. ત્યાં ઉપર જણાવેલા શેઠ ભીખા બેહરામ, પોતાની આ પરાણીને લઇને, તેણીનો ભરથાર પસંદ કરવા જઇ બેઠા."

તાંહાં ઠડીચું, કે જેણે એ કીધી હિંમત,
તેને આપવી જોઇએ, તેની કિંમત.
સનદ કીધી રૂસતમજીના નામની,
તેઓને પટેલાઇ આપી ગાંમની.
એવા તે રૂસતમજી પટેલ થઈ ગીયા,
તું બતલાવ તેવા છે આજે કીયા.

---

"શીરોજાએ પેહલાં તો સરવેની તરફ ટીકી–ટીકી નજર ફેરવતાં, આ સુરા શેઠ રૂસતમ પટેલબી ત્યાં બેઠેલા હતા, તેનાનો હાથ પકડી લીધો. બિચારા અધેર ઉમરના 'પટેલ સાહેબે' જોયું, કે આ પીડા ફોકટની ગળે વળગે છે, તેથી તેવણ તુરતજ ત્યાંથી ઉઠી જતા રહ્યા; પણ શીરોજાએ તો તે સીવાય ત્યાં બેઠેલા બીજા કોઇનેબી પરણવા માટે પસંદ કીધો નહીં. બીજી સાંજે, તેજ મીસાલે તેણીને લેઇને બીખાજી શેઠ ત્યાં પાછા આવી બેઠા, પણ રૂસતમ પટેલ તો બીહીકના મારયા બીલકુલ ત્યાં આવ્યાજ નહી; ત્યારે ત્યાં બેઠેલાઓમાંથી બીજો કોઇબી ખાવિંદ પસંદ કરવા, તે બાઇને ફરમાવ્યું, તો સાફ ના પાડી શીરોજા બોલ્યાં કે "કાલવાલાજ શખસની સાથે પરણું." આવો તે બાઇનો ચાહ જોઇને સઘલા સાહેબોએ મનસુબો કીધો, અને રૂસતમ પટેલ પાસે જઇને તેવણને ઘણુંક સમજાવી કહ્યું કે, "જ્યારે તે બાઇ તમારી ઉપરજ ખુશી છે, ત્યારે તમો તેની સાથે પરણો, કે જેથી તમારે ત્યાં વસતીવારીનો વધારો થાય." આવી રીતનું દબાણ સરવે દોસતો તરફથી થયલું જોઇ, શેઠ રૂસતમ પટેલ આ ઇરાંની તોખમની શીરોજા સાથે પરણ્યા—અને ઘેર લાવ્યા પછી થોડાજ વેહવારથી રૂસતમ શેઠનીબી ખાતરી થઈ કે, 'આ બાનુ કોઈ સારાંજ ખાનદાનની, અને ઘેર રાખુ સકરમી ઓરત છે.' × × × કરવું ખુદાનું એવું થયું, કે તે બાઇએ ચાર ચુનંન્દા દીકરાઓ જણી, પોતાના ભરથારનું ઉજડ ઘેર વસતીથી ભરપુર કીધું. એ દીકરાઓના નામ નીચે મુજબ હતાં. વડો કાવસજી; બીજો દોરાબજી; ત્રીજો કેખશરૂ; ચોથો ટેમુલજી હતો."

"પોતાની વૃદ્ધ ઉમરે ચાર દીકરાને જન્મ આપી, મુંબઇ નગરીના આ પેહલવેહલા, સરકારથી નેમાયલા પટેલ, અને 'ગવરનર,' રૂસતમ દોરાબ; પોતાની જીંદગી ૯૬ વરસની જઇફીએ પુગાડી, રોજ ૨૭, માહ ૬ ઠો, (શે૦) સાલ ૧૨૩૨ (ય૦) એ માનોઇ જહાંનમાં કુચ કરી ગયા, અને તેમની માનભરેલી પટેલાઇનો પેહલ્લો પેહરો પુરો થયો."

(મું૦ બા૦)

**શેઠ કાવસજી રૂસતમજી પટેલ[1]ના મોત ઉપર 'મુંબઈના બહાર'ના લખનારનો વિલાપ.†**

જનમ :—ઈ૦ સ૦ ૧૭૪૪ અથવા ૧૭૪૫. સાલ ૧૧૧૩ અથવા ૧૧૧૪ (ય૦) ના ૧૨ મા મહીનામાં થયલો અટકલાય છે. (મું૦ બા૦)

મરણ :—ઈ૦ સ૦ ૧૭૯૯, તા૦ ૬ ઠી આગસ્ટ. રોજ ૨, માહ ૧૧, (શે૦) ૧૧૬૮ (ય૦)

ઉમર વરસ ૫૫.

"નામ તેનો નાશ, પણ રેહુછે નેકી ઇયાદ,
જે કરશે જગમા ખુબી,[2] તેજ દીપશે જીયાદ.
જવાંનીના પુર બહાર ઉપર, પટેલાઇ[3][4] જેણે ખિલવી,
સુખવાસી જીંદગી તેની, જમે લીધી છીનવી.

---

૧ :—શેઠ રૂસતમજી દોરાબજી પટેલના વડા દીકરા, કાવસજી રૂસતમજી પટેલ. એવણ પોતાના બાપના મરણ વખતે સુમારે ૧૯ વરસની ઉમરના હતા. એવણ કુટુંબના વડા હોવાથી, પોતાના પીતા રૂસતમજી પટેલને મલેલી વંશપરમપરાની 'મુંબઇની પટેલાઇ' નો હક અને એલકાબ, એવણને મલ્યા હતા.

(મું૦ બા૦)

† આ કાવ્ય 'મુંબઈ બાહાર' ના લખનાર શેઠ રતનજી ફરામજી વાછાએ પોતાના મજકુર પુસ્તક માટે રચી તેમા પ્રગટ કીધું હતું. (પ્ર૦)

૨ :—પારસી કોમ સાથે એવણે કરેલી નેકી અને ખુબી એટલા ઉપરથીજ જણાય છે કે —"એવણે થાણા ગાંમમાં ઘણાક પારસીઓને લાવી વસાવ્યા હતા, તથા તેમના ઉપયોગને મોટે થાણામાં ઈ૦ સ૦ ૧૭૮૦ માં એક દોખમું, નસાખાનું તથા દરેમેહર બંધાવ્યાં હતાં.

(પા૦ પ્ર૦)

૩ :—ઈ૦ સ૦ ૧૭૭૪ માં ઈંગ્રેજ સરકારે, મરાઠા સરદાર રઘુનાથ રાવ દાદાસાહેબ પાસેથી જ્યારે થાણું અને વસાઇ લીધાં, ત્યારે તે જીલ્લાને લગતાં ગાંમો, ચરણી બંદર, મનપેસર, તુરંબુ, મઠ, મરવે, મનોરી, વેસાવું, દાંડા, વાંદરા, કલીઆણી, ભીમરડી વિગેરેની પટેલાઇ પણ એવણુનેજ સોપી હતી, અને તે એવણ પોતાના ભાઇ શેઠ દોરાબજી રૂસતમજી પટેલની સાથે ચલાવતા હતા.

૪ :—કાવસજી પટેલે લોકોના ઉપયોગ માટે, હાલમાં જ્યાં પાંજરાપોલ છે, ત્યાં એક બુલંદ મોટો તલાવ બંધાવી ધરમખાતે આપ્યો છે,

અફ્સોસ તેના મોતને કહીયે, ન થવા દીધો ઘરડો,
આ મહતાબ જેવા ચેહરા[૫] ઉપર, પાડીયો ગેબી પરદો.
જનમ આપીયો જેને, તે માતા રડતી થઇ,
તેનાજ ગમમાં નવેક વરસ[૬] રહીને ચાલી ગઇ.”

---

જે તલાવ આજે મુંબઇમાં કાવસજી પટેલના તલાવ, (સી૦ પી૦ ટેન્ક) તરીકે ઓલખાય છે. એ તલાવ સુમારે ઇ૦ સ૦ ૧૭૮૦ માં બંધાવ્યો હતો.

(મું૦ બા૦)

કોટમાં ‘ કાવસજી પટેલ સ્ત્રીટ ’ ને નામે ઓલખાતો મોહલ્લો પણ એવણનાજ નામ ઉપરથી છે. મુંબઇમાં મુરબ્બો કરવાની સહુથી મોટી કેરી, એવણે રોપી હતી, જેથી તે આજ સુધી ‘ કાવસજી પટેલના આંબા ’ ને નામે ઓલખાય છે.

(પા૦ પ્ર૦)

૫ :—ઇરાંની તોખમના નેકબખ્ત પીરોજા બાંનુ, જેણીના સબકતાં પગલાંથી કેહ છે, કે આ પટેલ ખાંનદાન જાહોજલાલી ભરયું થાયું હતું. મરહુમ પટેલ કાવસજીના ચેહરાની ખુબસુરતી વીશે, ગાંમમાં ઘણીજ તારીફ ગવાયલી હતી. તેવણના માતા પીરોજાએ, પોતાના એ વડા દીકરાને ઇરાંની પોશાકથી સંનગારી મેલ્યો હતો, અને તેજ પોશાકમા ચીતારેલી મરહુમની સબી, તેવણના કુટુંબમાં હજી સુધી સચવાઇ રેહલી સંભલાય છે.

(મું૦ બા૦)

૬ :—પોતાના વડા દીકરાના મરણના ગમમાં ગીરફ્તાર થઇ, એટલાં વરસ સુધી દુખી દીલે જીવ્યા પછી, બાનુ પીરોજા ૮૦ વરસની જઇફીએ પોંહચી, ઇ૦ સ૦ ૧૮૦૮ ના ફેબરવારી માસની ૧૫ મી તારીખે, રોજ ૧૧, માહ ૫, (શે૦) ૧૧૭૭ (ય૦) ને દીને ગુજર પામ્યાં હતાં.

(પા૦ પ્ર૦)

## શેઠ રૂસતમજી કાવસજી પટેલની[૧] પડતી ઉપર વિલાપ.[૨]

જનમ :—ઇ૦ સ૦ ૧૭૭૭.

મરણ :—ઇ૦ સ૦ ૧૮૪૩, ૨૭ મી એપ્રેલ. રોજ ૧, માહ ૯ (ક૦) ૧૨૧૧ (ય૦)

ઉમર વરસ ૬૫.

"જમાનોનું ચકકર એવુંજ હોયછ,
સુખની પછી દુખ સઘલાંઓ જોયછ.
કુદરતથી સરજાયેલી એ છે નિશાંણુ,
કરી લેવી જોઇએ, તેમાથી પિછાંણુ.
કેવા હતા દોરાબજી નાનાભાઇ[૩],
મેલવી'તી રૂસતમે[૪] પટેલાઇ.
હતા તેઓ બેહુ જણુ બાપ 'ને બેટા,
કિરતીમા સદા સમાએલા રહેતા.
આવી'તી રૂસતમ પર એવી ધમાલ,
મુંબઇની એક વાર કરવા સંભાલ.

---

૧ :—ઇ૦ સ૦ ૧૬૪૦ માં સુરત પાસેના સુમારી ગાંમમાંથી પોતાના કુટુંબ સાથે, મુંબઇમાં પેહલવેહલા દોરાબજી નાનાભાઇ નામના પારસી આવી વસ્યા હતા, અને તે વખતતા મુંબઇના પોરચુગીસ સતાવાલાઓના કારભારી તરીકે તેમની નોકરીમાં રેહા હતા. (પા૦ પ્ર૦) તેમના એ રૂસ્તમજી કાવસજી પટેલ નબીરા થતા હતા.

(પ્ર૦)

૨ :—લખનાર 'મુંબઇનો બાહારના' રચનાર શેઠ રતનજી ફરામજી વાછા.

(પ્ર૦)

૩ ;—સુમારીથી આવી મુંબઇમાં વસેલા પેહલવેહલ્લા પારસી. એવણુના આવ્યા પછીજ મુંબઇમાં બીજા પારસી કુટુંબોનો વસ્વાટ ચાલુ થયો હતો.

(પા૦ પ્ર૦)

૪ :—દોરાબજી નાનાભાઇના દીકરા, જેવણુ મુંબઇના પેહલવેહલા પારસી પટેલ નેમાયા હતા.

(પા૦ પ્ર૦)

જંજીરાના હબશીઓ ચઢી આવ્યા,
આ ટાપુ લેવા માટે લશ્કર લાવ્યા.
જેની સાંમે થયો તો રૂસતમ સુરો,
બલવંત હબશીને પડયો પુરો.
લાવી ઉભો સરવે માછીમારોને,
હરાવીયા હિયાંથી જુલમગારોને.
મુંબઈનો કિલ્લો બચાવી લીધો,[5]
સંધેસો સુરત[6] મોકલી દીધો.
બોલાવ્યા ત્યાંથી અમલદારોને,
સ્વાધીન કીધો ટાપુ સરદારોને.
કોઠીદારને સુરતમા થઇ જ્યારે જાંન,
આવીને દીધું રૂસતમને માંન.
બખશ્યો પટેલાઇનો સત્તાથી હક,[7]
જણાયો નથી તેમા જરાએ શક.
× × ×
તે ઇસવી સોલ સો, ‘ને બાંનુને સાલ,
થયાં એક સો એકયાસી વરશ હાલે.[8]

૫ :—મુંબઇને હબસીઓના હાથમાથી રૂસતમજી પટેલે કેવી રીતે બચાવી લીધું હતું, તેની વિગત રૂસતમજી વિશે આગલ લખેલાં કાવ્યમાં આવી ગઇ છે.

(પ્રં૰)

૬ :—એ વખતે મુંબઇનો ટાપુ, સુરત ખાતેની ઇંગ્રેજી કોઠીના અમલ હેઠલ હતો ; તેજ ટાપુ હમણા સર્વોપરી સરદારી મેલવીને અસલી સુરત શેહરને પોતાની સંભાલમાં રાખી બેઠેલો આપણ જોઇયે છીયે.

(મું૰ બા૰)

૭ :—એવી નાદર સેવાના બદલામા, મુંબઇની પટેલાઇ એ બાહદુર પારસીને ઇંગ્રેજ સરકાર તરફથી મલી હતી.

(પ્ર૰)

૮ :—‘ મુંબઇનો બાહાર ’ નામનું પુસ્તક જ્યારે છપાઇ પ્રગટ થયું, (ઇ૰ સ૰ ૧૮૭૪ માં) ત્યારે એ બનાવને ૧૮૧ વરસ થયાં હતાં, એમ મરહુમ મી૰ ર૰ ફ૰ વાચ્છા લખે છે; પરંતુ આજે ઇ૰ સ૰ ૧૯૨૦ માં મુંબઇની પેહલી પટેલાઇ એક પારસીએ મેલવી હતી, તે બનાવને ૨૨૮ વરસ થયાં છે.

(પ્ર૰)

ત્યારથી આ મુંબઇ રહી છે સલાંમત,
નથી પોંહચી કોઇથી કૈંઇબી અલાંમત.
પણ દશા તેની દરરોજ ચહડતી રહી,
હકુમત દીસે છે અંગ્રેજી સહી.
રહી છે રૂસતમની બાહાદુરી યાદ,
કિરતીમા નહી કાંઈ કમ યા જીયાદ.
ભોગવતા'તા સત્તાથી જાહોજલાલી,
તે સાથે સાચવતા નિમકહલાલી.
તે નોકરી કાંહા તક ચાલુ રહી,
દોહડ સો વરશ તેમા ગયાં વહી.
બની તેટલી કીધી'તી ફરજ અદા,
પણ હિંગામ તેવો ન રેહો સદા.
બરગસ્તે દાહડો આયો જ્યારે,
હકુમત 'ને દોલતબી ગઈ છે ત્યારે.
બિશ્યાર મિલકત, 'ને જાગીર ખરી,
તેઓ પાસથી રૂસાઇને છુટી પડી.
તે સાથ હતું મોટું સફરી વાંહાંણ,[૯]
તેબી થઈ ગયું છે કચરઘાંણ.
પણ રેહો છે ધરમનો તલાવ[૧૦] એક,
બતાવે છે કાવસજી પટેલનો નેક.
દરેહમેહર 'ને દોખમા થાણા અંદર,[૧૧]
દિપતાં રેહાંછ જાણે સુરીય ચંદર.

---

૯ :—એવણનું એડમસ્ટન નામનું ૪૫૮ ટનનું એક મોટું વાહાણ હતું.
(પા૦ પ્ર૦)

૧૦ :—મુંબઇમાં એ તલાવ આજે (C. P. TANK) કાવસજી પટેલના તલાવને નામે જનણીતો છે.
(પ્ર૦)

૧૧ :—પોતાના પીતાએ પોતાની હઇયાતીમાં થાણામાં પારસીઓને માટે બંધાવેલી અગીઆરી, તેમજ દોખમું, બિસમાર હાલતમાં આવી પડેલાં જોઈ, તે બંને પુરાણાં ધારમિક મકાંનો નવેસરથી બંધાવી થાણાની પારસી અનજુમનના વપરાસ માટે ખુલ્લાં મેલ્યાં હતાં.

હીએ છે પટેલનો મોહલ્લો[૧૨] સાખશી,
નિશાંણી રહી છે તાંહાંબી ખાસી.

જાંહાં ઘેર એક નાહનું પુરાંણું છે,
દોરાબજી નાનાંભાઇ[૧૩] સુરાનું છે.

પાછલ તેની મોટી હુવેલી[૧૩] જણાયછ,
તેબી કાવસજી પટેલની ગણાયછ.

જેની આગલ બાંધેલો છે એક કુવો,[૧૩]
પ્રજાની સગવડને માટે જુવો.

---

એ પ્રસંગે મુંબઈ તથા આસપાસના જરથોસ્તીઓને ઇજન કીધેલાં હોવાથી, થાણાના બારાં માહેલી પોતાની સઘલી બંદર બોટો, તેમજ ગાડીઓ, એવણે પોતાને ખરચે પુરી પાડી હતી, અને સરવેના સંતોશ વચ્ચે ખાણીપીણી થઈ હતી.

(મું૦ બા૦)

૧૨ :—કોટમાં આવેલો 'કાવસજી પટેલ' સ્ત્રીટ, એજ નેક પારસીના નામની ગવાહી પુરતો આજેબી જણાય છે.

(પ્ર૦)

૧૩ :—આ મશહુર મીલકત, તેમજ તે હવેલી તથા કુવો; એ પટેલ ખાંનદાંનના સ્થાપકની જીવતી ગવાહી પુરતાં દેખાય છે.

(પ્રે૦)

× × ×

**મુંબઇના પ્રેહલ્લાં પટેલ ખાંનદાનની પડતી.**

☞ આ માનવંત ગ્રહસ્થની પડતીના બે મુખ્ય કારણ જણાયાં છે. પેહલું કારણ એ હતું, કે એવણના કારભારીઓ ઉપર એવણે પુરતો વિશ્વાસ રાખી, પોતાના કામનો તમાંમ વહિવટ સોંપેલો હોવાથી, તેઓ તેથી માહિતગાર થાઇ ગયલા હોવાને લીધે, પાછલથી તેઓ માહેલા કોઈ કોઇ શખસો તેમના મકતાઓની આડે આવવા લાગ્યા હતા, અને તેથી એવણના કામને ધોકો પુગ્યો હતો.

એ પછી ઇ૦ સ૦ ૧૮૨૮ ના જુમ મહીનાની ૧૭ મી તારીખે, એવણને સરકારે ખારની જમીનનું મેહસુલ, તથા માછીમારોની પાસથી કર ઉઘડાવવાનો જે હક આપ્યો હતો, તે, તે વખતના કલેકટરે છીનવી

એવાબી ધરમી ન રહેયા હીયાં,
કિરતી દિપાવીને ગયા તીયાં.
તે જીન્નતની દુનીયા કેહવાય છે,
જ્યાં ધરમી "ને દાતારથી રેહવાય છે.
ત્યાં જઇને સુખમા લીધો છે વાસ,
ખુદા તેમના વંશ ઉપર રાખે તપાસ.
જો પટેલાઈ તેઓની પાસે હતે,
તો હુકુમતમા વડવાની માફક થતે.
પણ તદબીરની આગલ તદબીર નહી,
ધારેલું ગયું અકારત સહી."

(મું૦ બા૦)

× × ×

---

લીધો હતો, કેમકે હિસાબ તપાસતાં, સરકારી વસુલાતના હજારો રૂપીઆં, એવણ ઉપર નીકલતા જણાયા હતા, અને તે એવણ ભરી શકયા નહી હતાં.

એ કર ઉઘડાવવાનો હક પાછો મેલવવા માટે, મરહુમે અનેક વાર સરકારમાં અરજીઓ કરી હતી, અને એક વાર તો તે હક એવણે પાછોબી મેલવ્યો હતો, પણ અંતે સરકારે તે પાછો છીનવી લેઈ લીધો હતો. એવણનું વાંહાણુ 'એડમસ્ટન' પણ દરીઆઈ સફરમાં ગરક ગયેલું કેહવાય છે.

જેવા એ સાહેબ પરહેજગાર, તેવાજ દીનદાર અને ધરમી હતા. પોતાના અમીરી સ્વભાવને લીધે, ગરીબ તથા તવંગરો, એવણની નજરમાં એક સરીખા હતા. પટેલ ખાંનદાંન વડા દોરાબજી નાનાભાઇના વસીલાથી ઉતરી આવીને, તેનાએ મેલવી આપેલી સઘલી જાહોજલાલી, માડા ભાયેગે એવણ પોતાનીજ સાથે લેઇ ગયા, અને તેથી તેમના પરીવારો માટે ફકત પટેલની અટક સીવાય હવે કોઇબી તેવી હકુમત બાકી રેહલી જણાતી નથી.

(મું૦ બા૦)

## સુરતના કોટવાલ ખાન બહાદુર અરદેશરની કિરતી.

જનમ :—ઇ૦ સ૦ ૧૭૯૭. (એવણના જનમની ચોકસ તારીખ બરોબર મલતી નથી.)

મરણ :—ઇ૦ સ૦ ૧૮૫૬. તા૦ ૨૫ મી ફેબરવારી. રોજ ૨૩, માહ ૫ (શે૦) ૧૨૨૫ (ય૦)

ઉમર વરસ ૬૦.

ગુણી અરદેશર તે પેહલવાણી દીલનો રે લોલ,
પારસી સુરો જે બહાદુરીના સીલનો રે ,, ૧

ઇસ્વી સત્તરસો સત્તાણુના સાલમા રે ,,
સુરત શેહરમા જનમીયો નેક ફાલમાં રે ,, ૨

રૂડું ધનજીશાહ[1] તેના બાપનું નામ છે રે ,,
જેનું અસલથીજ નામીચું ખાનદાંન છે રે ,, ૩

બાપદાદેથી માનીતા સરકારના રે ,,
ઓદ્ધા ભોગવતા આવેલા દરબારના રે[2] ,, ૪

---

૧ :—ધનજીશાહ બરજોરજી બેહરેમંદખાન. સુરતવાલા મરહુમ ખાનસાહેબ ફીરોજશાહ, તથા અરદેશર (કોટવાલ) ના બાવા. પોતાના બાવા બરજોરજીના મરણ પછી, ઇ૦ સ૦ ૧૭૯૧ મા ધનજીશાહને, ઓલપાડ, કરોડ અને વાલોડના 'મામલતદાર' (CHIEF DIVISIONAL OFFICER) તરીકે બ્રિટીશ સરકારે નેમ્યા હતા. ઇસ્ટ ઇનડીઆ કમપનીએ, ઇ૦ સ૦ ૧૮૦૦) મા જ્યારે નવાબ પાસથી સુરત લીધું, ત્યારે ધનજીશાહને સચીન, વાંસડા, માંડવી અને ધરમપોર વીગેરે 'નાહના રાજ્યોના 'નેટીવ-એજંટ' તરીકે નેમ્યા હતા. એવણ પોતા પાછલ બે દીકરાઓ, ફીરોજ-શાહ અને અરદેશરને મુકી ૪૦ વરસની ઉમરે ઇ૦ સ૦ ૧૮૧૦ ના જાનેવારી માસની ૧૯ મી તારીખે ગુજર પામ્યા હતા.

(ડી૦ ફ૦ ક૦ પા૦ ત૦)

૨ :—અરદેશરના બાપ બપાવા અને વડવા બાપદાદેથી દરબારી માન ભોગવતા આવ્યા હતા.

(પા૦ પ્ર૦)

ખાતા જાગીરો મોહટી મોગલ રાજથી રે લોલ,
માનો ભોગવતાં સરોપાવ સાજથી રે[3] ,, ૫
બેટો અરદેશર તે એવી બુનીઆદનો રે ,,
પુરો ચાલાક અને બુલંદ મુરાદનો રે ,, ૬

૩:—ધનજીશાહ (અરદેશર કોટવાલના બાવા) ના વડવા, સોરાબજી, દીલ્લીના તે વખતના બાદશાહના અતી ઘણા માનીતા, અને માનપાન તથા જાગીરના ઇનામ પાંમેલા હતા.

(પા૦ પ્ર૦)

એક ભાગ્યશાલી બનાવથી તેમના કીસમતનો સીતારો ઝમકી નીકલ્યો હતો. એવું બન્યું, કે ટરકીના સુલતાંને દીલ્લીના પાદશાહને એક મોટું ઘડીઆલ ભેટ કરેલું હતું, તે બગડી ગયું હતું. ઘણાકોએ તે બગડેલું ઘડીઆલ દરૂસ્ત કરવાની તજવિજ કીધી, પણ તે ઘડીઆલ કોઇથી સુધરી શકયું નહી. દીલ્લીના પાદશાહે પોતાના તાબા હેઠલના રાજયોમા, કોઈ બાહોશ ઘડીઆલીને દીલ્લી દરબારે મોકલી આપવાનું ફરમાન જાહેર કીધું. સુરતના નવાબને, શેઠ સોરાબજીની ઘડીઆલ સમારવાના હુંન્નરની કુશળતા માટે ખાતરી હોવાથી તે નવાબના ફરમાનની રૂએ, શેઠ સોરાબજી ૧૭૪૪ ના સાલમા, દીલ્લીના બાદશાહની દરબારે ગયા હતા.

દીલ્લીના પાદશાહે પોતાનું માનીતું ઘડીઆલ સોરાબજીને સમારવા ફરમાવ્યું, અને સોરાબજીએ દીલ્લીના પાદશાહના પુર સંતોશ વચ્ચે, તે ઘડીઆલ ચાલતું કરી આપ્યું હતું.

આ બનાવથી દીલ્લીના પાદશાહે, સોરાબજી ઉપર પ્રસંન થઇ, તેવણને 'નેક સાત ખાંન' નો ખેતાબ આપ્યો હતો. પાદશાહની ખાએશથી સોરાબજી દીલ્લી દરબારમા રેહ્યા હતા, અને ત્યાંના લોકોને ઘડીઆલ સમારવાનો હુંન્નર વગર દામે તેવણે શીખવી આપ્યો હતો.

એના બદલામા દીલ્લીના પાદશાહે, એવણના બંને દીકરાઓને, 'બેહરેમંદખાંન' અને 'તાલેયારખાંનના' ખેતાબ આપ્યા હતા. વળી એ ઉપરાંત, સોરાબજીને સુરતની 'કસ્ટમ–ડયુટી' વસુલ કરવાનો હક આપવા ઉપરાંત, સુરત જીલ્લાના 'પારચોલ' 'ચોરાસી' અને 'દમોલી' પરગણામાં કેટલીક જાગીરો પણ બક્ષેસ કરી હતી. શેઠ સોરાબજી ઇ૦ સ૦ ૧૭૭૨ મા, ૭૫ વરસની ઉમરે ગુજર પામ્યા હતા.

(કો૦ ફ૦ ક૦ પા૦ ત૦)

મોટો ભાઇ તેનો ફીરોઝશાહ[4] નામનો રે લોલ,
જાતે દીલાવર 'ને હાકેમી દમાંમનો રે ,, ૭
ભારી ભોગવતો જે માનભરી પદવી રે ,,
મોટાઇ પામેલો જે ઇનામો[5] મેલવી રે ,, ૮
જો કે અરદેશર તો ભાઈ હતો નાધલો રે ,,
તોબી ચાલાકીમા ન કોઇ તેનો જોડીયો રે ,, ૯
ઉંચી લીધેલી તેણે બહુ કેળવણી રે ,,
સાથે અજમાસની કીધેલી મેળવણી રે ,, ૧૦
ટુંકી ઉંમરથી ઓદ્દો કોટવાલનો[6] રે ,,
પામીયો અરદેશર તે શેહરની સંભાલનો રે ,, ૧૧

---

૪ :—ફીરોજશાહ. અરદેશર કોટવાલના મોટા ભાઇ. એવણ ઘણાજ હિંમતે પુર, અને બાહધુર ખવાસના જરથોશ્તી હતા. બ્રિટીશ સરકારની નોકરી વફાદારીથી બજાવવા માટે, એવણે પોતાનો જાન પોતાની ફરજ બજાવતાં આપ્યો હતો.

(પા૦ પ્ર૦)

૫ :—ફીરોજશાહ, તે વખતના જસટીસ ક્રોની કોરટમા એક સાધારણ કારકુન તરીકે નોકરી બજાવતા હતા. પણ પાછલથી આપ બલે વધી, તેવણ 'મામલતદાર' ના માન ભરેલા ઓદ્દા ઉપર નેમાયા હતા, અને છેવટે જીલ્લા જડજ થયા હતા. એ સઘલા ઓદ્દા સરકારના પુર સંતોશ વચ્ચે એવણે ભોગવ્યા હતા. એવણની સેવાના બદલામા મુંબઇના ગવરનર ઓનરેબલ માઉંન્ટ સ્ટુઅર્ટ એલફીન્સ્ટને, એક મોટી દરબાર ભરી, એક ઉમદા સરપાવ, અને સુંદર સાજ સાથે એક કિમતી ઘોડો, તથા ૭ ગાંમડાની, લગભગ રૂ૧૨૦૦૦) ની આમદાનીવાલી જાગીર એવણને બક્ષી હતી. એવણ ઇ૦ સ૦ ૧૮૪૩ ના જુન માસમા ગુજર પાંમ્યા હતા. એવણની પાયદસ્ત પ્રસંગે એવણને એવું તો મોઠું માંન મલ્યું હતું, કે તેવું માન, આ દેશના કોઇબી દેશીને આજ સુધી મલેલુ' જણાયું નથી.

(ડો૦ ફ૦ ક૦ પા૦ ત૦ તથા પા૦ પ્ર૦)

૬ :—અરદેશરના બાવા, ધનજીશાહ બરજોરજી 'બેહરેમંદખાન, ઇ૦ સ૦ ૧૮૧૦ મા બોહધાંન મધે મુસલમાનોને હાથે મારયા ગયા પછી, અરદેશરને ઇ૦ સ૦ ૧૮૨૦ મા સુરતના પરાંની કોટવાલી, તથા ઇ૦ સ૦ ૧૮૨૧ મા સુરત શેહરની કોટવાલીના ઓદ્દા મલ્યા હતા. એ વખતે અરદેશરની ઉંમર ઘણીજ નાહની, સુમારે ૨૩ વરસની હતી.

(પા૦ પ્ર૦)

આગલ એથીબી વખત જાતે વધીયો રે લોલ,
ઓદ્ધે 'સદર અમીન'[૭] ને તે ચહડીયો રે ,, ૧૨
તેણે કાંમ બજાવીયાં એવી પ્રેરથી રે ,,
કુલે અઘરીઓ કાપી સુરત શેહેરથી રે ,, ૧૩
તેણે તેજી ચાલાકી વાપડી સાંમટી રે ,,
ટોળી વીખેરી નાખી સઘલી ભાંમટી રે[૮] ,, ૧૪
પોતે તન ઉપર ખેંચી ભારી સખતી રે ,,
શેહેરમા આબાદીની કીધી ખુબ ભરતી રે ,, ૧૫
મુજી કાવતરાંખોરાઓની અસરથી રે ,,
રઇયત બેચેનીમા રેહતી સદા ડરતી રે ,, ૧૬
આસેપાસેના ગામોમા લુટારા રે ,,
જેવા કોળી, ભીલો, 'ને પીંડારા રે ,, ૧૭

---

૭ :—અરદેશર કોટવાલને, ઇ૦ સ૦ ૧૮૨૩ ના જુલાઇ માસની ૧ લી તારીખે, સુરતના 'નેટીવ–પ્રીનસિપલ 'કમીશનર' નો ઓધ્ધો મલ્યો હતો; અને ઇ૦ સ૦ ૧૮૪૩ મા એવણના વડા ભાઈ ખાનસાહેબ ફીરોઝશાહ ધનજીશાહ ગુજર પામ્યાથી, એવણનને સુરતના 'પ્રીનસિપલ સદર અમીન' નો ઓધ્ધો મલ્યો હતો.

(પા૦ પ્ર૦)

૮ :—અરદેશરની કોટવાલીના વખતમા, સુરત શેહેર તથા તેની આસેપાસેના ગામોમા, જે ગરાસીયા, ભીલ, પિંઢારા અને ચોરોનો ઉપદ્રવ અત્યંત વધી ગયો હતો, તે એવણની કુનેહ, ચંચલાઈ અને બાહધુરીથી તદન ટલી ગયો હતો, અને લોકો બેદેહશત રેહવા લાગ્યાં હતાં. અરદેશરની આવી કિમતી સેવા માટે સરકાર તરફથી તા૦ ૧૮ મી જાનેવારી ૧૮૨૬ ને દીને. સુરત ખાતેના ઇંગ્રેજી એજંટે, એક જાહેર દરબાર ભરી, એવણને એક ખેલાત, તથા પાલખી ભેટ કીધી હતી. એ ઉપરાંત મુંબઇના ગવરનર સર જોન માલકમ, ઇ૦ સ૦ ૧૮૨૯ મા જ્યારે સુરત ગયો હતો, ત્યારે તેણે ૨૨ મી ડીસેંબરે, એક બીજી ભારે દબદબાવાલી જાહેર દરબાર ભરી, એવણને એક કિમતી ખેલાત, તથા 'ખાંન બાહધુર' નો ખેતાબ, અને સોનેરી સાજ સાથનો એક ઘોડો, તથા રૂ૦ ૩૦૦૦) ની વારસીક આવકવાલાં ચાર ગામો, જેમા ચોરાશી પરગણાને લગતાં બે, (મોજે ભેસતાન, અને સોનારી), તથા ચીખલી પરગણાના બે, (કમબાડા અને બોરીઆચં), ગામો જાગીર તરીકે ભેટ આપ્યાં હતાં.

(પા૦ પ્ર૦)

તેઓ કરતા'તા હંમેશાં લુટ જાસતી રે લોલ,
લોકો હેરાંન હતા તેમના તરાસથી રે ,, ૧૮
તેમજ દરીઆઈ લુટારા, જે ચાંચીઆ રે ,,
તે સાથ મલી જઇ ખારવાઓ લાંચીઆ રે ,, ૧૯
લુટે વાહણોની ઉપર જાતા માલને રે ,,
મુગે મોહડે ખમે લોક તે જંજાલને રે ,, ૨૦
લુચ્છાઇ, ખંઢાઇ, લફંગાઇ, જુગારની રે ,,
બુરાઇ ચાલુ હતી ત્યાં ધમ ધુકારથી રે ,, ૨૧
લુટે જાલમો ગરીબોના હકને રે ,,
એવા ચોરો, ચંડાલો અને ઠગને રે ,, ૨૨
બહાદુર અરદેશરે જડમેખથી ટાળીયા રે ,,
માલ જાનો રઇયતના સંભાળીયા રે ,, ૨૩
કીધી રઇયતને દુઃખોમાથી મોકલી રે ,,
કોઇથી ચોરાય નહી શતે ફરતી બોકરી રે ,, ૨૪
સરવે સુવે સુખે ઉંઘાડે બારણે રે ,,
ચીસ ફરતો રહે અરદેશર વેશ ધારણે રે[૯] ,, ૨૫
ચેતવી રાખેલા સીપાઇઓ 'ને ડાંડીઆ રે ,,
ખાંમી કરતા તેઓ જાતા દંડાયા રે ,, ૨૬
કોઈ ચોર ન છટકી જાય તેના હાથથી રે ,,
ભુંડા ધ્રુજી રેહતા'તા તેના તાપથી રે ,, ૨૭
કાંમો અઘરાં તોડે તે તાલમેલથી રે ,,
લોકો અજાયબ થતાં તેના ખેલથી રે ,, ૨૮
અકલ હિકમતમા હતો તે તો એકકો રે ,,
ફુનેહ કળામા થયલો બહુ પકકો રે ,, ૨૯

---

૯:—પોતાના કોટવાલ તરીકેના ધંધાની ફરજ બજાવવા માટે, અરદેશર 'છુપો વેશ' ધારણ કરી, રાત્રે શેહરના જુદા જુદા ભાગોમા ફરવા નિકલતા હતા.

તેની બહાદુરી ન્યારી છે કિમતથી રે લોલ,
જાલમ આજેજ હતા તેની હિંમતથી રે ,, ૩૦
તેની જેહમંત અને કોશેસને ધંન છે રે ,,
તેની ખુબી ઉપર કુદરત પરસન છે રે ,, ૩૧
ખરેખરી હતી જેમા મરદાંનગી રે ,,
પુરી ફતેહની જેના પર મેહરબાંનગી રે ,, ૩૨
શોભા દલેરી પામે તેના જોરથી રે ,,
લાજે હાકમો તેના તેજી તોરથી રે ,, ૩૩
ઝલકે દાદ ઇનસાફ તેની તલવારથી રે ,,
ઉંધા પડે ખુની તેના પોકારથી રે ,, ૩૪
મજલેસ સંગાર પાંમે તેના મુખથી રે ,,
તે તો ખુશીમા રેહતો રઇયત સુખથી રે ,, ૩૫
સુરત મગરૂર રેહતું તેના નામથી રે ,,
મોટાઈ પારસી પાંમે તેજ દમામથી રે ,, ૩૬
તેના શતરૂ હંમેશ ઉંધા પડતા રે ,,
છુપાં તરકટોમા નહી કદી ફાવતા રે ,, ૩૭
રાજા રઇયત વચ્ચે સુલેહ ખીલવી રે ,,
શેહરે મોહટાઈ તેથીજ જાતી મેલવી રે ,, ૩૮
મોટા ઓધેદારો મદદ તેની માંગતા રે ,,
પુરો પરાક્રમી પુરૂશ તેને માનતા રે ,, ૩૯
દેશી રાજા 'ને સુબા તેને નમતા રે ,,
તેના કદમથી ઇજ્જત મોહટી ગણુતા રે ,, ૪૦
જબરો મેલવી આપીયો રાજ્યને ફાએદો રે ,,
લોકમા માનીતો કીધો ઇંગલીશ કાએદો રે ,, ૪૧
સરકાર જાણીતી થઇ તેના હેસાંનથી રે ,,
તેને નવાજીયો 'ખાન બહાદુર'[10] માનથી રે ,, ૪૨।

---

૧૦ :—ખાન બહાદુરનો ખેતાબ અરદેશર કોટવાલને આગલ જણાવ્યા પ્રમાણે ઈ૦ સ૦ ૧૮૨૯ મા મલ્યો હતો.

આપીયા સરોપાવ વલી ઘોડા સાથના રે લોલ,
મોહુટી જાગીરો દીધી તેના હાથમા રે ,, ૪૩
પુરો સરફરાજ કીધો તેને ચાંન[11]થી રે ,,
પુરી મેલીયો રઇયતે પુરતાં માનથી રે ,, ૪૪
જ્યારે જાય બજારેથી તેની પાલખી રે ,,
કુલ્લે રઇયત ઉભી થાય દીલોજાનથી રે ,, ૪૫
એવી બહાધુરીથી મેલવી મહા કીરતી રે ,,
સુરો અરદેશર તે ગીયો છે ગુજરી રે[12] ,, ૪૬
ઇસવી અઢાર સો 'ને છપ્પનના સનમા રે ,,
ગયા અરદેશર તે બેહુસ્ત ચમનમા રે ,, ૪૭
તેની જગા પુરાતી નથી કોઇથી રે ,,
શોભા અરદેશરના નામને આપી જોઇતી રે ,, ૪૮
હિન્દી બહાધુર[13] પારસીમા તે છે પેહુલ્લો રે ,,
તેનો ઉપકારી છે આખો સુરત જીલ્લો રે ,, ૪૯

---

૧૧ :—સુરત ખાતેના જુડીશિયલ કમીશનર મી૦ જેમ્સ સધરલેન્ડ, મુંબઇની સરકાર તરફથી એક જાહેર સભા ભરી, શેઠ અરદેશર ધનજીશાહ બાહદુરને નામદાર ગવરનર સર જોન માલકમે, જે સોનાનો ચાંદ મોકલવાની ઇચ્છા દરશાવી હતી, તે ચાંદ આપવાની ક્રિઆ, તા૦ ૧૪ મી ડીસેમ્બર ૧૮૩૦ ને દીને કીધી હતી. એ પ્રસંગે રૈયત તરફનું એક માન પત્ર પણ એવણની કોટવાલીની સીફતમા લખેલું, સુરતના નગરશેઠે, મી૦ સધરલેન્ડના હાથમાં આપ્યું, તે દરબારમાં વંચાવ્યામાં આવ્યું હતું, જેમાં લખેલું હતું કે :—"એવણની કોટવાલીના વખતમા, અમો સુરતની રઇયત રાતના ઉંઘાડાં બારણા મેલીને રહીએ છૈયે, અને ચોરોની કુસ્સી દેહેશત રેહતી નથી, વિગેરે." (પા૦ પ્ર૦)

× × ×

૧૨ :—અરદેશર ધનજીશાહ બાહદુર. ગુજર પામ્યા. ઉંમર વરસ ૬૦). રોજ ૨૩, માહ ૫, (શે૦) ૧૨૨૫ (ય૦) તા૦ ૨૫ મી ફેબરવારી ૧૮૫૬. એવણે પોતાની કોટવાલીનો ઓધ્ધો ઇ૦ સ૦ ૧૮૪૬ મા છોડી, પેનશન લીધું હતું, અને એકાંત જીંદગી ગુજારતા હતા. એવણની બહાધુરી અને હિંમતના કામો એક કહાંણી સમાન થઈ ગયાં છે. (પ્ર૦)

૧૩ :—હિંન્દુસ્થાનમા ઇંગ્રેજ સરકાર તરફથી 'ખાન બાહદુર' નો ખેતાબ, પેહલવેહલો આ બાહદુર પારસીનેજ મલ્યો હતો, એમ આ કાવ્ય રચનારની મતલબ માલમ પડે છે. (પ્ર૦)

જો કે વેલો નથી બાકી તેનો જગમા રે લોલ,
તોબી નામ તે સચવાશે કિરતી ઢગમા રે ,, ૫૦
તેના પગલાં વન સુરત રાંડી-રાંડ છે રે ,,
તેના નામ ઉપર 'ખુરશેદ'[14] કુરબાંન છે રે. ,, ૫૧

૧૪:—'ખુરશેદ'—આ કાવ્યના રચનાર મી૦ ખરશેદજી બમનજી ફરાંમરોજનો તખલ્લુસ.

(પ્ર૦)

---

**સુરતના ખાનબાહાદુર[1] અરદેશર કોટવાલની કિરતી.**

જનમ:—ઇ૦ સ૦ ૧૭૯૭ (એવણના જનમની ચોકસ નોધ મલતી નથી, પણ ૧૭૯૭ મા જનમ થયો હતો, એમ નકી જણાયું છે.)

મરણ:—ઇ૦ સ૦ ૧૮૫૬. તા૦ ૨૫ મી ફેબરવારી. રોજ ૨૩, માહ ૫, (શે૦) ૧૨૨૫ (ય૦)

ઉમર વરશ ૬૦.

કે ધનજીશાહનો[2] છોકરો તે—અરદેશર કેહવાએરે.
પીરોશાનો[3] નાધલો ભાઈ—અરદેશર કેહવાએરે—
અરદેશર અલબેલો.
ભલું ભલું રે તારૂં નામ— અરદેશર અલબેલો.

૧:—આ સુરવીર પારસી અરદેશરનો જનમ સુરતમાં ઇ૦ સ૦ ૧૭૯૭ મા થયો હતો. એવંનના બાપના બપાવા નેકસાત ખાંનનો ખેતાબ, દીલ્હીના પાદશાહ અકબર તરફથી ધરાવતા હતા. આ બાહાધુર પારસીની દલેરીની નોધ, સરકારી દફતરે નોધાઇ હતી. (પ્ર૦)

૨:—ધનજીશાહ બરજોરજી બેહરેમંદખાંન. તે અરદેશર ધનજીશાહ બાહદુરના બાવા. પોતાના બાપના મરણ બાદ, ધનજીશાહને ઇ૦ સ૦ ૧૭૯૧ મા ઓલપાડ, કરોડ અને વાલોદ ગામોની મામલતદારીના ઓહદા મલ્યા હતા. એ ઉપરાંત, ઇ૦ સ૦ ૧૮૦૦ મા જયારે સુરત શેહર, ઇસ્ટ ઇન્ડીઆ

(ફુટનોટ ચાલુ.)

[ જુવો નોટ નંબર ૩ પાને ૪૧ મે શરૂ થાય છે. ]

( પાને ૩૯ મેથી ફુટનોટ ચાલુ. )

કંપનીએ નવાબ પાસેથી લીધું, ત્યારે તેની આસપાસના સચીન, વાંસડા, માંડવી, ધરમપોર વગેરે નાહના રાજ્યોના ઇંગ્રેજ સરકારના " નેટીવ-એજંટ" તરીકે એવણને નેમ્યા હતા. એ ઓહ્દાઓ એવણે ઘણીજ બાહોશીથી ચલાવ્યા હતા. અને પોતાના ઓહ્દાની ફરજો બજાવતાંજ એવણ મારયા ગયા હતા. તે એમ, કે સુરતથી પંદર માઇલ દુર, ઓધાંન નામના માંડવીના રાજાને હસ્તકના એક ગાંમમા ( ઇ૦ સ૦ ૧૮૧૦ ) અબ્દુલ રેહમાન નામનો એક ફકીર બાહેર નિકલી આવ્યો, કે :—
" મને ખુદાએ મોકલ્યો છે; અને હવે આખી દુનિયામા મુસલમાની ધરમ
" ફેલાવવાનો વખત આવ્યો છે." આથી ત્યાં વસનારા સઘલા હોરાઓ અને બીજા મુસલમાનો તેની સાથે મલી ગયા, - અને માંડવીમા મોટું બંદ મચાવી મુકયુ, તથા ઘણાક હિન્દુઓને મારી નાખ્યા. ત્યાર બાદ ૧૭ મી જાનેવારી ૧૮૧૦ ને દીને, તેણે સુરતમા એક જાહેરનામુ કાહડી ત્યાંની રઇયતને, તથા ઇંગ્રેજ અમલદારોને દબરાવ્યા, કે :—
" દુનિયાની આખેરીનો ઇમામ મેદી પેગંમ્બર હવે જાહેર થયો છે. તેથી
" બધાઓ ઇસલામી દીન કબુલ રાખો, નહિ તો શેહર છોડી જાવો,
" અથવા તો લડવાને તઇયાર થાવો." સુરતના મુસલમાનો પણ આએ પેગામથી તે ફકીરની તરફેણમા ઘણા ઉસકેરાયા, અને આખા શેહરમા ગભરાટ ચાલ્યો. આથી સુરતના ચીફ મી૦ ક્રોએ, કરનલ કીથની સાથે મસલત કરી, પેલા ફકીરને એકદમ પકડવાનો રાતોરાત કેપટન કનિંગહામ, અને એવણ (એટલે) શેઠ ધનજીશાહ તથા બીજા પેહરેગીરો અને ઘોડેસવારોની બે નાહની ટુકડીઓ, ઓધાંન ઉપર ઘેરો નાખવાને મોકલી. તેઓ સહવારના પોહોરમા ત્યાં જઇ પોહચ્યા, અને તે ફકીર એક મસીદમા હતો, ત્યાં ગયા. તેઓમા સર્વની પેહલા ધનજીશાહ ચાલતા હતા, અને તેવણેજ બાહદુરીથી તે ફકીરને શરણ થવાને કેહ્યું. તેજ વખતે, તેવણ ઉપર (ધનજીશાહ ઉપર) ઝનુની મુસલમાનો ઉતરી પડયા, અને તલવારથી તેવણના ટુકડે ટુકડા કરી નાખ્યા. આથી કેપટન કનિંગહામ, તથા ઇંગ્રેજ ઘોડે સવારોએ જોશમા આવી, મુસલમાનો ઉપર એકદમ હલ્લો કીધો, અને ઘણા મુસલમાનોને મારી નાખ્યા. ફકીર અબ્દુલ રેહમાન ઘાએલ થવાથી એક લોહારની ઝુપડીમાં સંતાઇ ગયો હતો, તેને પણ સોધી કાહડી તુરત કતલ કીધો, અને એ રીતે તે બખેડાનું સેવટ આવ્યું.- શેઠ ધનજીશાહના મારયા જવાથી ઇંગ્રેજ સતાવાલાઓ ઘણા દલગીર થયા

( ફુટનોટ ચાલુ. )

(પાને ૪૦ મેથી ફુટનોટ ચાલુ.)

હતા, અને તેવણુની વીધવા બાઇ જીવીબાઇને, તેમની હૈયાતી સુધી દર વરશે રૂ० ૩૦૦૦) નું પેનશન સરકાર તરફથી આપવાનો બંદોબસ્ત કીધો હતો. ધનજીશાહ ૪૦ વરશની ભર જવાંન ઉંમરે તા० ૧૯ મી જાનેવારી ઇ० સ० ૧૮૧૦ ને દીને ગુજર પામ્યા હતા. (પા० પ્ર०)

૩:—ફીરોજશાહ ધનજીશાહ બેહરેમંદખાંન; તે અરદેશરના મોટા ભાઈ. એવણુના બાવા બોધાંનમાં કતલ થયા પછી સુરતના ચીફ મી० ક્રોએ, એ બંને ભાઇઓને પ્રથમ ત્યાંની અદાલતમા એક કલાર્કની જગ્યા આપી હતી. પોતાની જાતી હુશીઆરી અને ચપલાઇથી એવણુ, પાછલથી મુંબઇના ગવરનરના સુરત જીલ્લાને લગતાં ગામો, વાંસડા, ધરમપોર વિગેરેના "નેટીવ એજંટ" તરીકે નેમાયા હતા. (પ્ર०)

એવણુ માટે શેઠ ડોસાભાઇ ફરાંમજી કરાકાની History of The Parsis મા નિચે પ્રમાણે નોધ લેવાઇ છે.

"× × × These services were well requited by the authorities of the Presidency, who, in the person of the Governor, the Honourable Mountstuart Elphinstone, accorded him the honour of a public darbar, at which, in addition to the gift of a costly dress, he was presented with a substantial "jaghir" consisting of half a dozon villages, producing a gross annual income of Rs. 12,000." (ડો० ફ० ક० પા० ત०)

એવણુની કિમતી નોકરીને માટે મુંબઇના ગવરનર એલફીન્સ્ટનના હુકમથી, સુરતના જજ મી० રોમરે, તા० ૯ મી અકટોબર ૧૮૨૨ ને દીને, એક દરબાર ભરી, સરકાર તરફથી એવણુને 'ખેલાત' તથા 'જાગીર' તરીકે ૭ ગામો, જેમા ચોરાશીના ત્રણુ ગામો, અને ચીકલીના ત્રણુ ગામો, કે જેમની વારસિક પેદાસ રૂ० ૧૨૦૦૦ની હતી, તે બક્ષેસ આપ્યાં હતાં. તેમજ વાંસડાના રાજા તરફથી રૂ० ૬૦૦૦) ની વારસિક પેદાસ વાલું 'વાંદરવેલા' નામે ગાંમ, તથા માંડવીના રાજા તરફથી 'કમલાપોર' ગાંમ એવણુને ભેટ મલ્યાં હતાં, ઇ० સ० ૧૮૨૫ મા એવણુને સુરત જીલ્લાના 'પ્રીનસિપલ' સદર અમીનનો, તથા ઇ० સ० ૧૮૩૨ મા ત્યાંના 'નેટીવ–જજનો' ઓધ્ધો એવણુને મલ્યો હતો, તે પોતાના મરણુ તેક

(ફુટનોટ ચાલુ.)

ઇસવી સને સતર સો કહીએ—સત્તાનુંમાં જનમ થાએરે.
સુરત શેહેરમાં જનમ થયો—પનોતો પારને કેહુવાએ—અર૦ અલ૦
નવ ખંડમે તારૂં નામ— અર૦ અલ૦
પુનેનો હાકંમ કાગજ મોકલે—અરદેશર રાજા તમે થાવ રે;
ક્રો સાહેબેના કેહયું—એના બાવાજીનાં નામ કેમ જાએ—અર૦ અલ૦
ભલું ભલું રે તારૂં નામ— અર૦ અલ૦

---

(પાને ૪૧ મેથી ફુટનોટ ચાલુ.)

પુર જાહોજલાલથી બજાવ્યો હતો. સુરત મધે કનપીઠને નાકેનું કદમીનું પુરાતન આદરાંન, ઘણું જુનુ થયાથી, તે એવણે ૪૦ સ૦ ૧૮૨૩ મા પોતાને ખરચે નવેસરથી બંધાવ્યું હતું. (પા૦ પ્ર૦)

એવણુ જ્યારે ગુજર પામ્યા, (તા૦ ૨૦ મી જુન ૧૮૪૩; રોજ ૨૫, માહ ૧૦ (કદમી) ૧૨૧૨ યઝદેઝરદી) ત્યારે તેવનના રવાનને અવલમંજલ પોહચાડવા લઇ જતી વખતે, સાથે ગયલી મિજલસનો એહવાલ, જે તા૦ ૨૮ મી જુન ૧૮૪૩ ના મુંબઇના ચાબુકમા છપાયલો, જે પારસી પ્રકાશમા નોધાયલો છે, તે અતરે ઉતારવા જોગ છે:—

"ફીરોઝશાહની પાયદસ્ત, બપોરના બાર કલાકે કાહડી, તેમા સુરતના દસતુરો, દાવરો તથા અકાબરો, અને નાધલાં મોટાં મલીને આસરે ૧૫૦૦) થી વધારે માનસ હતું, તે લોકો હરોલમા ચાલતા હતા. તેમની પછવાડે અદાલતનો રેસાલો, તેમા કાજી, મુફતી, નાજર, અમીન, વકીલ અને કારભારીઓ, તથા સર સીપાઇ મલીને આસરે ૨૦૦) માનસ હતાં—તેમની પછવાડે ધરમપોરના રાણા તથા તેના ૪૦૦) સવારો, તથા રેસાલો હતો. તેની પછવાડે મરહુમ નવાબનો રેસાલો, તેના દીવાન મીરજાં મેહમદ અલીબેગખાનની સરદારી હેઠલ હતો. તેની પછવાડે હિન્દુ મહાજન તથા શરાફો, તથા સાહુકારો, તથા મુસલમાનની જમાતના તમામ ખાસોઆમો, તથા અરમાની અને મોગલ, તથા યાહુદીઓ વગેરે આસરે ૩૦૦૦) માનસો હતા. એ સઘલાની પછવાડે, કોલી તથા ખેડુતો, જેઓનો પ્યારો સરદાર ફીરોઝશાહ હતો, તે ટોલું હતું. એ સઘલા લોકો સલાવતપુરાની ફીરોઝશાહની વાડીથી, તે છેક દોખમા સુધી ફીરોઝશાહની ગેહાનની પછવાડે ચાલતા હતા." (પા૦ પ્ર૦)

× × ×

ક્રો સાહેબને પીરોશા બેહુ—અરદેશરને મલવાને જાએ રે.
અરદેશર ઉઠી કરીને—બેહુને સલામ થાએ—અર૦ અલ૦
નવ ખંડમે તાહારૂં નામ— અર૦ અલ૦
તમે બાવાજીની કોટવાલી લેઓ— અર૦ અલ૦
અરદેશરની સાથે કંઇ, સો, સો, સીપાઇ લીધા રે,
શાથે પોહેરેગીરબી લીધા— અર૦ અલ૦
નવ ખંડમે તાહારૂં નામ— અર૦ અલ૦
રાત પરેને દીવા મેલે—કાગજ વાંચી જોએ રે,
પુના શેહેરમે તમો આવો—અહીંનાં કોટવાલ થાઓ—અર૦ અલ૦
ભલું ભલું રે તારૂં નામ— અર૦ અલ૦
પુના ગામનો કોટવાલ થાઉ—મારી 'સુરત' ખોરવાઇ જાએ રે.
મારાં ધનજીશાના નામ કેમ જાએ— અર૦ અલ૦
નવ ખંડમે રાખું નામ— અર૦ અલ૦
આએ તમારો બોલ 'ને હુમારો બોલ—બેઉ જનંમ
જનમારો રાખો ખુશી રે.
મને ધનજીશાહુની આપો તમે ખુરસી— અર૦ અલ૦
ભલું ભલું રે તારૂં નામ— અર૦ અલ૦
મારા ધંનજીશાનું નામ કેમ જાએ— અર૦ અલ૦
આએ સહુવાર પરે ને બે પટુવા બોલાવો રે.
મારા ધનજીશાની કોટવાલી આપો— અર૦ અલ૦
આએ સહુવાર પરેને બે જુલઇઆ બોલાવો રે.
મારાં બાવાજીની હાકમાઈ આપો— અર૦ અલ૦
ભલું ભલું રે તારૂં નામ— અર૦ અલ૦
આએ સહુવાર પરેને બે જોશીરાં બોલાવો રે.
તમે મુરત જોવરાઓ— અર૦ અલ૦
મહને સરપાવ અપાવો— અર૦ અલ૦
જરીની આપી તુંને પાલખી 'ને—જરડોસી આપી
તુંને પાગરી રે.
તુને આપેઓ પાદશાહી ચાંદ— અર૦ અલ૦
તેં રાખીઆ બાવાજીના નામ— અર૦ અલ૦

સરકારમેથી સરપાવ[૪] લઇને—ચોક બજારમા જાએ રે,
ચોકમે સહુ લોકો બોલેઆ—બાવાજીની હાકમાઇ
લાઆ—અર૦ અલ૦
નવ ખંડમે તાહારૂં નામ— અર૦ અલ૦
સઘલા સરપાવ લઈ કરીને—નાનાવટમે આયા રે.
નાનાવટીઓ એમ કરી બોલે—બાવાજીની કોટવાલી
લાયા—અર૦ અલ૦
નવ ખંડમે તાહારૂં નામ— અર૦ અલ૦
સઘલા સરપાવ લઈ કરીને—ચવટાને નાકે જાએ રે.
ચહુવટેના પસતાગીઆ બોલે—અરદેશર કોટવાલ
થયા—અર૦ અલ૦
તમે પાદશાઇ[૫] ચાંદ લાયા— અર૦ અલ૦
સઘલા સરપાવ લઇ કરીને—મોદીજીને બારને આયારે.
બીજા મોદીજીએ સરપાવ આપ્યા— અર૦ અલ૦

---

૪:—તાં૦ ૯ મી અકટોબર ૧૮૨૨ ને દીને, નામદાર કંમપની સરકારના હુકમથી સુરતના જજ મી૦ રોમરે એક મોટી દરબાર ભરી, ખાંનસાહેબ ફીરોઝશાહ અને અરદેસર ધનજીશાહને તેઓએ સરકારની બજાવેલી કીમતી સેવાના બદલામા, એક 'ખેલાત' તથા 'જાગીર' ભેટ આપી હતી × × ×. એ પછી મી૦ રોમરે શેઠ અરદેશરને પણ એક સરપાવ તથા સાજેદાર ઘોડો બક્ષેસ આપ્યો, અને દરબાર ખલાસ થઇ નીચે પ્રમાણેની સવારી સાથે બંને ભાઇઓને તેમને ઘેર વિદાય કરી આવ્યા :—

"પ્રથમમા નવાબનો રસાલો, તથા હાથી ;
તે પછવાડે અદાલતનો રેસાલો ;
તેમની પછવાડે ગાડના આસરે ૨૦૦) સિપાઇઓ ;
તેની પછવાડે સદર અદાલતનો રેસાલો :
તે બાદ મી૦ રોમર તથા કલેકટર અને તેમનો રસાલો ;
તેમની પાછલ સરવે ચોબદારો મોટે અવાજે પોકાર મારતા,
અને સર્વેથી છેલ્લે શેઠ ફીરોઝશાહ પાલખીમા સવાર." (પા૦ પ્ર૦)

૫:—અરદેશરને તેવણુની બાહદુરીના કામોની પ્રસંશા તરીકે, ઇ૦ સ૦ ૧૮૩૦ ના ડીસેંબર માસની ૧૪ તારીખે, સુરત ખાતેના જુડીસ્યલ કમીશનર મી૦ જેમ્સ સધરલૅન્ડ, મુંબઇની સરકાર તરફથી એક જાહેર

સઘલા સરપાવ લઇ કરીને—બાવાજીને બારને આયારે.
તારી માએ 'ને બેહેન વધાવે— અર૦ અલ૦
તમે બાવાજીની કોટવાલી લાયા— અર૦ અલ૦
સઘલા સરપાવ લઈ ઘેરમો આવી—હાંડીઆને આપી
પાઘડી રે.
તારા સીપાઇઓને—દગલા 'ને દોતી— અર૦ અલ૦
ભલું ભલું રે તારૂં નામ— અર૦ અલ૦
ગોઇપરેના જમાદારને—કોસંબાની પાઘડી રે.
રાત પરે 'ને ઘીસમા ફરે—બારણે મારે લાકડી—અર૦ અલ૦
અરદેશરના કાનમે કઈ—લાંબા લસનીઆ મોતી[૬] રે.
સરવે લોકોના ઇનિશાફ કરે—ઘેરમે બેઠક મોટી—અર૦ અલ૦
રાત પડેને તું ઘીસમા ફરે—દીવસે ઇનસાફ થાય રે,
તારા હાંડીઆ ને સીપાઇઓ ઘેરે— અર૦ અલ૦
ભલું ભલું રે તારૂં નામ— અર૦ અલ૦

---

દરબાર ભરી, મુંબઇના ગવરનર 'સર જૉન માલકમે, જે સોનાનો ચાંદ મોકલવા ગયે વરશે કહ્યું હતું, તે ચાંદ અરદેશર કોટવાલને આપવાની ક્રિઆ કીધી હતી. × × × એ પછી રૈયત તરફનું એક માંનપત્ર, એવણની કોટવાલીની સિફતમા લખેલું, સુરતના નગરશેઠે, મી૦ સધરલૅન્ડના હાથમા આપ્યું, તે દરબારમા વાંચવામા આવ્યું, જેમા લખેલું હતું, કે એવણની કોટવાલીના વખતમા, અમો સુરતની રૈયત "રાતના ઉઘાડાં બારણાં મેલીને મેલીને રહીએ છીએ, અને ચોરોની ફસ્સી દેહસ્ત રેહતી નથી," વિગેરે. × × × એ પછી શેઠ અરદેશરને એક સવારીના આકારમા, તેમને ઘેર સર્વે લોકો વિદાય કરી આવ્યા હતા. (પા૦ પ્ર૦)

મજકુર ચાંદ ઉપર નીચલો લેખ કોતરેલો છે :—

This Medal is presented to Ardesher Dhunjishah Bahadoor, Kotwal of Surat, in token of the high sense entertained by the Bombay Government of the diligence and fidelity with which he has performed his public duties both as an officer of police and in other Capacities." *First January 1830.*

૬ તે વખતે અરદેશર કાંનમા મોતીની બાલી પેહડતા હતા, તે માટે આ ઇશારો છે. (પ્ર૦)

અરદેશરની બેથક આગલ—જોડે મેલાવી ખુરસી રે.
તેમાં સો સો મેહેતા ' ને મુનશી— અર૦ અલ૦
તમે રાખેઆ બાવાજીનાં નામ— અર૦ અલ૦
અરદેશરને માથે કઈ—વાકી કનઈઆની તોપી[૭] રે.
તીસ વરસની ઉમર નાહાની—અકલ છે ઘણી મોટી—અર૦ અલ૦
નવ ખંડમે રાખીઆં નામ— અર૦ અલ૦
આએ અરદેશર ને ફ્રો સાએબે—બેસીને વાતો થાએ રે.
બાર ભાગરનાં કોટો ભાંજી—રસતા મોહટા થાએ—અર૦ અલ૦
તેથી માંણીતો કેહવાએ— અર૦ અલ૦
ખારા ખબોચીઆ ખની કરીને—રસતા કીધા સારા રે.
અરદેશરને હાથે કંઇ વીટી વેલ ' ને વારા— અર૦ અલ૦
તમે બાવાજીના રાખેઆ નામ— અર૦ અલ૦
ફરીએ ફરીએ દાંદીઆઓ ફરે—ગલી ગલીએ ચોકી રે.
તાહારા ચકલે ચકલે સીપાઈ— અર૦ અલ૦
ભલું ભલું રે તારૂં નામ— અર૦ અલ૦
ઘરડાં ખોખાં નાલ્લાં મોહોટાં—સહુ દીએ તુને દુવા રે.
બેહેરાં, બોખાં એમ કરી બોલે—તાહારા લાબા ઉવા—અર૦ અલ૦
ભલું ભલું રે તારૂં નામ— અર૦ અલ૦
જાઇબાઇ માએની કુખે તુ સખી નીવરીઓ પુત રે.
રસતા બાંધી સારા કીધા—રઇઅતને દીધા સુખ—અર૦ અલ૦
તમે સારા કીધા કામ— અર૦ અલ૦
તુને પાદશાહી મલેઓ ચાંદ— અર૦ અલ૦
રૂશતમપરામે આગ લાગી—તાહાં પાણી પોહચારે રે.
અરદેશરના બુંબા ચાલેઆ—આગ હોલાઈ જાએ—અર૦ અલ૦
તેથી માણીતો કેહવાએ— અર૦ અલ૦

---

૭ :—'તે વખતે વાંકી ટોપી પેહડવાનો પુલીસ અમલદારોનો રેવાજ હોવાથી, અરદેશર કોટવાલ વાંકી ટોપી પેહડતા હતા, તે વીશે આ ઇશારો કરેલો લાગે છે. (પ્ર૦)

૮ :—આ કાવ્ય જોડનારે અરદેશર કોટવાલની સંપુર્ણ કિર્તી વર્ણવી નથી, એ દલગીરી છે. રૂસતપરાની આગ માટે ટુકમાજ ઇશારો કીધો છે, પણ ઇ૦ સ૦ ૧૮૩૭ મા, સુરત જે ભયંકાર આગથી તારાજ

શેહેરમો રેલ આવી—અરદેશરે ધરમ કીધા રે.
તાહાં હોડીઓ મેલાએ— અર૦ અલ૦
તાહાં ધાંનીઓ ભુંજાએ— અર૦ અલ૦
સહુને ખજુર કોપરાં વેહેચાએ— અર૦ અલ૦
તે તો ગરીબોના છોકરાંઓ ખાએ— અર૦ અલ૦
ચાર દાહાડા વેર અદાલતનો—હાકમ ભુખો રહ્યો રે.
તેના ખાનાબી પોહચાડે રે— અર૦ અલ૦
તેથી માણીતો કેહવાએ— અર૦ અલ૦
તાહા બ્રાંહામનો બેઠા ખાએ— અર૦ અલ૦
તાહા ખુંટીઓ ડટાએ— અર૦ અલ૦
તેના પાણીઓ મપાએ— અર૦ અલ૦
સાત દાહડે રેલ ઉતરી—બ્રાંહામને સરપાવ જાએ રે.
કઇ ભેસપતવારને દાહરે—અરદેશરને સરપાવ જાએ—અર૦ અલ૦

---

અને લગભગ ફના થઇ ગયું હતું, અને તે પ્રસંગે શેઠ અરદેશરે મેલવેલી રૈયત અને સરકારની પ્રશંસા માટે કાંઇબી ઇશારો કીધો નથી. "આ આગથી હજારો લોકોને શેહરમા રેહવાનો ઠાગ નહી હોવાથી, તેઓ આસપાસના ગામોમા જઇ વસ્યાં, અને જેઓ શેહરમા ભુખે મરવા લાગ્યાં, તેઓને તુરત વેળા, શેઠો બમનજી મંનચેરજી ભાવનગરી, મેરવાનજી હો૦ ફરેજરવાલા, મરહુમ શેઠ બરજોરજી રતનજી એંટીના પુત્રો, અને ખાન સાહેબ અરદેશર ધનજીશાહ બાહદુર વિગેરેએ કેટલાક દીવસો સુધી ખોરાકી, તથા તદન લાચારોને વસ્રો પુરાં પાડયાં હતાં." (પા૦ પ્ર૦)

૯:—તારીખ ૨૧ મી સપટેંમ્બર ૧૮૨૨ ને દીને પુશ્કલ વરસાદ પડવાથી, સુરત તથા ભરૂચમા, તેમજ તેની આસપાસના ગામોમા મોટી રેલ આવી હતી, જે "માહા જગત રેલ" ને નામે આજ સુધી જણાય છે. ૨૧ મી સપટેમ્બરે સુરતમા પાંણી ચહડી વલ્યાં હતાં, અને ત્યાંના ૧૨ દરવાજા મધેથી ૧૧ દરવાજા રેલના પાણીથી ભરાઇ ગયા હતા, અને ફકત સઇયદપરાની ભાગલનો એક દરવાજો સલાંમત રેહયો હતો. સુરતના પરાંના ઘણાં લોક આ રેલમા ઘસડાઇ જતે, પણ ત્યાંના કોટવાલ ખાન સાહેબ અરદેશર ધનજીશાહ છ દીવસ અને રાત ભારે મેહનત અને ખરચ કરી, ખુદ પોતે સઇયદપુરી ભાગલ આગલ બેસીને ઠેકાણે ઠેકાણે મછવા મોકલાવી, હજારો આદમી ડુબી જતાં બચાવ્યાં, તથા તેમને ખોરાક પાંણી પોહચતો કીધો હતો. (પા૦ પ્ર૦)

તમે બાવાજીના રાખેઆ નામ— અર૦ અલ૦
ભલું ભલું રે તારૂં નામ— અર૦ અલ૦
અરદેશરના સીપાઇઓ કંઇ—મોહટાને બોલ બાલા રે.
તારા સીપાઇઓને સેલા પાઘરી જોર— અર૦ અલ૦
તારા જમાદારને કંમરબંન શીઆલ— અર૦ અલ૦
તારા જમાદારો—ખુશી ઘણુ થાએ— અર૦ અલ૦
તારી ચાકરીમો હાજર થાએ— અર૦ અલ૦

× × ×

ઓ અરદેશર સુરત શેહેરમો—તાહારો દર છે ભારી.
તારી રગુનાથપરામે—વારી છે.
તે વારીની શોભા—ઘણી સારી છે.
ફુલ ફલાદી ' ને મેવા ભારી છે રે—ઓ અરદેશર, સુરત શેહેરમા—તાહારો દર છે ભારી.

તારી વારીમો—મીઠા કુવા.
પેલી પણીઆરી લોક—તુંને દીએ દુવા.
તારા લાબા હોજો આઇસ ઉવા રે—ઓ અરદેશર સુરત શેહેરમા—તારો દર છે ભારી.

તારી વારીમો આંબા—ઘણુ મોટા છે.
તારા સીપાઇઓના હાથમે—સોટા છે.
કઇ સીપાઇ ભીલ કરતા મોટા છે રે—ઓ અરદેશર સુરત શેહેરમા—તારો દર છે ભારી.

તું રાત પરેને—ઘીસમા ફરે,
તું દીસ પરેને ઇનશાફ કરે.
તારા સીપાઇઓ તુંથી ઘણુ દરે રે—ઓ અરદેશર સુરત શેહેરમા—તારો દર છે ભારી.

ઓ અરદેશર સુરત શેહેરમા તારો દર છે ભારી.
તું તહરે તહરેનો દરેસ[10] બદલે છે.
તું રાતના કોટની—સફીલે ફરે છે.

---

૧૦ :—અરદેશર કોટવાલ પોતાના ઓધ્ધાની ફરજ બજાવવા માટે, ગુનેહગારોને પકડવા, તરેહવાર ' વેશ ' બદલાવવામા ઘણાજ કુશલ કેહવાતા હતા. (પ્ર૦)

તું ભીલ સાથે વાત કેવી કરે છે રે—ઓ અરદેશર, સુરત
શેહેરમો—તાહારો દર છે ભારી.
ઓ અરદેશર સુરત શેહેરમો તારો દર છે ભારી.
તું મધ રાતે ધીસમા—ફરવા જાએ છે.
તારા હાંડીઆ લોકને—જગાવે છે.
તું સીપાઇઓનો વેશ કેવા લાવે છે રે—ઓ અરદેશર, સુરત
શેહેરમો—તાહારો દર છે ભારી.
ઓ અરદેશર સુરત શેહેરમો તારો દર છે ભારી.
તું સીપાઇઓની તલાસ—રાતના કરે છે.
તું બરાંમનના[૧૧] વેશે—રાતના ફરે છે.
તારો સીપાઈ ઘની તુંદી કરે છે રે—ઓ અરદેશર, સુરત
શેહેરમો—તાહારો દર છે ભારી.
ઓ અરદેશર સુરત શેહેરમો તાહારો દર છે ભારી.
તારો સીપાઇ તુંને—ધમકાવે છે.
તારો જમાદાર દોરી—તાંહાં આવે છે.
તું બરાંમનને મસે વાત કરે છે રે—ઓ અરદેશર, સુરત
શેહેરમો—તાહારો દર છે ભારી.
ઓ અરદેશર સુરત શેહેરમા તાહારો દર છે ભારી.
તું સીપાઇઓની ચાકરી—ઘની જોએ છે.

---

૧૧ :—ગરીબો તરફ પુલીસ સીપાઇઓ કેવી રીતે વર્તે છે, અને તેઓ લાંચ રૂસવત લીયે છે કે નહિ, તેની તહેકીક કરવા અરદેશર કોટવાલ ઘણીક વાર વેશ બદલી, રાતને વખતે અસુરેથી શેહરમાં 'ધીસ' ફરવા નીકલતા હતા. એવા અનેક દાખલાઓ માહેલા એકની આ કાવ્ય રચનારે નોધ લીધી છે.

એક વખત શેઠ અરદેશર કોટવાલ પોતાના સીપાઇઓનુ પ્રમાણીકપણુ તપાસવા એક બ્રાહ્મણનો વેશ ધારણ કરી, હાથમા એક લોટો, અને ખાંદે ધોતીયું નાખી, મોડી રાત્રે બાહાર નિકલ્યા, અને તેમ કરતાં સીપાઇ અને જમાદારોના પ્રમાણીકપણાની તેવણે કસોટી કરી લીધી. આ રમુજી બનાવનું વર્ણન વિગતવાર એ કાવ્યના રચનારે પોતાની રીત પ્રમાણે ગોઠવયું છે. (પ્રં૦)

તારો જમાદાર—તુંને કંઈ બોલે છે.
તું રાતના કાહાંથી આવે છે રે—ઓ અરદેશર, સુરત
શેહેરમો—તારો દર છે ભારી.

ઓ અરદેશર સુરત શેહેરમો તાહારો દર છે ભારી.
હવે અરદેશર કંઈ—જવાબ બોલે છે.
બાવા બાહામન ગરીબરો—મુસાફર છે.
તારો જમાદાર એવી વાત સમજે છે રે—ઓ અરદેશર, સુરત
શેહેરમો—તારો દર છે ભારી.

ઓ અરદેશર સુરત શેહેરમાં તાહારો દર છે ભારી.
તારો જમાદાર ઘણો લલચાએ છે.
"મુજે દો ચાર પઇસા—દેલાએ છે."
ત્યારે અરદેશરથી કેવું—બોલાએ છે રે—ઓ અરદેશર, સુરત
શેહેરમો—તારો દર છે ભારી.

મારી ખાંઢ પરતો ધોતીઉ—કલસીઓ છે,
પેલો જમાદાર—તુને ધમકાવે છે,
તારા હાથનો કલસીઓ તું આપે છે રે—ઓ અરદેશર, સુરત
શેહેરમો—તારો દર છે ભારી.

હવે તાંહાંથી આગલ તું—ચાલે છે,
તારી વારીમે પાછો તું—આવે છે,
તુને રસતે સીપાઇ બીજો મલે છે રે—ઓ અરદેશર, સુરત
શેહેરમો—તારો દર છે ભારી.

બીજા સીપાઇઓ તુંને—ધમકાવે છે,
તે સીપાઇઓસે વાત તું કરે છે,
તુ બરાંમણુને વેશે વાત બોલે છે રે—ઓ અરદેશર, સુરત
શેહેરમો—તારો દર છે ભારી.

તારો સીપાઇ—તુનેજ પકરી લીએ છે,
તુને પકરીને શેઠ પાસે—લાવે છે,
તે સીપાઇ લાંચ નહી ખાએ છે રે—ઓ અરદેશર, સુરત
શેહેરમો—તારો દર છે ભારી.

પેલા સીપાઇએ તો નહી તુંને—ઓલખીઓ,
તારે અરદેશર કોટવાલ બોલીઓ,
મારા ખાંઢ પરનું ધોતીઉ લઇ તું મેલ રે—ઓ અરદેશર, સુરત
શેહેરમો—તારો દર છે ભારી.
તારો સીપાઇ નીમકહલાલ છે,
તે ધોતીઆંની નહી લાલચ કરે છે,
તુંને પકરીને વારીમો લાવે છે રે—ઓ અરદેશર, સુરત
શેહેરમો—તારો દર છે ભારી.
તું વારી આગલ—આવે છે,
તારા સીપાઇને પાછો—મોકલે છે,
તારા પોહોરાની ચોકી—કેઇ બાજુ છે રે—ઓ અરદેશર, સુરત
શેહેરમો—તારો દર છે ભારી.
તારે સીપાઇ તુને ઓલખે છે,
પેલો જમાદાર અકરાઇ—ગભરાઇ જાએ છે,
તારો સહવારે ઇનસાફ થાએ છે રે—ઓ અરદેશર, સુરત
શેહેરમો—તારો દર છે ભારી.
હવે સહવારનું—પોહોર થાએ છે,
તું અદાલતમો—જાએ છે,
બધા સીપાઇઓને તું ઓલખે છે રે—ઓ અરદેશર, સુરત
શેહેરમો—તારો દર છે ભારી.
હવે અદાલતમાં ઇનસાફ—તું કરે છે,
વલી 'મહમદ' સીપાઇને બોલાવે છે,
'કાદર' જમાદારનો કલસીઓ મંગાવે છે રે—ઓ અરદેશર, સુરત
શેહેરમો—તારો દર છે ભારી.
હવે બધા સીપાઇઓ—ગભરાએ છે,
પેલો જમાદાર—નાસુકર જાએ છે,
લુચા સીપાઇઓની ચાકરી જાએ છે રે—ઓ અરદેશર, સુરત
શેહેરમાં—તારો દર છે ભારી.
તું બધા સીપાઇઓને—ધમકાવે છે,
સહુની રાતનાં કાહાં કાહાં—પોહોરા ચોકી છે,

હવે જમાદાર કાદરની સુધ ફુટી છે—ઓ અરદેશર, સુરત
શેહેરમા—તારો દર છે ભારી.

તાંહાં રાતના કલસીઆની—વાત ચાલે છે,
તું રાતના ગરીબ બરાંમણુ લુંટે છે,
પેલો કલસીઓ લાવીને મુકે છે—ઓ અરદેશર, સુરત
શેહેરમા—તારો દર છે ભારી.

પેલા નીમકહુલાલ—સીપાઇઓને,
તેને આબરૂ 'ને—લાએકીથી તેરીને,
તારી ગાંઠનું ઇનામ આપીને—ઓ અરદેશર, સુરત
શેહેરમો—તારો દર છે ભારી.

તાંહાં કેવા કેવા ચોરો ભીલો આવે છે,
તારી ગાંથના પગારો—તેને આપે છે,
તેને સરકારી ચાકરીમા રાખે છે રે—ઓ અરદેશર, સુરત
શેહેરમાં—તારો દર છે ભારી.

× × × × ×

ઇસવી અઢાર સોં, 'ને ઉપર છપંનમાં,
ગીયા અરદેશર કોટવાલ[૧૨]—બેહેસ્ત મુકાંમમાં,
એ ગરબો જોડે સોરાબજી મુંબઇમાં રે—ઓ અરદેશર, સુરત
શેહેરમો—તારી કીરતીઓ ભારી.

---

૧૨ :—આ માનવંત બહાદુર જરથોસ્તી, સુરતમા તા૦ ૨૫ મી ફેબ્રુઆરી ૧૮૫૬, (રોજ ૨૩, માહ ૫, (શે૦) ૧૨૨૫ યઝદેઝરદીને દીને ૬૦ વરશની ઉમરે ગુજર પાંમ્યા હતા. એવણ સુરતવાલા ધનજીશાહ બરજોરજી બેહરેમંદખાંનના નાધલા દીકરા હતા. આવા એક બહાદુર પારસીની કિરતીની નોધ ઉપલાં કાવ્યમા પુરેપુરી લેવાઇ નથી, તેમજ એવા એક દલેર પારસીનું એકાદ જીવન વૃતાંત પણ પ્રગટ થયલું જાણાતું નથી, જેથી આ પ્રસંગે મરહુમને લગતી થોડીક જાણવાજોગ નોધ, આ અદના લખનાર આ પ્રસંગે નોધી લેવાની પોતે ફરજ સમજે છે.

મરહુમ અરદેશર કોટવાલ દેખાવમા એક શુરવીર જેવા લાગતા હતા. એવણની ઉંચાઇ ૬ાા ફીટ જેટલી હતી, અને ખુબસુરત દેખાવલા

(ફુટનોટ ચાલુ,)

(પાને ૫૨ થી ફુટનોટ ચાલુ.)

હતા. માનપાન અને ઇજ્જત જાહેરમા સરકાર તરફથી એવણુને ઘણી મરતબે મલ્યાં હતાં.'ઇ૦ સ૦ ૧૮૨૮ મા એવણુને સપેહસાલારનો શીરપેચ, તથા તલવાર, દીલ્હીના શાહજાદા તરફથી ભેટ મલ્યાં હતાં. ઇ૦ સ૦ ૧૮૩૦ મા ઈંગ્લંડની સરકાર તરફથી એવણુને સુનાનો ચાંદ મલ્યો હતો. (પા૦ દી૦ ત૦ ફ૦.)

એવણુની કોટવાલી દરમીયાન, સુરત શેહરમા, અને તેની આસપાસના ગામોમા, જે ગરાસીયા, પીંડારા અને ચોરોનો ઉપદ્રવ હતો, તે એવણુની ચંચલાઇ અને બહાદુરીથી ટળી ગયો હતો, અને લોકો બેદેહશત રેહવા લાગ્યાં હતાં. (પા૦ પ્ર૦.)

એવણુના દીકરા, જાંહગીરશાહ અરદેશર બેહરેમંદખાંન, ૨૩) વરશની ભરજવાન ઉમરે સુરતમા, ઇ૦ સ૦ ૧૮૫૯ ના સાલના મારચ માસની ૫ મી તારીખે ગુજર પાંમ્યાથી, એવણુના બાપ અને કાકાઓની ઓલાદનો અંત આવ્યો હતો. '(પા૦ પ્ર૦)

આવી ફતેહમંદ ઝલકતી કારકીદી દરમ્યાંન, અરદેશર કોટવાલ એક વખત સરકારની ખફગીમા આવી પડયા હતા. સુરત મધે મંછાબાઇ નામની દુલભભાઇ હરગોવંનદાસની વીધવા, તથા તેની સાવકી છોકરી બાઈ પ્રેમકુવર વચ્ચે, ત્યાંની મોટી અદાલતમા વારસા હિસ્સા બાબે એક 'કેસ' ચાલતો હતો. આ 'કેસમા' કોટવાલ અરદેશરે કાંઇક અણુઘટતો ભાગ લીધો, એવું બોહતાન તે વખતના સેશન જજ મી૦ લુઆરડે તેવણુ ઉપર મુકી, એ માટે સરકાર તેમની તપાસ ચલાવે ત્યાં સુધી, અરદેશર કોટવાલને, તેવણુના ઓદ્ધા ઉપરથી બરતરફ કીધા હતા.

એ બાબે તપાસ ચલાવવા સરકારે બરોડાના આસીસ્ટંન્ટ રેસીડંન્ટ મી૦ રીમીંગટનને સુરત મોકલ્યો હતો, જેણે કેટલાક દીવસ સુધી તપાસ ચલાવી, અરદેશર કોટવાલની ઉપર મેલાયલું બોહતાન વગર પાયાનુ છે એમ જણુાવી, તેવણુને પાછા તેવણુના ઓદ્ધા ઉપર નેમવામાં આવશે, એમ તા૦ ૩૦ મી નવેંબર ૧૮૪૪ ને દીને ચુકાદો આપ્યો હતો. આ ચુકાદાથી સુરતની તથા ગરગાંમડાઓની પ્રજામા મોટી ખુશાલી પેદા થઇ હતી.

આ મુકદમામા કોટવાલ અરદેશરનો બચાવ કરવા મુંબઇનો પ્રખ્યાત બેરીસ્ટર મી૦ હાવર્ડ ગયો હતો. તા૦ ૨૮ મી જુન ૧૮૪૫ ને દીને, નામદાર સરકારના હુકમથી સુરતના સેશન જજ મી૦ એનકુસે, શેઠ અરદેશર ધનજીશાહ કોટવાલને તેવણુના ઓદ્ધા ઉપર મોટી ધુમધામથી,

(ફુટનોટ ચાલુ.)

(પાને ૫૩ થી ફુટનોટ ચાલુ.)
દબદબાભરી ક્રિઆ સાથ પાછા બેસાડયા હતા. શેઠ અરદેશરને એસ્તેકબાલ લેવાને તેવણુના સલાવતપરાના મકાંન આગલ, સદર અદાલતનો તથ કલેકટરનો રેસાલો, ચોબદારો, તેમજ શેહરના સર્વ વર્ગના રેહવાસીએ ગયા હતા. શેઠ અરદેશરે, મુંબઇના માજી ગવરનર સર જૉન માલકમે તેવણુને આપેલો 'સરપાવ' પેહડી, તેમજ કંમરે એજ ગવરનરે આપેલ તલવાર લટકાવી, અને છાતી ઉપર નામદાર બ્રિટીશ સરકાર તરફથી બે મળેલો સુંનાનો ચાંદ ઓલવી, પાલખીમા બેસી ઉપલાં સરઘસ સાં અદાલતમાં ગયા હતા. ત્યાં ૧૯ મી પાયદલ રીજમીટ, પોતાના બૅન તથા વાવટા સાથે, એવણુને માન આપવા ઉભી હતી, તથા અદાલતન દીવાનખાનામા સુરતના સઘલા ઈંગ્રેજ, તથા દેશી ગ્રહસ્થો, બખશી, નવાબ ધરમપોરના રાજા વિગેરે બિરાજયા હતા. જજ મી૰ એનદ્રુસે શેઠ અરદે શરને પોતાની નજદીક બેસાડયા બાદ, નામદાર સરકારે, તેમને દબદબ ભરી ક્રિઆ સાથે પાછા ઓહ્દા ઉપર બેસાડવાને મોકલેલો હુકમ વાંચ સમજાવ્યો, તથા તેમની ખુબીમા એક સુભાખીત ભાશાણ કીધું હતું. સંધાનો અદાલતના સરેસતેદારે ગુજરાતીમા તરજુમો કરી સંભલાવ્યે હતો. ત્યાર બાદ સુરતની રૈયત તરફથી હજારો સહીનુ મુબારકબાદી એક માનપત્ર શેઠ અરદેશરને આપવામાં આવ્યું, અને ખુશાલીના પુકારે વચ્ચે દરબાર બરખાસ્ત થાઇ હતી.

એ પછી અરદેશરને તેમના મકાન વેર વીદાય કરવાને, સઘલ મીજલસ સવારીના આકારમા ગઇ હતી. એ સવારીમા પુલીસ ખાતાંને રેસાલો આગલ ચાલતો હતો, અને તેની પછવાડે સુરતના તેમજ પરગાંમ વાલા સઘલા ઢોલીઓ, પોતાની ખુશીથી, હરખભરી રીતે પોતાના વાજીંત્રે વગાડતા ચાલતા હતા. તેમની પાછલ કલેકટર, તથા કસટમ ખાતાન રેસાલા, અને તેની પછવાડે ગેરીસનનુ વાજું અને 'ગાર્ડ' ચાલતી હતી તેમની પછવાડે બાહદુર કોટવાલ અરદેશરની પાલખી હતી, અને પાલખી પાછલ, જેહાંગીરશાહ (અરદેશરના એકપુરા દીકરા) ન પાલખી, અને નવાબના જમાઇની તેમજ બખશીની પાલખી, તથા ધરમ પોરવાલા રાજાની સવારી હતી.

એ સવારી કીલ્લા આગલ આવ્યા પછી, વેપારીના બારકસો ઉપરથ ખુશીની તોપો છુટવા માંડી. અરદેશર કોટવાલ દરીઆ મેહલ આગ આવી ઉભા, ત્યારે ત્યાંથી તે છેક આખી નાણાવટના નાકા સુધી, શેહ ના તમામ માલીઓ, જે ફુલના ટોપલા બગલમા મારીને ઉભા હત

(ફુટનોટ ચાલુ.)

(પાને ૫૪ થી ફુટનોટ ચાલુ.)

તેઓએ તે આખાં બજાર સુધી, અરદેશર કોટવાલ ઉપરથી ફુલોનો નીસાર કીધો. હજારો લોક એ સવારી જોવાને એકઠાં મલ્યાં હતાં, તેમાથી એવા પુકાર નીકલતા હતા, કે :—"કોટવાલની ફતેહ—અલ્લાહ કોટવાલકો સલાંમત રખે—પાક પરવરદેગાર કોટવાલની બોલબાલા કરે." (પા० પ્ર०)

(આ અહેવાલ મુંબઇના સમાચાર તા० ૬ ઠી જુલાઇ ૧૮૪૫, તથા 'જેન્ટલમેન્સ ગેઝેટ' (તે વખતે નીકલતું એક પત્ર) ૪ ઠી જુલાઇ ૧૮૪૪, મા પ્રગટ થયો હતો.)

× × ×

ઇ० સ० ૧૮૪૯ ના ફેબ્રુઆરી માસમા અરદેશર ધનજીશાહ બહાધુરે, પોતાના ઓહ્દાં ઉપરથી ફારેગ થવા રાજીનામુ આપ્યું હતું. એ રાજીનામાનો સબબ તેમની નબલી પડતી તબિયતનો હતો. ૩૫ વરશની કિમતી નોકરીના બદલામા, સરકાર તરફથી એવણને છેલ્લું માન આપવાને આજ દીને (૧૨ મી ફેબ્રુઆરી ૧૮૪૯) સરકારના હુકમથી સુરતના જજ મી० એનદ્રુસે એક દરબાર ભરી હતી. એ વખત સઘલા ઈંગ્રેજ તથા દેશી ગ્રહસ્થો, તેમજ અદાલતની બાહેર લશકરની એક ટુકડી તથા એક બૅન્ડ પણ હતું. ખાન સાહેબ અરદેશર બાહદુર, પોતાના દીકરા જેહાંગીરશાહ, તથા નવા કોટવાલ ખાન સાહેબ બેજનજી પાલનજી, તથા અદાલતના સરેસતેદાર આદીતરાંમ ગણેશરાંમની સાથે બરોબર બાર કલાકે દરબારમા હાજર થયા હતા. તેઓએ માથા ઉપર 'શીરપેચ' અને ગલાંમા બાહદુરીનો "બાલ્લો' નાખેલો હતો. જરીની બુટીનો જામો, તેવોજ કંમરબંધ, અને કંમરે સુનેરી મીયાંનની તલવાર લટકાવી હતી. * * * જજ મી० એનદ્રુસે, એક નાધલાં ભાશાણમા અરદેશર બાહધુરની ૩૫ વરશની નોકરી માટે * * * ઉપકાર માન્યો હતો. * * * અરદેશરે ઉડી ઈંગ્રેજીમા ઉપલાં ભાશાણનો જવાબ વાચ્યો, જેમા જણાવ્યું હતું કે, "સરકારી નોકરી મારાં કુટુંબથી આજ અરધી સદી થઇ થતી આવી છે. મારો બાપ સરકારી નોકરીમા કતલ થયો; મારો ભાઇ પણ સરકારી નોકરીમાજ મરણ પામ્યો, અને મારી પણ ઉમેદ હતી, કે સરકારી નોકરીમાજ હું પણ મરણ પાંમુ, લેકીન તબિયત નાદરૂસ્ત ચાલ્યાથી મને તે છોડવી પડી છે" * * * એ પછી પાનગુલાબ લેઇ મીજલસ બરખાસ્ત થઈ હતી, અને સર્વે મીજલસ સરઘસના આકારમા ખાન સાહેબ અરદેશર બાહધુરને તેમના મકાન વેર વીદાય કરી આવી હતી. (પા० પ્ર०)

[આ ગરબો મરહુમ મિત્ર ખરશેદજી બમનજી ફરાંમરોજે નવસારીની ગાયનકારો પાસથી મારે માટે ખાસ લખી-લખાવી મોકલ્યો હતો. (પ્ર०)]

## સર જમશેદજી[1] જીજીભાઇ,[2] પેહલા પારસી બૅરોનેટની કિર્તી.

જનમ:—ઇ૦ સ૦ ૧૭૮૩, તારીખ ૧૫ જુલાઇ. રોજ ૬, માહ ૧૦, (શે૦) સને ૧૧૫૨ (ય૦).
મરણ:—ઇ૦ સ૦ ૧૮૫૯, તારીખ ૧૪ એપ્રેલ, રોજ ૨૨, માહ ૭, (શે૦) સને ૧૨૨૮ (ય૦).

[પારસી શેહનશાહત ઇરાંનમાં પડી ભાગ્યા પછી, હિન્દુસ્થાંનમા પારસી ટોળાનું નામ સજીવન કરનાર પારસીજાદાની હિંન્દ દેશમા અમર રેહલી સાર્વજનીક સખાવતો, અને બીનહરીફ કામો માટે ઉરદુ જબાંનમા જોડાયલો એક પુરાણો ખ્યાલ.]

"બુધીવંત પુરો, ખવાસે અમીર,
સરાફીમા સુરો, વેપારે વીર.
સખાવતમા હતો હાતમ નિશાંણુ,
દુખભંજન એવો વિક્રમ જાણું.
ધરમના કોટપર ટેકાવી'તી ઢાલ,
તે ખાતર ખન્તનાથી ભરીને ડાલ.
આપી તે પારકાની સંભાલપણે,
ન રાખી એક કોરીબી પોતા કણે." (મું૦ બા૦)

---

૧:—શેઠ જમશેદજીનો જનમ, રોજ ૬ થો ખોરદાદ, માહ ૧૦ મો દએ (શે૦) સને ૧૧૫૨ (ય૦); ઇ૦ સ૦ ૧૭૮૩, તા૦ ૧૫ મી જુલાઇને દીને થયો હતો. એવણુના માતાનું નામ જીવીબાઇ, અને પીતાનું નામ જીજીભાઇ ચાનજીભાઇ વાચ્છા હતું. (મું૦ બા૦)

૨:—જીજીભાઇ, તે મરહુમ સર જમશેદજી જીજીભાઇ બારોનેટના બાવા. એવણુ પોતે જો કે તે વખતે કોઇબી રીતે જાણીતા નહી હતા, પણ એવણે એક એવા દીકરાને જનમ આપ્યો હતો, કે જેણે પારસી ટોળાનું નામ, પારસી પાદશાહત ગયા પછી, દુનિયામા એક વાર પાછું જાહોજલા ભરેલું કરેલું હતું. એવણનું જનમ ગાંમ નવસારી હતું, ત્યાંથી પોતાના બાપ—ચાનજીભાઇ—સાથે મુંબઇ આવ્યા હતા, અને મેદાંનને નાકે હાલ જ્યાં 'ક્રાફર્ડ-મારકેટ' છે, તે તરફ પારસીઓને રેહવાના 'અથાહુવેરીઓ†' નામના મોહલ્લામા એવણે વાસો કીધો હતો. * * * કેહ છે, કે સર જમશેદજીનો જનમ પણ એજ મોહલ્લામા થયો હતો. (પા૦ પ્ર૦)

† આ 'અથાહુવેરીઓ' મોહલ્લો ઇ૦ સ૦ ૧૭૯૪ માં, મેદાનને છેલ્લીવાર મોકળું કરવા કાજે ત્યાંની વસ્તીને સરકારે ખીસાડી, ત્યારે તે ત્યાંથી નીકળી ગયો હતો. (મું૦ બા૦)

ખ્યાલ–ખડી રંગત.

સર નાઇટ સેઠીઆ મુંબઇ શહેરમે જમશેદજી જીજીભાઇ,
બીલાએત ઓર ચીન–બંગાલા મુલકોમે નામ સવાઇ,
હુયે ખુદા મદદ ઇલાહીજી.

પુરી કમાઇ નેક સીતારેમે પયદા હુવે માયાવંને,
ખેર–ખયરાત, ધરમધીયાંનમે મશગુલ હુયે નીસદીને.
ધન તેરી દોલત, ધન જીંદગાની, જનમ લીયા નેકી કરને,
ગરીબ–ગુરબે દુઆ મંગતે, ફકીર–ફકરે મીસ્કીને.
કંઇકી આતમા હક કહેતી કે ભરપુર રહો તેરે ખજાંને,
કંઇ ગરીબકો પાલનવાલે, સાહેબ તુંમપર મહેરબાંને,
રહી ખુબી નામ નીશાંનેજી—૧

(જુલ) ઇસ કલજુગમે ના કોઇ અયેસા દાતારેજી ;
આતશબેહરાંમ આતે જાહાં બંદગી ખાતરેજી ;
સબ મોબેદોંકા દેતે હંમકારે ચારેજી ;
જયેસા મરતબા અયેસા વોહ હાત પસારેજી ;
દસ્તુરોંકા માન મરતબા, લાજમ બરોબર દેતે સહી,
ઔર બીચારે કંઇ ગરીબ લોકો, સબકો દેવે ખેરખ્વાહી.

પરથમ ધરમ જો કીયા રૂસતમપુરા[3] જાહીરે,
વાંહ મોહુલ્લેમે અગીઆરી બંધી, રૂપએ લગે પંદર હજારે.
અઢાર સો ચોપન સાલ થા, ઇસવીમે હુઇ તઇઆરે,
જરથોશ્તી દીન મુજબ આદરીઆંન સાહેબ ધરે.
ખાસ ખજાના દીયા ખુદાને અયેસે કાંમ ધરમ કરે,
આંઠ પહેરકી બંદગી હોતી, નેક કાંમ સબસે ધીરે,
જાંહાં મીલે પારસી દરબારેજી—૨

× × ×

૩ :—સુરતમાં બંધાવેલાં આ આદરાંન પાછલ, સર જમશેદજીને રૂ૦ ૧૫૦૦૦) થી વધુ ખરચ થયો હતો, કેમકે તેમા થતી ધરમક્રિયાઓ-ના ફંડને આસરો આપવા માટે પાછળથી રૂ૦ ૫૫૦૦) ની રકમ તેઓએ મોકલાવી હતી. (સ૦ જ૦ જી૦)

ગીયારા સો સત્તાનું[4] સાલથા, શેહનશાહી સુના હમને,
ગાથા ગાહમબાર કીયા પહેલા, સર નાઇટ જમશેદને.
એક લાખ પંચોતેર હજાર રૂપૈયે દીયે થે ફંડ મ્યાને,
બરસો કે છે ગાહમબાર કરકે, ભેગી કરે અંનજુમને.
સબ જરથોશ્તી ખાવે ખાના, કયા ગરીબ તાલેવંને,
બડા ધરમ હુયે પ્યારા પયંમ્બર જરથોશ્ત લાયે એ જેહાંને.
એ ફંડકે ‘ ટ્રસ્ટી ’ પાંચ જનેજી—૩

× × ×

બાહારકોટ દરમ્યાંને શેઠ જમશેદજીકા હુયે ઘરે,
ઉસ્કે સાંમને ગાહમબાર કરને, જગા બનાઇ નાદરે.
સબ જરથોશ્તી કો કાંમ આવે, શાદી નેકીકે ખાતરે,
નીચે ટાંકા બનાજી ખાસા, મીઠા જલ ભરપુર ભરે.
‘ અલાહી—બાગ ’[5] કર નામ રખા હુયે પંચોને મીલકર યારે,
દીયા ધરમમે, સબી શેઠીએ આન મીલે જાંહાં સભા ભરે,
નેકનામી જેહાં અંદરેજી—૪

તારીખ તીસરી મારચ ઇંગરેજી અઠારસો બેતાલીસમે,
સર નાઇટ[6] કા ખીતાબ મીલા જાહીર દેખો મુંબઇમે.

---

૪ :—યઝદેઝરદી સાલ ૧૧૯૭, ના ગાથા પેહલાથી દર સાલના ૭ ગાહમબારો માહેલો દર વખતનો એક દાહડો, મુંબઇથી તે ભરૂચ, સુરત, નવસારી, ઉદવાડા, ગણદેવી, બીલીમોરા, વલસાડ, તથા પુણા સુધીના જરથોસ્તીઓને જમાડવા માટે રૂપીઆ એક લાખ, પંચોતેર હજારની રકમ, સખાવત માટે આપી હતી. (મું૦ બા૦)

૫ :—બાહારકોટમા પોતાના અસલ રેહવાના મકાંનની સાંમે પારસી કોમને સરઅવસરે જમનવાર માટે રૂપીઆ સીત્તેર હજાર ખરચી, ‘ અલાહી બાગ ’ નામની ઇમારત બંધાવી, તેનો વહીવટ ચલાવવાનું કાંમ ‘ ટ્રસ્ટી ’ ઓને સ્વાધીન કીધું હતું. (મું૦ બા૦)

૬ :—ઇ૦ સ૦ ૧૮૪૨ ના માર્ચ માસની ૩ જી તારીખે, નામદાર મહારાણી વીકટોરીઆ તરફથી, શેઠ જમશેદજી જીજીભાઇને ‘ નાઇટ—હુડ ’ નો ખેતાબ મલ્યો હતો. હિન્દુસ્થાંનના દેશીઓમા આ માનભરેલો ખેતાબ પેહલવેહલો એમણેજ મલ્યો હતો. (પાં૦ પ્ર૦)

તારીખ પચીસમી હુવાજી ખાના, ગવરનરકે બાગોમે;
બે મહીના થા ઇંગરેજી, કહેતા હું મયે મીજલસમે.
સબ કાઉંસીલર, ઔર સૌદાગર, બેઠેતે નાચ રંગોમે;
ગવરનરને દીઈ આબરૂ લીખા થા જયુ બીલાતમે.
રાણી-ક્રૂવીનકી હુંજુરમેજી—૫

"એ ખેતાબની બાદશાહી મોહોર સુધાની સનદ, નામદાર રાણી વિકટોરીયાની તરફથી, બોર્ડ ઑફ-કંટ્રોલના પ્રેસિડંન્ટ લાર્ડ ફિટઝર્લંડે તારીખ ૩ જી માર્ચ ૧૮૪૨ ને દીને, જે અતરેના ઍકટીંગ ગવરનર ઑનરેબલ જ્યૉર્જ વિલ્યમ ઍનડરસન ઉપર મોકલાવી હતી. તે સનદ સર જમશેદજીને આપવાની ક્રિઆ, તારીખ ૨૫ મી મેએ ૧૮૪૨ ને દીને પરેલના સરકારી મેહલમાં, રાતને સમે કરવામાં આવી હતી."

"એ વખતે અતરેના પેહલે વાધેના ઇંગ્રેજ તથા દેશીઓનો એક મોટો મેલાવડો થયો હતો. બરાબર સાડા દસ વાગે, સર જમશેદજી જીજીભાઇ આવી પુગ્યા હતા, જેમને હેઠલથી એસ્તેકબાલ લઇ નામદાર ગવરનરનો પ્રાઇવેટ સેક્રેટરી મી૦ એચ. એલ. ઍનડરસન, તથા મિલીટરી સેક્રેટરી મેજર વીલોબી, તથા કેટલાક ચોબદારો વિગેરે ઉપર લાવ્યા હતા, જયાં દિવાનખાનામાં નામદાર ગવરનર, કમાનડર-ઇન-ચીફ, તથા સરવે સરકારી ખાતાઓના વડા અમલદારો વિગેરે હાજર હતા, તેઓએ સર જમશેદજીની મુલાકાત લીધી હતી. નાઇટના ખેતાબની સનદ, ગવરનરની સાંમે એક કુમાસની ગાડી ઉપર મેલેલી હતી, તે દેખાડયા બાદ, તે નામદારે એક નાધલું સુભાખીત ભાષણ કરી, એ ખેતાબ મલવા બાબે મુબારકબાદી આપી હતી. તે બાદ જમશેદજીએ ઉઠી એક ભાષણ કીધું હતું, જેમા નામદાર માહરાણીએ હિંન્દુસ્થાંનના દેશીઓમાં આ માન પેહલવેહલું તેમને આપ્યું, તે બાબે પોતાની ખુશાલી બતાવી, તથા માહરાણીનો, અને 'કોર્ટ-ઑફ-ડીરેકટર્સો' નો, તેમજ નામદાર ગવરનરનો મોટો ઉપકાર માન્યો હતો. એ પછી સઘળા હાજર રેહલાઓએ સર જમશેદજીને શેકહૅન્ડ કરી, તેમને મુબારકબાદી આપી હતી. એ ક્રિયા પુરી થયા બાદ, નામદાર ગવરનરે એજ તાકણુાની ખુશાલીમાં સરકારી મેહલમાં એક જીયાફત આપી હતી, ત્યાં સઘળા ઇંગ્રેજ પહરોણાઓ ખાણું લેવાને ગયા હતા. ખાણું ખાઇ રહ્યા બાદ, ટેબલને નાકે સર જમશેદજી જીજીભાઇ તથા તેમના વડા દીકરા શેઠ ખુરશેદજી જમશેદજી જીજીભાઇ જઇને

(જુલ) બડી ખુશીસે શેઠ આએ અપને ' મકાનેજી;
કંઇ મુલકોસે લીખ કર આએ પરવાનેજી;[7]
સુરતવાલોંને લીખ કર ભેજે થે માનેજી;
જરથોસ્તીઓંમે પયદા હુવે અયેસે દાંનેજી.
ફુલ જાવે ઔર રહે બાસ, ઔર ખુબ/સુગંધકી ખુશબોઇ;
જાવેદાન રહી ખુબી સબોંમે, નેકી ધરમસે ફેલાઇ—૬

બારા સો તેરા સાલ થા લગા હુવા શેહનશાહીમે;
આતશબેહરાંમ સેજદા કરને શેઠ ગયે ઉદવારેમે.[8]

---

બેઠા હતા. * * * નામદાર ગવરનરે હિન્દુસ્થાંનના એ પેહલા નાઇટ, સર જમશેદજી જીજીભાઇની સલામતી ખુશાલીના ત્રણ પોકારો વચ્ચે લેવાડી હતી, જેનો સર જમશેદજીએ ટુંકમાં ઉતરવાલી નામદાર ગવરનરની તંન્દરોસ્તી ચાહી હતી. જે ખુશાલી સાથે લીધા બાદ, સઘળાઓ "બૉલ રૂમ" મા ગયા હતા, જ્યાં બામદાદ સુધી નાચરંગ ચાલ્યા બાદ, સર્વે પહરોણાઓ છુટા પડયા હતા." (પા૦ પ્ર૦)

૭:—સર જ૦ જી૦ ને 'નાઇટ હુડ' નો ખેતાબ મલ્યો, તેની મુબારકબાદીના માનપતરો જેમ મુંબઇની પારસી અંનજુમન તરફથી, તેમજ દેશાવર ખાતે વસતી જુદી જુદી જરથોસ્તી અંનજુંમનો તરફથી પણ આવ્યાં હતાં. મુંબઇવાલાં માનપતર ઉપર ૯૩૭ આગેવાંન પારસીઓની સહી હતી. બાહાર ગાંમથી આવેલાં માનપતરોમા, પુણા, અહમદ નગર, સેતારા, જાલના, ઔરંગાબાદ, અને હૈદરાબાદ ઉપરાંત, ભરૂચ, સુરત, નૌસારી, ઉદેપોર, વલસાડ, ગનદેવી, બીલીમોરા, અંકલેસર, અને નારગોલ તથા દમણ તરફથી પણ આવ્યાં હતાં. (પા૦ પ્ર૦ તથા જ૦ બા૦)

૮:—તારીખ ૨ જી નવેંબર ૧૮૪૩ (યઝદેઝરદી સાલ ૧૨૧૩) ને દીને સર જમશેદજી જીજીભાઇ નાઇટ, પોતાના કબીલા સાથે અતરેથી સ્ટીમર 'કરનાક' મા સવાર થઇ ઉદવારે ગયા હતા. તેઓ પ્રથમમા દમણ ખાતે શેઠ કાવસજી બેહરાંમજીના મકાંનમા ઉતરયાં હતાં. દમણમા તા૦ ૫ મી નવેમબરે લેડી આવાંબાઇએ એક મોટું જશન કરી દમણ તથા તેની આસપાસના ગામોના જરથોસ્તીઓને નોતરી ન્યાતનું જમન કરાવ્યું હતું, તથા મરદ ઓરત દરએકને રૂપીઆ ૧૦ થી તે ૧૫ સુધી વેંહચ્યા હતા. તેજ દિવસે સાંજના સઘલો રસાલો ઉદવારે ગયો હતો, અને બીજે દિને, એટલે તારીખ ૬ ઠીએ આદર રોજનો હંમકારો

નવસે બારા† રૂપૈયે દીયેથે, સબી પારસી ગરીબોમે;
દસ્તુર, મોબેદ સબકુ દીયે, પુરી મુરાદ હુઇ દીલમે.
દો જશંન ઉદવારે કર કર, ફીર ગયેથે દમનમે;
તીન હજાર રૂપૈયે બાંટે, હિન્દુ ઔર પરન્યાતોમે,
કીઈ અયેસી સખાવત સબમેજી—૭

ઔર હકીકત કહું ચાતુરા, સુરતમે કોપી અગની;
અઠારસેં સાતતીસ કે સાલમે, ચૈતર માસકી હુયે સુની.
માલ મતા ઔર અન–કપડેસે જાહાજ ભરે તૈયાર બની.
બીસ[૯] હજાર રૂપૈએકા જુંમા, સબી રોક મીલ ઠયરાંની.
કંઇકો કપડે અંન પોંહોચાયે, કંઇકી આતમા લગી ઠીરની;
એસી સખાવત દેખ સુરતમે, યાદ કરે દાના ગ્યાંની;
જુગ જુગ રહે સત પેશાંનીજી—૮

અજબ સરીખા દીખાવ લગતા માહીમ–બાંદરેકે પુલકા,[૧૦]
એક લાખ ઔર કંઇક હજારો, લગે બાંધનકો જીનકા.

---

હોવાથી, સર જમશેદજીએ પોતાને ખરચે ત્યાં જશન તથા ન્યાતનું જમન કરાવ્યું હતું, જે વેળાએ ઉદવારા તથા આજુબાજુના ગાંમોમાથી આસરે ૪૦૦) માનસો આવ્યા હતા, જેઓ દરએકને રૂ૦ ૭ થી તે રૂ૦ ૧૦ સુધી આપ્યા હતા વિગેરે. (પા૦ પ્ર૦)

† આ ખ્યાલમાં જે નવ સો બાર રૂપીઆ ગરીબોને વેહચ્યા એવું જે લખાણ કીધું છે, તે ભુલભરેલી ગણત્રી છે. (પ્ર૦)

૯ :—આ ખ્યાલ રચનારે જે રકમ સુરતની આગ પ્રસંગે સર જમશેદજીએ આપેલી જણાવી છે, તે ભુલભરી છે. ગંજનામા મધે એ રકમ રૂપીઆ ૩૦,૮૦૦, નોધાઇ છે. (પ્ર૦.)

૧૦ :—તારીખ ૮ મી એપ્રેલ ૧૮૪૫. સર જ૦ જી૦ બારોનેટના ધણીઆણી લેડી આવાંબાઇની સખાવતથી બંધાયેલો, માહીમ અને વાંદરા વચેની ખાડી ઉપરનો પુલ ખુલ્લો મુકવાની ક્રિયા, એ દાહાડે સાંજના પાંચ વાગે કરવામાં આવી હતી. એ ક્રિયા જોવા માટે ભાયખલાથી તે માહીમના અગર સુધીના રસ્તા ઉપર બલદની ગાડી, અને 'ચારટો' ની એક સરખી હાર લાગી હતી. કૅપટન અનવીનની સરદારી હેઠલ, ૭ રતલી ચાર ટોપ, અને 'લાંનસસ' ની એક ટુકડી, તથા તે સાથે

**સબ આલમકો હુવા ખુલાસા, મીટા દૌર એ પાનીકા;**
**ગરીબ પરજા આતી-જાતી, લીયા કાંમ ખુબ રસ્તેકા.**
**જુગ જુગ તેરા નામ રહેગા, અસર બચન હેવે મનકા;**
**ભલે દીલકી કદર કરી હુયે, લીયા કાંમ સત મારગકા,**
**એ કાંમ કીયા કુલ હાતમકાજી.**

---

'બીજી-કિવન્સ-રૉયલ રેજીમૅન્ટ', તથા ગાંમડી પાયદલની એક ટુકડી, પોતપોતાના વાજાં સાથે ત્યાં હાજર થઇ હતી. ગવરનરનું 'બૅન્ડ,' પુલીસ ખાતાના સવારો તથા પાયદલનો એક મોટો રસાલો સાંજના ત્રણ વાગામાં આવી, પુલની નજદીકમાં ઉભો રેહ્યો હતો. બરાબર પાંચ વાગે નામદાર ગવરનર સર જ્યૉર્જ આરથર, પોતાના રસાલા સાથે આવી પુગ્યો હતો, અને આગમજથી ગોઠવણ કરયા મુજબ, નીચે પ્રમાણે સરઘસના આકારમાં સઘલાઓની સવારી પુલ ઉપર દાખલ થઇ હતી :—

(૧) એ પુલનો ઉપરી ઇજનેર. (૨) તેના ખાતાંનાં માણસો, જેમા પુલ બાંધનાર કનટ્રાકટર શેઠ જમશેદજી દોરાબજી નાયગાંમવાલા. (૩) લૅનસર્સની એક ટુકડી. (૪) ગવરનરનું 'બૅન્ડ.' (૫) નામદાર ગવરનર અને તેમનો રસાલો. (૬) સર જમશેદજી જીજીભાઇ નાઈટ. (૭) એ સઘલાઓની ગાડી એક હારમાં ચાલતી હતી, અને તેની જમાણી બાજુએ ઘોડા ઉપર નામદાર ગવરનરના ખાનગી સેક્રેટરી કેપટન આરથર, તથા ડાબી બાજુએ શેઠ ખરશેદજી જમશેદજી જીજીભાઇ અને બીજા કેટલાક ગ્રહસ્થો ઘોડાપર સવાર થઇ ચાલતા હતા. એમની પાછલ બીજા કેટલાકોની ગાડીની હાર, તથા છેક છેલ્લે 'લૅનસર્સ' ની એક ટુકડી હતી.

ઉપલું સરઘસ પુલની અધવચ પહોંચ્યું, એટલે સલામતી આપનારી 'બૅટરી' ઉપરથી ટોપના અવાજો નીકજ્યા હતા. * * * એ પુલના વાંદરા તરફના છેડા ગમી, એક સુંદર મંડપ નાંખ્યો હતો, ત્યાં સઘળાં પાન ગુલાબ લેવા બીરાજ્યાં હતાં. તેની પાસે એક નાહના માંડવામાં લેડી જમશેદજી, તથા તેમનો કબીલો બીરાજ્યો હતો, જ્યાં પ્રથમમાં નામદાર ગવરનર કમાનડર-ઈન-ચીફ, તથા લેડી મેકમોહન વીગેરે નામીચાં બાનુ અને ગ્રહસ્થો, લેડી જમશેદજીની મુલાકાત લેવાને ગયાં હતાં.* * * એ પછી સઘળાંઓ ખાણાંની ટેબલ ઉપર આવ્યાં, અને ખાનુ લઇ રહ્યા બાદ, નામદાર ગવરનરે ઉઠી લેડી જમશેદજીની આ સખાવત બાબે એક સુબાખીત ભાષણ કીધું હતું, અને તે બખતાવર બાંનુની સલામતી લેવાડી હતી. * * * સર જમશેદજીએ એક નાહના ભાષાણમાં એ કામ સરંજામ ઉતારવા બાબે પોતાની તરફની ખુશાલી બનાવી, નામદાર સરકાર, તથા ગવરનર, તેમજ હાજર રહેલાંઓનો ઉપકાર માન્યો હતો. * * *

(જુલ) સંગ એટ ગવરનર, કોઇ પુલકા સેંહેલેજી;
'ઓપન-ક્યારીજમે' સવાર હુવેથે બેલેજી;
શાહી ચાંદ છાતીપર સોભે અનમુલેજી;
બજતેં બાજેં, તરેહ તરેહકે રાગ ચલેજી;
તોપાં છુટી માનમે ઉનકે, જયસે પીરને નીકલેજી;
કંઇ કીસમકે તંબુ ડેરે, નીશાનકા કુચ્છ પાર નહી;
બડે બડે સાહુકાર ઇંગરેજ, 'ડેન્ક' બજત કર ચલઆઇ—૯

અઠાર સો તેતાલીસ સાલ થા, ઇંગરેજીકા સુને લેના;
ઇસ્પીતાલકા[૧૧] પાયા ડાલા, 'જાનેવારીકા' થા મહીના.

---

એ પછી માંડવમાંથી બહાર નીકળતી વેળાએ, નામદાર ગવરનરે સર જમશેદજીનો હાથ પોતાની બંગલમાં લીધો, અને બંને બહાર નીકળ્યા હતા." (પા૦ પ્ર૦)

એ પુલ ઉપર કુલ્લે રૂપીઆ ૨૦૩૮૫૩-૦-૫ જેટલો ખરચ થયો હતો, તેમા રૂ૦ ૪૮૦૫૩-૦-૫ સરકારે, અને બાકીની મોટી રકમ લેડી આવાંબાઇને નામે, આ હાતમ દીલના પારસી ઉમરાવે આપીને, તે પુલ એજ બખતાવર બાઇ સાહેબની યાદગારીમા પ્રજાના ઉપયોગ સારૂ ખુલ્લો મેલ્યો હતો, જેથી દર સાલના ચોમાસામા સેંહકડો ઇનસાનો દરીઆવની મુસીબતમાથી ડુબતાં બચી શકયાં છે. એ સખાવતમા કુલ્લે રૂપીઆ ૧,૫૫,૮૦૦) ખરચાયા હતા. (પા૦ પ્ર૦)

૧૧ :—ઇ૦ સ૦ ૧૮૪૩ ના જાનેવારી માસની ૩ જી તારીખ, સર જમશેદજી જીજીભાઇની ઇસ્પીટાલનો પાયો, મોટી ધાંમધુમથી, તથા ફ્રીમેશનરીની ક્રિયા સાથે નખાયો હતો. એ પ્રસંગે થાયલી રચના, અને ક્રિયાનો હેવાલ નીચે વર્ણવેલો છે :—

"પશ્ચીમ હિંદુસ્થાંનના દેશોના રાઈટ વરશીપફુલ માસ્ટર ડાકટર જેમ્સ બર્નસે, મુંબઇ માહેલા બધા 'મેશનો', નામદાર ગવર્નર સર જોર્જ આરથર, ઑનરેબલ જી૦ ડબલ્યુ૦ એંન્ડરસન; પી૦ ડબલ્યુ૦ લીજેટ, સર ટોમશ મેક-મોહન, સર જમશેદજી જીજીભાઇ, તેમના સાહેબજાદાઓ, અને અતરેના સઘલા મોટે વાઘેના યુરોપીયન ગ્રહસ્થો, લેડીઓ, તથા દેશી રહેવાસીઓની હજુરમાં, આ ક્રિયા કીધી હતી.

બરાબર ચાર કલાકને આસરે ૪૦ 'મેશનો' પોતાના એક સરખાં લીલાં પેહરણો, તથા ફ્રીમેશનરીની નિશાણો, વાવટા વિગેરે ઠાઠમાઠ સાથે સરઘસના આકારમાં પાયો નાખવાની જગ્યા ઉપર આવી હારબંધ ઉભા હતા. નામદાર ગવરનર સર જોર્જ આરથર, કોટમાં સર જમશેદજીના મુકાંમ ઉપર જઇ, તેમને

ગવરનર ઔર સબ કાઉંન્સીલર, ઔર આલમકા ઠઠ બના;
મીશીનરી પાદરીઓને શરૂ કીયા અપના પહુરના.

પોતાની જોડે ગાડીમાં બેસાડી લાવ્યા હતા. એ પછી પ્રોવિનશ્યલ ગ્રાંન્ડ માંસ્ટર, તથા ડૅપ્યુટી ગ્રાંન્ડ માસ્ટર, પાયો નાખવાની જગ્યાની પુર્વ બાજુએ; બ્રધર્સ એલ. આર. રીડ, તથા જે. પી. વીલોબી પશ્ચીમ બાજુએ; બ્રધર્સ એમ૦ કેંમબેલ તથા ડબલ્યું ક્રૉફર્ડ દક્ષિણ બાજુએ; અને સર જમશેદજી જીજીભાઇ નાઇટ તથા તેવણુના દીકરા શેઠ ખરશેદજી જમશેદજી જીજીભાઇ ઉત્તર બાજુએ ઉભા હતા. એ પછી નામદાર ગવરનરનું બૅન્ડ વાગવાનું શરૂ થયું હતું, અને ઇમારત બાંધનાર ઇજનેર (આરકિટેકત) કૅપટન ગુડફેલોએ તેનો નકસો, તથા રેજીસ્ટ્રાર અને ટ્રઝરરે પાયામાં નાખવાની તખ્તી અને સિકકાઓ, પ્રોવિનશ્યલ ગ્રાંન્ડ માસ્ટરના હાથમાં મુકયા હતા. તેણે તે સઘળું નામદાર ગવરનર તથા સર જમશેદજીને દેખડાવ્યું, અને તેઓની આ ક્રિયામાં હાજરીને માટે પોતા તરફનો સંતોષ બતાવ્યો. તે બાદ ઉપલી પાયામાં નાખવાની તખ્તીપર કોતરેલા લેખો, ડેપ્યુટી-પ્રોવિનશ્યલ ગ્રાંન્ડ માસ્ટરે, બુલંદ અવાજે મીજસમાં વાંચી સંભલાવ્યા હતા.

તે પછી પ્રોવિનશ્યલ, તથા ડેપ્યુટી પ્રોવિનશ્યલ ગ્રાંન્ડ માસ્ટરો, અને બધા 'મેશનો' નીચે ઉતરયા, અને ડેપ્યુટી પ્રોવિનશ્યલ ગ્રાંડ માસ્ટરે, સિક્કાઓ તથા તખ્તી તેની જગ્યામાં નાખી, તે ઉપર રૂપાંની ડાપીથી ચુનો નાખી પત્થર ગોઠવ્યો, તથા વાજું ગંભીરાઈથી વાગવા લાગ્યું. એ પછી પ્રોવિનશ્યલ ગ્રાંડ માસ્ટરે બધા 'મેશનો' ને કહ્યું, કે:—"બાંધ કામના કાએદા મુજબ, તથા આપણા પાદશાહી ટોલાની ક્રિયા અને રીતભાત મુજબ, હવે આપણાં સઘળાં ઓજારોથી આ પત્થરની તપાસ કરવી જોઇએ." એ બાદ જુનિયર ગ્રાંડ વૉારડને સવાલ કીધો કે:—"તમારા ઓધાની અલામત શું છે?" જવાબ મલ્યો કે:—"ઓળંબો— જે હું તમુને અતરે કામે લગાડવાને આપું છું." તેની સાથે બ્રધરો રીડ અને લીજેટે, એક સાધન તથા કાટખુણો આપ્યો, કે જે ઓજારોથી પ્રોવિનશ્યલ ગ્રાંન્ડ માસ્ટરે, પેલા પાયાના પત્થરને તપાસી, "બરાબર, ખરો, અને ભરોસાદાર" ગોઠવાયલો જાહેર કીધો. એ પછી (આરકિટેકત્ત) બ્રધર ગુડફેલોએ, પ્રોવિનશ્યલ ગ્રાંન્ડ માસ્ટરના હાથમાં હથોડી આપી, અને તેણે તે પેલા પત્થર ઉપર ત્રણ વાર ઠોકી, તેમજ પ્રોવિનશ્યલ ગ્રાંડ માસ્ટરે પણ તે ત્રણવાર ઠોકી, અને આ પ્રમાણે દુઆ પહડયો:—

"આ દુનિયાનો મોટો" મિસ્ત્રી, "(ખુદાતાલા) આ પત્થર કે જે આપણે આજે ગોઠવ્યો, તેની ઉપર તે પોતાના આશીરવાદ દીએ, અને પોતાની કામીલ કુદરતથી, આએ અને બીજાં દરેક નેકીભરેલાં કામો પુરાં કરવાને શક્તિવાન કરે, આમીન."

બધા 'મેશનોએ' માન સાથે 'આમીન' કરી પ્રતિ-ઉત્તર આપ્યો હતો.

એ પછી તેણે બ્રધર ગુડફેલોને ફ્રીમેશનરીના ઓજારો ભેટ આપ્યાં, અને બોલ્યો કે:—"તમોએ આ કામની શરૂઆતથી બતાવેલી ઇમાનદારીને માટે

બડી આબરૂ મીલી સેઠકો, દેખ રહી આલમ દાના;
તરેહ-તરેહકા 'બૅન્ડ' બાજા, બજા હમે સુની રચના;
ક્યા તારીફ હમને કરનાજી—૧૦
ધરમસરા ક્યા નાગપાડે પર, ફકીર ફકરે વાંહાં રેહતે;
પચાસ હજાર[૧૨] રૂપૈએ લગાકર, બાંધી બાંધની મજબુતે.

---

તમારા સઘળા ભાઇબંધોની, તમોએ શાબાસી મેલવી છે, અને તેઓ દિલોજાનથી પ્રાર્થના કરે છે, કે:—"જમશેદજી જીજીભાઇ હૉસ્પીટલથી તમારી ચતુરાઇ અને ડાહપણની, તેમજ તેના સ્થાપનારની ઉમદા સખાવત અને નેક ગુણોની સદાકાળ યાદગારી રહે."

"ત્યાર બાદ આબાદીની નિશાણીનું અનાજથી ભરેલું રણસિંગડું, વાંઇન દારૂ, અને તેલ, એ સર્વ લેઇને ચાલનારા ઓધેદારોએ, પ્રોવિન્ઝનલ ગ્રાંન્ડ વૉરડનને આપ્યાં, અને તેણે તે પેલા પત્થર ઉપર નિચલા આશિરવાદ દેઇ છાંટયાં:—"કુદરતનો સખાવત ભરયો ખાવિંદ આએ દેશના વતનીઓને, "તેમની સઘળી હાજતો, સંગવડો, અને સુખ બક્ષે; આએ ઇમારત બાંધવામાં, "અને પુરી કરવામાં તે સહાય થાય; તે બાંધનાર કારીગરો તથા મજુરોનો "તે કાંઇબી હોનારતથી બચાવ કરે, અને આ બાંધકામને લાંબી મુદત સુધી "સલામત રાખે; આમીન.".

"બધા 'મેશનોએ' માન સાથે 'આમીન' કરી પ્રતિ ઉત્તર આપ્યો."

"પછી પ્રોવિનશ્યલ ગ્રાંડ માસ્ટર ડાકટર બર્નસે એક સુભાખીત ભાષણ કરી, સર જમશેદજીને, તથા તેમની કોમને કેટલીક દુઆ ચાહી, તેવણનો મોટો ઉપકાર માન્યો હતો. સર જમશેદજીએ, તેના જવાબમાં સઘળા 'મેશનોનો' નામદાર ગવરનરનો, અને હાજર થયેલી બાનુઓ તથા ગ્રહસ્થોનો આભાર માની, આ ક્રિયા ખુશાલીની તાળીઓ વચ્ચે સમાપ્ત થઇ હતી." (પા૦ પ્ર૦)

૧૨:—આ ખ્યાલ જોડનારે જણાવેલી રકમમાં મોટો ફરક પડે છે. એ ધરમશાલા બંધાવવા અને તેને નિભાવવા માટે સર જ૦ જી૦ એ કુલ્લે રૂપીઆ ૧,૫૦,૦૦૦ આપેલા નોંધાયલા છે. "ડીસ્ત્રીક્ટ બેનીવૉલંન્ટ" નામની ધરમશાલા, જે ઇ૦ સ૦ ૧૮૩૪ ના મે મહીનાની ૯ મી તારીખથી પેહલવેહલી ચાલુ થઈ હતી, પણ પુરતા આસરાની ખુટને લીધે, કામ હાલહવાલ થાતુ જોઇને, આ સખી ઉમરાવે (એટલે સર જ૦ જી૦ એ) તેજ ઠેકાણે એક શોભાયમાન મકાંન બંધાવી આપ્યું, તથા તેમા રેહનારાંઓની પરવરેસી થકી થયેલાં ઉધરાણાની ટીપ મધે બીજા ભરી આપ્યા, તે સરવે મલીને †રૂપીઆ ૧,૫૦,૦૦૦." થયા હતા. (મુ૦ બા૦)

† આ રકમ માટે મરહુમ મનસુખે છપાવેલી 'સર જમશેદજી નામની ચોપડીમાં નિચે પ્રમાણે લખાવટ કરી છે.

લુલે, લંગડે, અંધે, ઔર કંઇ મીસ્કીન બએઠે ખાતે;
અજબ તરેહકા ધરમ દેખકે, સબ આલમ ખુશી હોતે.
ફકીર ફકરાં કંઇક પૈસા, મહાલછમીસે લેતે જાતે;
આશાવંત કંઇ ગરીબ બીચારે, મીલે પૈસા દીલમે ચહાતે;
આ કર શેઠ સખાવત વાંહાં કરતેજી—૧૧

નવ હજાર રૂપૈએ દીએ, સુનો કસબા નવસારી;
વાંહકે લોક પર જુલમ હોતા, રાજ થા[૧૩] ગાએકવાડી.

---

"છે મુંબઇમાં જગો એક પુર દીલરૂબા,
તાંહાં બાંધી એક માહભારત ધરમસલા.
ટાળી કુલ મુફલેસની મોટી અગત;
ખરચી તે ઉપર રકમબંધ દોલત.
રૂપીઆ લાખ એક ને પંચાવન હજાર—
ના ખરચથી બનીયું એ માહા ધરમીકાર." (મ૦ કા૦ લ

૧૩ :—નોસારી ખાતે વસનારા ગરીબ પારસીઓને માથે ગાએકવા સરકારે "અનતોલબાનો વેરો" એવે નામનો એક જુલમી કર જે નાખે હતો, તે આપવાની સામરથી તેઓમા ન હોવાને લીધે, આ સાહે પોતાને ખજાનેથી દર સાલે મોકલીને તેઓ ઉપરનું દુઃખ ટાલતા હત પણ જ્યારે એ સાલમા (ય૦ ૧૨૧૯) મરહુમ માહરાજા ગણપતર મુંબઇમા આવ્યા, ત્યારે તે નામદારની સાથે સમજુતી કરીને, આ વેરા મારી ચંદ્રોકાળ સુધીની લખાવી લેઇને, તેના અવેજમા એકદમ રૂપીઆ ૧૭૦૦૦ આપ્યા હતા. (મું૦ બા૦)

"બરોબર એજ સાલ પ્રસંગે ગણુપતરાવ ગાયકવાડ પોતાના કબી સાથ ગવરનર-જનરલની મુલાકાત માટે મુંબઇ આવ્યા હતા, તેઓ આ દીને (તા૦ ૧૩ ફેબ્રુવારી ૧૮૫૦) સર જ૦ જી૦ નાઇટના કોટમાના રેહવા ધરમાં તેમને માન આપવા પધારયા હતા. એ વેળાએ સર જમશેદજી ગાયકવાડને મળવાને અતરેના સરવે દેશી આગેવાનોને, તથા લેડી આવાંબાઇ માહરાજની રાણીને મળવાને દેશી બાનુઓને નોતરી હતી. સર જમશેદજી માહરાજની મુલાકાત, સર્વ શેઠીઆઓ સાથેં, તથા લેડી આવાંબાઇ રાણીની સાથે સર્વ બાનુઓની મુલાકાત કરાવ્યા બાદ, ગાયકવાડ અ તેમની રાણીને જરજહવેરાત, શાલ-ડોસાલા, તથા કેટલોક કિમતી હદીઆ વિગેરે મલી, લગભગ રૂપીઆ ૧૦૦૦૦૦) એક લાખની કિમતનું નજરા સર જમશેદજી અને લેડી આવાંબાઈ તરફથી ભેટ થયું હતું." (પા૦ પ્ર૦)

ખંડીવેરા વાંહુકા છુરાયા, યાદ કરે આલમ સારી;
કંઇ બરસકી જપતી છુરાઇ, મીટ ગઇ આફત ભારી.
ધરમસરા નવસારી મ્યાંને, બાંધનેકી હુઈ તૈયારી;
જમશેદજી મીસ્તરી નાંમ થા, વાંહુ ભેજા થા કારભારી.
ચલતા કયેસા ધરમ ઉનકા, તારીફ ક્યા મે કરૂ બડી;
સુરતસે ગુજરાત તલક, સખાવત ચલ રહી જારી;
હુયે લાખોકે બયપારીજી.

(જુલ) હાતમ હો ગયે, સુનતે અગલે જમાનેજી;
પરદુખ ભંજન. જયું ભરી રતનોકી - ખાંનેજી;
હોં ગયે અયેસે અદલ જયેસે હુવે નૌશીરવાનેજી;
નામેવર જરથોસ્તીઓ કે દરમીયાંનેજી.
સદ રહેમત દીયા જનમ જીનકો ઉનકા યાદ કબુ ભુલે નહી;
અપરંપાર હય તેરી કુદરત, અજબ ખુદા તેરી ખુદઇ—૧૨

એક બાત મયે કહું સુનોજી, ખંડાલેકા ઘાટ બડા;
પચાસ[૧૪] હજાર રૂપૈયે લગા કર, વાંહુ બાંધી હુયે ધરમસરા.
આતે જાતે કંઇ મુસાફર, લેવે વીસામ દીલ ઠેરા;
ઠકે મુસાફર કંઇ મંજલસે, આસાએસ મન પુર જરા.

---

૧૪:—આ ખ્યાલ લખનારે પચાસ હજાર રૂપીઆની જે રકમ ખંડાલામા એક ધરમશાલા બાંધવા ઉપર સર જ૦ જી૦ એ ખરચેલી જણાવી છે, તેમા કાંઇ ભુલ જણાય છે, કેમકે 'મુંબઇનો બાહારના' લખનાર પ્રમાણે એ રકમ રૂપીઆ વીસ હજારની નોધાઇ છે. (પ્ર૦)

'સર જમશેદજી બારોનેટ' નામની ચોપડીમા એ વિશે લખે છે:—

"લીધી *કુલ દોસતો* ની ભલી* મસલત,
'ને કીધો નેક દીલથી એવો બંદોબસત.
કે બાંધે તાંહાં સેતાબ એક ધરમશાલા,
જે વાપરે કુલ ગણેઆતના અદના આલા.

થયા* તેપર રૂપીઆ* નગદ વીસ હજાર*,
રહ્યું બુલંદ ધાઠ ઉપર નામ ઇયાદગાર." (જ૦ બા૦)

* આ દોસ્તો શેઠ જીજીભાઇ દાદાભાઈ; વાડીઆ ખરશેદજી રૂસતમજી; મહમદઅલી રોગે, અને વીકાજી મેહરજી, હતા. (પા૦ પ્ર૦)

આરાંમ લે કે હેવે નામકો, આશીસ બચ'ન મુખસે તેરા;
દેખ દુઆ કર ચલેજી જાવે, જાંહાં અપના મંજલ ડેરા;
જુગ જુગ બજો ડંકા તેરા જી—૧૩
શેહેર પુને દરમીયાન યારો, દરેમેહેર જરથોશ્તીકો;
પચીસ[૧૫] હજાર રૂપૈયે લગા કર, લીયા કાંમ અગીઆરીકો.
આંઠ વખ્તકી બંદગી હોતી, લેવે નામ વોહ સાહેબકો;
આસોદાદ દીઈથી શેઠને, નવ–બારા રૂપૈયે મુબેદકો.
કંઈ લોક મુંબઈસે ગયે થે, વાંહાબી સીજદા કરનેકો;
વાંહા સભોંકા હુવાજી ખાંના, જરથોશ્તી થે ખાંનેકો;
કંઈ શુકર માંગતે દીલકો જી.
(જુલ) દસ હજાર રૂપઈએ પંચમે દીએ જી;
નલ[૧૬] બાંધનેકો, પુનેમે શરૂઆત કીએ જી;
પાહાડસે પાણી કુવે મિયાને લીએ જી:
એક લાખ અઠારા હજાર, ઉસપર હુવે જી:
મીઠી અરચન સબ લોગ તૃપત હુવે જી;
અઠારા સો ચુમાલીસ ઇસવીકે દાખલે દીએ જી;
એસી સખાવત કીઇ હયે યારો, પુના શેહર ટાપુ માહી,
વાંહાં બારી કયા બાંધી શેઠને, જયસી બીહસ્તકી રૂશનાઇ—૧૪

---

૧૫ :—પુનામા એક અગીઆરી જરથોશ્તીઓને બંધાવી આપવાનું સર જમશેદજીએ નક્કી કરી, તે માટે રૂપીઆ ૪૫૦૦૦) આપવા પુણાના આગેવાંન પારસીઓને કબુલ કીધું હતું, તથા પાછલથી બીજા રૂપીઆ ૧૦૦૦૦) દસ હજાર ત્યાંના ધરમખાતાંમા આપ્યા હતા. (મું૦ બા૦)

આ ખ્યાલનો રચનાર પચીસ હજાર રૂપીઆ લખે છે, તેમા ભુલ જણાયે છે. ખરૂં જોતાં, એ રકમ પંચાવણ હજારની થવા જાયે છે. (પ્ર૦)

૧૬ :—"પુણાની પ્રજાને પાંણીની ઘણીજ તંગી ભોગવવી પડતી હતી, તે થકી લોકોનો આતમા સંતોશવા સારૂ મુલા નદીનું પાણી નલ મારફતે ગામમાં લાવી આપ્યું, તે ઉપર ખરચ્યા રૂ૦ ૧,૮૦,૨૭૦." (મું૦ બા૦)

આ ખ્યાલ જોડનારે એક લાખ અઢાર હજારની જે રકમ મુકી છે, તેમા કાંઇક ગેરસમજુની માલમ પડે છે. (પ્ર૦)

ભુખ્યાની ભુખ અને તરસ્યાની તરસ મટાડવા પાછલ સર જમશેદજીએ ગંજાવર રકમની સખાવતો મુંબઇ તેમજ ગામેગામ કુવા–વાવ ખણાવી કરી હતી.

વીકટોરીયાકુ હુવાજી [૧૭]બાલક, બીલાયતકે દરમ્યાંને;
છોટે બડે બંદીવાંન છુડાએ, કંઇક થે બંદીખાંને.
તીન હજાર રૂપઇએ બાંટે, ઉનકી ખુશાલીકે મીયાંને,
બંદીવાંનોકા કીયા છુટકા, લેન દેન ચોખા કરને.
કંઇએકોકો મીલી રેહાઈ, અંયેસા કીયા પુન દાંને;
નાચ રંગ ઔર હુવાજી ખાના, માહલક્ષ્મી બારી મીયાને;
જીઓ જીયાદા ઉંમર મરદાંનેજી.

(જુલ) એક સંદુકમે બાદશાહી લાયક સામાને જી;
સંગ ભેજવાયા રાણી ઉપર નજરાને જી;
અરબી ઘોડે[૧૮] ઔર થે ઉમદા 'ગવંને' જી;
ઔર કંઇક ચીજેં અંનમુલી સુનીયે કાંને જી;
અયેસા અજાયબ સુનાજી હમને, કયા કહુ ઉનકી સુઘરાઇ,
ગીનતે ગીનતે પાર ન આવે, જયસા જલસાગર માહી.

* * *

---

મુંબઇમાં ઇ૦ સ૦ ૧૮૫૪ ના સાલમાં પાણીની સખત ટીપણી પડયાથી, કુવા અને તલાવો માહેલાં પાણી મારચ માસની આખેરીએજ સુકાઇ ગયાં હતાં, અને કોટની બાહેર 'ચર' મધે ખાડા ખણી, તેમાથી થોડુંઘણું પાણી મલે, તે ઉપર હજારો માનસ રેહતાં હતાં. તે પાણી પણ રફતે રફતે કમી થવાથી, મે માસની આખેરીએ સર જમશેદજી જીજીભાઇએ સરકારની રજા લેઇ, પવનચકકીના દરવાજા મધેથી બાહેર નીકલતાં જમણા હાથ ઉપરની ચરમા, ૧૦૦–૧૦૦ ફીટ લાંબા, અને ૬૦–૬૦ ફીટ પોહલા; અને ૬–૬ ફીટ ઉંડા ત્રણ મોટા કુવા પોતાને ખરચે ખોદાવ્યા હતા, જેમાથી કેટલુંક સુધી લોકોએ પાણી ભરયું હતું. (પા૦ પ્ર૦)

૧૭ :—માહરાણી વિકટોરીઆને પેટે પાટવી કુવર (પ્રિન્સ-ઑફ-વૅલ્સ) (પાછલથી શેહનશાહ એડવર્ડ ૭ મા) નો જનમ થવાની ખબર, તારીખ ૨૮ મી જાનેવારી ૧૮૪૨ ને દીને મુંબઇ મધે આવી, તે બનાવની ખુશાલીમાં સર જમશેદજી જીજીભાઇએ અતરેની તુરંગમાં નાખલાં દેવાંને માટે કેદ પડેલાઓનું આસરે રૂ. ૩૦૦૦) સુધીનું દેવું આપી, તેમને છુટા કરાવ્યા હતા. (પા૦ પ્ર૦)

૧૮:—આ ખ્યાલમાં જણાવ્યા પ્રમાણે, આરબી ઘોડાની ભેટ, સર જમશેદજી જીજીભાઇએ મહારાણી ઉપર રવાના કરી હતી, તે ઇ૦ સ૦ ૧૮૪૨ ના સાલમાં પ્રીન્સ-ઑફ-વેલ્સના જન્મ પ્રસંગે નહી, પણ ઇ૦ સ૦ ૧૮૪૫ ના સાલના જુન માસની ૨૮ મી તારીખે, જે આરબી ઘોડા ભેટ તરીકે

અઢારસે ઓગનપચાસમે કીયા ખીયાલે જી;
તારીખ ચૌદમી મારચ, ઉસ દીન દર હાલે જી;
મહારાજગીર[19] મુરશદ બાધરસીંગ[19] સુરતવાલે જી;
ખાકી દાદાભાઇ[20] જાહીર તુરેવાલે જી;
ગ્યાની સમજે કોઇ હોય ગુરૂકા લાલે જી;
ભુલાચુકા માફ કરો, ગરીબ હય હમ બાલે જી;
જૈસ ખુદાને દીયાજી હમકો, ઉડે રંગ મીજલસ માહી;
કમઅકલ સુનને ન પાએ, જયસી જીનકી ચતરાઇ—૧૫

---

સર જ૦ જી૦ એ રવાના કીધા હતા, તે વિશે પારસી પ્રકાશમાં નીચે પ્રમાણે નોંધ લેવાઈ છેઃ—" સર જમશેદજી જીજીભાઈ નાઇટે, નામદાર માહરાણી વિક્ટોરિઆને માટે, આજ દીને વાહણ 'બ્રાઅે' મા ચાર આરબી ઘોડા ભેટ મોકલ્યા હતા. એ ઘોડાઓ અતરેના ઘોડે સવાર તોપખાતાંની કંપનીના કુવાર્ટર–માસ્ટર મી૦ રેન્ડૉલના સ્વાધીનમાં આપ્યા હતા." (પા૦ પ્ર૦)

એ ઘોડાઓ ઇંગ્લાંડ જઇ, પોહચ્યા પછી ત્યાના તા૦ ૪ થી એપ્રેલ ૧૮૪૬ ના'સ્પેકટેટર' પત્રમાં લખે છે કે :—

"Sir Jamsetji Jeejeebhoy of Bombay has forwarded princely presents to Queen Victoria, in the shape of additions to the Royal stud, and the Royal wardrobe, four high bred Arab horses, Caprisoned in fine Cashmere; brought home in charge of Mr. Randoll, Riding Master of the Bombay Horse Artillery, lately been submitted to the present inspector of the Queen and Prince Albert."

૧૯ :—માહસજગીર અને બાધરસીંગ એ બંને તુરાવાલાઓની ટોલીમા જાણીતા કવી અને ખ્યાલ ગાનારાઓ તરીકે ઓલખાઇ ગયા છે. (પ્ર૦)

૨૦ :—પારસી દાદાભાઇ નામના તુરાવાલાએ આ ખ્યાલ ધારવામેલે જોડી તે ગાયલો સમજાય છે. (પ્ર૦)

☞ સર જ૦ જી૦ ની તારીફમા જોડાયેલો આ ખ્યાલ ગમે એવો લાંબો હોવા છતાં, કેહ્યા વગર ચાલતું નથી, કે સર જ૦ ની ધણીક સખાવતો અને ઉદારતાને લગતી સંપુર્ણ બાબદોની નોંધ, એ કવીઓએ લીધી નથી. કદાચ મજકુર કવીઓને સર જ૦ ની જીંદગીની તમામ સખાવતોની પુરેપુરી તવારીખ, આ કાવ્ય રચતી વેલાએ મલી શકી નહી હોય, એ બનવા જોગ છે. આ ખ્યાલની રચના અને શાએરી ગમે એવી હોય, તેના ગુણદોશને તપાસવાનું કાંમ આ અદના પ્રકાશકનું નથી, પણ જે હાતમ દીલના પારસી ઉમરાવની સખાવતની સીફતમા આ કાવ્ય જોડાયલું હતું, તે સખાવતની નોંધ લેવા માટેજ આ ખ્યાલ પ્રગટ કીધો છે. (પ્ર૦)

## [1]સર જમશેદજી જીજીભાઇ બારોનેટની કિર્તીના વખાણમા હિંન્દી સંગીત.

તેરી રચના રેહ ગઇ ભારી, ધન ધન બારોનેટ બાહધર,
તેરી રચના રેહ ગઇ ભારી—૧

[2]અમુલ ઉદીયોગકી પિચકારી બનાઇ,
કિરતકો કેસર ભરોરી—
કરમ ધરમકો ગુલાલ ઉડાયો,
પુન્યકો રંગ ભર મારી,
ભીજ ગઇ જગત સબ સારી—તેરી રચના—૨

આપહી બલસે બજાયો [3]ડંકો,
ખલક ગાયે નામદારી—
કાયમ નામ કીયા તુંને જગમે,
ઔર કાંમ સબ ભારી,
રેહ ગઇ એહી યાદગારી—તેરી રચના—૩

કચ્છુ નહિ ખેદ ભેદ [4]જાતીકો,
કયા પુરૂષ, કયા નારી,
જોહી જોહી જાવે, સોહી કચ્છુ પાવે,
સબ કોમ આભારી,
એસો તું પરઉપકારી—તેરી રચના—૪

---

૧ :—'ગાએન દીલચમન' નામની લગભગ ૫૩ વરશની એક અતી પુરાણી ચોપડીમાર્થી પેહલ્લા સર જમશેદજી જીજીભાઇ બારોનેટ માટે જોડાયલું સંગીત. (પ્ર૦)

૨ :—સર જમશેદજીએ વેપાર ઉદ્યોગ, જે મોટા પાયા ઉપર ચલાવ્યો હતો, તેના બાબમા આ ઇશારો કીધો છે. (પ્ર૦)

૩ :—આપ બળે સર જમશેદજીએ વેપાર ઉદ્યોગ મારફતે પૈસો મેલવી, 'ધર્મ–કર્મ' કરી, પોતાની કિર્તીનો ડંકો વગાડયો હતો, તે માટે શાએર ટીકા કરે છે. (પ્ર૦)

૪ :—જાત પરજાત, અને નર–નારી વચ્ચે કાંઇપણુ અંતર રાખ્યા વિના, જે કોઇ સર જમશેદજી પાસ જતું, તેને તેવણુ ખાલી હાથે જવા નહી દેતા હતા. (પ્ર૦)

તન મન ધનસે સેવા કીની,
ઔર રાંમ નામકી યારી,
રાંક, અનાથ, ગરીબકો દાતા,
દયા, દાંન, બલ ભારી,
હો રહી હયે જેજેકારી—તેરી રચના—૫
શુભ ઘડી, શુભ લગન મુહરતમે,
સુંદર જંનમ લીયોરી,
ધન, ધન ભાગ સુભાગ કુટમકો
સબકી બિપત નિવારી,
દીયો દલીદર ટારી—તેરી રચના—૬
પાક નજર ઔર નેમ ધરમકી,
પુરણ ભકિત્ત તેહારી,
એહી નેકી તેરી જગમે ઝલકે,
દોહુ જહાંન ઉજીઆરી,
ઐકુંદમે બજ રહી ટાલી—તેરી રચના—૭
એસો શુર નર સુનો દેખીયો નહિ,
પુરણ નર અવતારી,
કિરત તેરી, કાહાં લગ બરણું,
થકીત ભઇ રસના બેચારી,
લેખણી કહે મયે હારી—તેરી રચના—૮
ચરન જીયો તુમ [૫]તીનો ભાઇ,
જીને શોભા માન રચીયોરી,
અપને પિતાકી સેવા કરકે,
જગ માહે જસ લીયોરી,
સુખ સબહીકો દીયોરી—તેરી રચના—૯
ચતરસુજાંન, નેકનામ [૬]ખુરશેદ,
તેરી સુંદર છબ પર વારી,

---

૫ :—સર જમશેદજી પોતા પાછલ ત્રણ બેટાઓ મુકી ગયા હતા. ૧, શેઠ ખરશેદજી જમશેદજી, ૨, શેઠ રૂસતમજી જમશેદજી, ૩, શેઠ સોરાબજી જમશેદજી. (પ્ર૦)

૬ :—'ખુરશેદ,' તે શેઠ ખરશેદજી જમશેદજી. સર જમશેદજીના એ વડા દીકરા, પોતાના પીતાજીના મરણ બાદ, બારોનેટસી એકટના ત્રસ્ટ

સબસું હીલમીલ, ચાહા કરત હયે,
નેક ચાલ લગે પ્યારી,
લીનતા હય તેરી ન્યારી—તેરી રચના—૧૦
ગ્રેટબ્રિટનમે ૭ખુરશેદ ચમકે,
પ્રકાશ ભયો અતી ભારી,
અમીર, ઉમરાવ, સબ મિલત ઉમંગસે,
પ્રધાંનને ઓચ્છવ કીયોરી,
માન સબ મિલકે દીયોરી—તેરી રચના—૧૧
જગમગ જોત જગત પર રોશન,
રહો રોશન ભાઇઓંકી જોડી,
પુતર દુતર જુગ જુગ જીઓ,
એહી બિનતી હયે હમારી,
મઉલા રખે શરમ તુમારી—તેરી રચના—૧૨

---

પ્રમાણે, એમણે ૧૨ મી નવેમ્બર ૧૮૬૦ ને દીનથી, બીજા સર જમશેદજી જીજીભાઇ બારોનેટનું નામ અખત્યાર કીધું હતું. (પ્ર૦)

૭:—આ ઇશારો શાએરે, શેઠ ખરશેદજી જમશેદજી જીજીભાઇ, ઇ૦ સ૦ ૧૮૬૦ મા જ્યારે ઇગ્લંડની સફરે ગયા હતા ત્યારે, ત્યાં તા૦ ૨૦ મી જુન (૧૮૬૦) ને દીવસે, નામદાર માહરાણી વિકટોરીઆએ ભરેલી લેવીમા, તે વખતના હિન્દુસ્થાંનના સેક્રેટરી–ઑફ–સ્ટેટ સર ચાર્લ્સ ઉડે, માહરાણી સાથે શેઠ ખરશેદજી જમશેદજી જીજીભાઇની મુલાકાત કરાવી હતી, તેમજ મહારાણીએ પોતાના મેહલમાં આપેલા 'સ્ટેટ–બૉલ' મા પણ શેઠ ખરશેદજીને નોતરયા હતા. અને તેવણ સાથ કેટલોક વાર વાતચિત કરી હતી, તે વિશે હોવો જોઇએ. (પા૦ પ્ર૦)

**[1] પેહલા સર જમશેદજી જીજીભાઈ બારોનેટ ની કિર્તીનો [2] ગરબો.**

જનમ :—ઈ૦ સ૦ ૧૭૮૩. રોજ ૬ ખોરદાદ, માહ ૧૦ દએ (શે૦) ૧૧૫૨ યઝદેઝરદી.

મરણ :—ઈ૦ સ૦ ૧૮૫૯. ૧૪ મી એપ્રેલ. રોજ ૨૨ મો, માહ ૭ મો (શે૦) ૧૨૨૮ યઝદેઝરદી.

હિન્દી વસ્તીમાનો નર તે નામીચો,
એકકો સર જમશેદજી જીજીભાઇ જો;
લેહરે ખીલીયો પાછો પારસી બગીચો,
નેહર સખાવત તેની જેમ ફેલાઇ જો—હિન્દી૦

નવસારી[3] કસ્બામા જનમ્યો નેક દીને,
માહ દસમો દએ, રોજ છઠ્ઠો ખોરદાદ જો;
સત્તર સો ત્યાસીનો છે ઇસ્વી સને,
ના મસહુર[4] ને ગરીબ હતી ઓલાદ જો—હિન્દી૦

---

૧ :—હિન્દુસ્થાંનમા કરોડોની વસ્તીમા આ માનવંત ખેતાબ પેહલ-વેહલ્લો, એ પારસી સખાવતના શાહને મલ્યો હતો. (પ્ર૦)

૨ :—આ ગરબો એક બાહોશ નવસારીવાસી પારસી મરહુમ મી૦ ખર-શેદજી બમનજી ફરાંમરોજે રચ્યો હતો. મી૦ ખરશેદજી જવાંન ઉમરથીજ જાહેર લેખક તરીકેના ધંધામા નવસારીથી મુંબઇ આવી વસ્યા હતા, અને તે વખતે, મુંબઇ સમાચારના માલેક મરહુમ મી૦ બરજોરજી મીનોચેહર-હોમજીની ફરમાસથી, પારસી બાંનુઓમા નીતીના ગરબા ગવાડવા માટે, આ અને એવાજ બીજા ગરબા આજથી લગભગ ૪૦ વરશ ઉપર, મી૦ ખુરશેદજી પાસે જોડાવ્યા હતા. એ લખનાર દરેક ગરબા અને કવીતાને છેડે 'ખુરશેદ' એવા તખલ્લુસનો ઉપયોગ કરતા હતા. (પ્ર૦)

૩ :—કેટલાકોનું કેહવું એવું હતું, કે શેઠ જમશેદજી જીજીભાઇનો જનમ 'નવસારી' મા મલેસર ફલીઆમા થયો હતો, પણ 'મુંબઇનો બાહાર' ના લખનાર પાક્કી ખબર મેલવી જણાવે છે, કે તેવણનો જનમ, મુંબઇમા 'અથાહુવેરીઆ' મોહલ્લામા થયો હતો. (પ્ર૦)

૪ :—જાહેર વિખ્યાતી નહી પાંમેલા.

માતાનુ નામ જાણો તમ ગુણવંત જીવીબાઇ,[૫]
પીતાનુ જાણીતું જીજીભાઇ[૬] જો;
વાત રૂડી જ્યારે તે જનમીયાની ફેલાઇ,
વેંહચાઇ તેની કુદરતમા વધાઇ જો—હિન્દી૦
નબળી હાલતમા ઉધરીયો તે જગે,
ટુંકેથી છેક ગુજરી ગયાં મા–બાપ[૭] જો;
સંકટ આવી એહું તેને સુખ વગે,
મુખપર તપતો તોબી મોટાઇ તાપ જો—હિન્દી૦
આવી મુંબઇ રહ્યો તે સગાને ઘર,
નામે જે ફરામજી નોશેરવાન[૮] જો;

---

૫ :—જીવીબાઇ, તે જમશેદજી જીજીભાઇના માતાજી.

૬ :—સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટના બાવા, શેઠ જીજીભાઇ ચાનજીભાઇ વાછા.

૭ :—સર જ૦ જી૦ ના મા–બાપ ગરીબ સંસારે પોતાના છઇઆંઓ સાથે ગુજરાંન ચલાવતાં હતાં. પોતાના ઉમરાવ પુત્રની કારકીરદીનો જરાએ છાંયડો જોયા વગર તેમના માવતર જીવીબાઇ, તેમને ૧૩ વરશની ઉમરના મુકીને પોતાના વતન નવસારીમા ઇ૦ સ૦ ૧૭૯૯ મા તા૦ ૯ મી એપ્રેલને દીવસે, (રોજ ૩, માહ ૭ (શે૦) ૧૧૬૮ યઝદેઝરદી,) મરણ પાંમ્યાં હતાં. એવણના પીતા જીજીભાઇ પણ એજ સાલમા નવસારીમા મરણ પામ્યા હતા. (પા૦ પ્ર૦)

૮ :—ફરાંમજી નોશેરવાંન, તે શેઠ ફરાંમજી નસરવાનજી બાટલીવાલા. મરહુમ સર જ૦ જી૦ બારોનેટ (પેહલા) ના માસા, તથા પાછલથી સસરા. એવણે ઇ૦ સ૦ ૧૭૯૦ ને આસરે, નવસારીથી મુંબઇ આવી ખાલી બાટલીઓ વેચવાની એક દુકાંન કાહડી હતી. તે પછી શેઠ જમશેદજી સાથે ઇ૦ સ૦ ૧૮૦૧ થી ચીનનો વેપાર કરવા માંડયો હતો. નવસારીના જરથોસ્તીઓ ઉપર (ઇ૦ સ૦ ૧૮૧૮ મા) ગાયકવાડી સરકારની તરફથી દર વરશે નખાતો વેરો, ગરીબોથી નહી ભરાયાને લીધે, તેઓની તરફથી તે સરકારમા ભરવાને માટે એવણે રૂ૦ ૨૦,૦૦૦ ની એક રકમ એલાહેદી કાહડી હતી. (પા૦ પ્ર૦)

કીધો તેણે તેને આપ બેટીનો વર,[૯]
નામે આવાંબાઈ[૧૦] જે પુર ગુણવાંન જો—હિન્દી૦
સસરાની દુકાંને કાંમે બેસે તે,
ફુરસદ મલતે શીખતો તે ઇંગલીશ[૧૧] જો;
વેપારી કાંમોમા ચીતને રોકે તે,
જાતી ચાલાકી તેમા અતીશ જો—હિન્દી૦
સોલની ઉંમરે તો ગયો તે કલકતે,
મેહતાગીરી કરવા પગારદાર જો;
ત્યાંથી આવી સફર કીધી ચીન ખાતે,[૧૨]
આંઠ વરશમા પેદરપે પાંચ વાર જો—હિન્દી૦

---

૯:—શેઠ જમશેદજી જીજીભાઇને, ફરામજી નશરવાનજી બાટલીવાલાએ પોતાના જમાઇ કીધા. (પ્ર૦)

૧૦:—આવાંબાઇ, તે શેઠ ફરાંમજી નશરવાનજી બાટલીવાલાના દીકરી. એવણનો જનમ નવસારી મધે મલેસર ફલીઆમા રોજ ૯ મો, માહ ૫ મો (શે૦) ૧૧૬૨ (ય૦) મા થયો હતો. બાપના ઘરમા આ પનોતાં બાઇ, એક લક્ષમી અવતાર લઇ અવતરયાં હતાં, અને તેજ પ્રમાણે પરણ્યા પછી, પોતાના અમારી ખવાસના ખાવિંદને ત્યાં પણ લીલાં લેહર થઇ રેહ્યાં હતાં. (પ્ર૦)

૧૧:—શેઠ ફરાંમજીએ પોતાના ભાંણેજ (જમશેદજી જીજીભાઇ) ને પોતાને ત્યાં મુંબઇમા ઉતારો આપ્યો, અને તેથી ફરાંમજીના કાંમમા શેઠ જમશેદજી ઘણાજ મદદગાર થઇ પડયા હતા. કેહ છે, કે શેઠ જમશેદજીએ, ગુજરાતી તેમજ ઇંગ્રેજી, વાંચવા લખવા, પોતાના ચાલાક ધ્યાંનના જોહનથી હિયાંજ શીખવા માંડયું હતું. (મુ૦ બા૦)

૧૨:—ઇ૦ સ૦ ૧૭૯૯ ના સાલમા શેઠ જમશેદજી જીજીભાઇ અતી કોમલ ઉમરે, પોતાના મસીઆઈ ભાઇ શેઠ મેરવાનજી માણકજી તબાક, જેવણ એક મોટા સફરી સોદાગર ગણાતા હતા, તેવણ સાથે પેહલવેહલા ચીનની સફરે ગયા હતા. એવણે ૮ વરશની મુદતમા પાંચ વખત ચીનની સફર કીધી હતી. (મુ૦ બા૦)

ચીનની બીજી સફર કરીને આવતાં,
ફ્રેંચ લોકે લુટિયાં ઇંગરેજી વાહાણ[૧૩] જો;
ત્યારે જાવું પડ્યું તેને 'કેપ' મા,
થઇ 'ફ્રેંન્ચોને' તાબે બંદીવાન જો—હિન્દી૦

**શેઠ જ૦ જી૦ ઉપર પડેલી આફતની કાંહણી! તેવણે વાંદરાંનું ગોસ ખાઇ કાહડેલા દાહડા!**

૧૩:—કવીતા લખનારે હિયાં ભુલ કરી છે. શેઠ જમશેદજી ચીનની સફર કરી આવતા નહી હતા, પણ મુંબઇથી ચીન તરફ બીજી વાર સફર કરતા હતા. તે વખતે શેઠ જમશેદજી જીજીભાઇ વાહણ 'બર્નસ્વીક' મા સફર કરતા હતા. તે વખતે ઇંગ્લાંડ અને ફ્રાંન્સની વચ્ચે ચાલતી લડાઇને લીધે તે વાહણ ફ્રેન્ચોને હાથ 'ગાલી' તરફ કેદ પકડાયાથી, 'કેપ–ઑફ–ગુડહૉપ' ભણી એક કેદી તરીકે શેઠ જ૦ જી૦ ને તેઓ લેઈ ગયા હતા. શેઠ જ૦ જી૦ ની જંજાલનો હેવાલ તે વખતે છપાતાં 'બોમ્બે–કુરીઅરમા નીચે પ્રમાણે છપાયો હતો:—"અમો તારીખ ૩૦ મી જુને, બપોરના બે વાગે મુંબઇથી વાહણ 'બર્નસ્વીક' મા બેસી ચીન જવાને નિકલ્યા, અને ૧૧ મીએ બીજા વાહણ 'સાહરા' ની સાથે, 'પોઇન્ટ–ડી–ગૅાલ' આગલ આગલ આવી લાગ્યા. તે વખતે ફ્રેન્ચોના બે લડાઇના બારકસો અમને મલ્યાં. અમારા કપટાંનને તેઓનું જોર વધારે માલમ પડ્યાથી, વાવટો હેઠે ઉતારી, તે શરણ થયો. બીજે દીને સહવારના અમારા વાહણના વડા માલમ, ડાકટર, મી૦ બેરો, મી૦ મારીસ, અને અમો તથા બીજા ઉતારૂઓ સીવાય બધા અમલદારો અને ખલાસીઓને, ફ્રેન્ચ બારકસના કપટાન આગલ લઇ ગયા, અને તેઓને બદલે અમારાં વાહણ ઉપર ફ્રેન્ચ કપટાંન, માલમો અને ખલાસીઓને મોકલ્યા, કે જેઓએ અમારૂ 'બર્નસ્વીક' વાહણ હંકારયું. તેના ફ્રેન્ચ કપટાનને ત્યાંના સતાવાલાઓએ એક મોહરબંધ કાગજ આપી તે રસ્તામા ઉખેડવા કેહ્યું હતું. તે ઉખેડયા પછી, તેના ફરમાવ્યા મુજબ અમો 'માડાગાસકર' તરફ તા૦ ૨૨ મી આગસ્ટે આવી પુગ્યા, અને ત્યાંથી ખોરાક પાણી લીધું. જે વખતે અમો 'માડાગાસકરે' ટાપુ આગલ આવી પોહચ્યા, ત્યારે ફ્રેન્ચ બારકસના ખલાસીઓએ અમારી સાથે ઘણી ખરાબ ચાલ ચલાવી અમુને ઘણા હેરાંન કીધા, અને એક દાહડો ફ્રેંન્ચ કપટાનને એવું ઉંધું સમજાવ્યું, કે આઓ પારસી, મુસલમાનો, અને ચાર ઇંગ્રેજોએ વાહણપરના બધા ફ્રેન્ચોને મારી નાખીને વાહણ હંકારી લઇ જવાનો

આફત એવી એવી ઘણીએક વેઠી છે,
જેહમત ખેંચી જુવાંની દીવસ જો;
સંકટમા ધન પામે એવી કેહતી છે,
સખતી ખેંચે તેજ પામે રસ જસ જો—હિન્દી૦
એવી અઘરી સાથે અજમાશ મેળવીને,
ખુબ થાયો વેપારમે માહીતગાર જો;
કુનેહથી કેટલી એક દોલત સંઘરીને,
બોહલો ખીલીયો વેપારી રોજગાર જો—હિન્દી૦
બંગાલા, મધરાજ, વગેરે શેહર સાથ,
કરવા લાગો વેપાર ધમધુકાર જો;
મોટા વેપારીમા વધી ગઇ તેની આંટ,
બીજા દેશો મેલિયાં નહી બાકાત જો—હિન્દી૦

---

સંપ કીધો હતો. એ ઉપરથી કપટાંને અમુને કેદ કીધા, અને ઘણો જુલમ ગુજારયો. પણ સારા ભાયગે અમારી સાથના ચાર ઇંગ્રેજોમાથી એકને ફ્રેન્ચ ભાષા આવડતી હોવાથી, તેણે કપટાંનને સમજાવ્યું, કે જો તેને અમારા ઉપર કાંઇબી શક આવતો હોય, તો અમારા જાહડા જોવા, કે કોઇ પાસેબી કાંઇ હથીઆર છે?

એ મુજબ અમારા જાહડા જોઇ, કોઇ પાસેથી કાંઇબી નહી નિકલવાથી અમુને છોડયા, પણ તેટલા અરસામા અમુને એટલું તો ખમવું પડયું હતું, કે તે લખાઇ શકાતું નથી.

એ પછી ત્યાંથી તા૦ ૩૧ મી આગસ્ટે પાછા હંકારી ગયા, અને ૧૬ મી સપટેમ્બરે 'કેપ–ઑફ–ગુડ–હૉપ' આગલ આવી પુગ્યા, અને 'ફૉલ્સ–બે' મા બે લંગર નાખ્યાં. તે રાત્રે તુફાંન મોટું હોવાથી બંને લંગરો તુટી ગયાં, જેથી એક ત્રીજું લંગર નાખ્યું. બીજે દીવસે, એટલે ૧૭ મી સપટેમ્બરે સહવારના છ વાગ્યામા દોરડું કાપી નાખીને અમો આગલ વધ્યા. પવન ઘણો જોરમા ફુંકવાથી, તથા વાંહણ ઉપર બીજું લંગર નહી હોવાથી, અમો નદીમા દાખલ થયા, અને એક મોટી બોટમા એક અમલદારને ઉતારીને, ફ્રેન્ચ લડાઇના બારકસ ઉપર લંગર લેવાને મોકલ્યો, પણ તે બોટ ડુબી ગઇ. એથી અમોએ ઉપરાસાંપરી 'બારો' કીધા, લેકીન પવન ઘણો જોસમા હોવાથી, લંગર લેઇને જે બોટ અમારી તરફ આવતી હતી, તે આવી શકી નહી, અને અંતે નવ વાગે અમારૂ વાહણ ઘસડાઇને કીનારા તરફ જમીન ઉપર લાધી ગયું.

ચીન, સિંગાપોર, અને સાથે શ્યાંમ પણ,
છોડીયું નહી વળી વખણાયલું ઇંગલંન્ડ જો;
વેપાર રૂઉ અફીમનો કીધો જથ્થાબંધ,
નેમમા હુંમેશ થાતો ફતેહમંદ જો—હિન્દી૦
સઘળાં વેપારીમા સરસાઇ જીતીયો,
ઉથલપાથલ કરતો બેશુમાર જો;
મુંબઇમા લેખાયો હવે તે શેઠીઓ,
પામી પુશકળ દોલતનો ભંડાર જો—હિન્દી૦
વગ 'ને જગમા તે પુરો પગભર થયો,
માન, શાંન 'ને જાણુમા વધીયો છેક જો;
નેકબખ્તી સિતારો તેજ સરપર રહ્યો,
વધતાં કરતો રોજી તેજી ટેક જો—હિન્દી૦

---

આવા સંજોગ વચ્ચે અમોએ કપટાંન પાસે કીનારા ઉપર ઉતરવાની રજા માગી, પણ તેણે તેમ કરવાને 'એડમીરલ'નો હુકમ નથી, એમ કહી ના પાડી, અને તે રાત અમોએ ઘણીજ કઢંગી રીતે ગુજારી. બીજે દીને સહવારના પવન નરમ પડયાથી, 'એડમીરલ' પોતે અમારાં વાહણ ઉપર આવ્યો, જેની આગલ અમોએ અમારી માલ મતા લેઇને જવા દેવાની અરજ કીધી. તેનો 'એડમીરલે' જવાબ આપ્યો, કે, વેપારની જીનસો સીવાય, અમુને અમારાં પેહરવાના કપડાં, અને ખોરાક આપી છુટા કરવામા આવશે. એથી તેના હુકમ મુજબ કપટાંને અમારો સઘલો અસબાબ મંગાવી તપાસ્યો, અને મારા ચોખાની ગુણો, તથા દારૂનો બાકસ લેઇ લીધો, અને ફકત એક નાધલી ટ્રંન્કમાં કપડાં આપ્યાં. મેં ચોખાની એક ગુણ માગી, પણ તેબી આપવા ના પાડી.

એ પછી અમો બધાં ઉતારૂઓ કીનારે ગયા, જ્યાં અમારાં વાહણ 'બર્નસ્વીક'નો આગલો કપટાંન 'ગ્રાંન્ટ' અમુને મલ્યો, જેની આગલ અમો બધા રડી પડયા, અને તેણે અમુને દીલાસો આપ્યો.

એ બાદ ત્યાં મી૦ ટરનર નામના એક ઇંગ્રેજ ગ્રહસ્થે, ત્રણ હજાર ડૉલરના નોલે, ઑનરેબલ કંમપનીને ખરચે, એક અમેરીકન બારકસ, 'બર્નસ્વીક'ના સઘલા અમલદારો, અને અમો ઉતારૂઓને ત્યાંથી મોકલી આપવાને વાસ્તે રાખ્યું હતું, તેમા બેસાડીને અમુને એક ગાંમ ભણી લેઈ ગયા, કે જ્યાં ખોરાકની તંગી હતી, અને દર માણુસ દીઠ રોજ

ધન પામી તે ધરમ ધ્યાંનમા પડીયો,
બખ્શેશ કરવા ખોલીયો સખી હાથ જો;
સઘળાંને હોલવવા એ નિયમ ધરીયો,
દીલે રાખી દયા હિંમત સાથ જો—હિન્દી૦
પેહલાં કરજ આપી કેદી છોડવિયા,[૧૪]
બાંધી આપીયાં, રખડતાંને ઘર[૧૫] જો;

---

અરધો રતલ ચોખા, તથા અઠવાડીઆંમા ત્રણ વાર વાંદરાંનુ ગોસ ખાવાનો હુકમ હતો.

ત્યાંથી એક વલંદાનુ વાહણ બંગાલા તરફ હંકારી જવાને તૈયાર હતું, તેમા અમુને મોકલવાને કપટાંન ગ્રાંન્ટે મેહનત કીધી, પણ તેમા 'ડચ' કપટાંને વાહણમા જગ્યા નથી, એમ કહી ના પાડ્યું. આથી એ વાહણના કોઇ પણ ભાગ ઉપર જગ્યા આપે, ત્યાં રેહવાને અમોએ કબુલ કીધું. ત્યારે તેણે મારી, અને મારી સાથવાલા મુસલમાનોની 'પાસીજ' ના ૮૦૦) ડાલર માગ્યા, પણ અંતે ઘણી રકજીકે કપટાંન ગ્રાંન્ટે ૧૬૦૦) રૂપીએ સઘલાની 'પાસીજ' ઠેરવી આપી, અને મેં રૂ૦ ૮૦૦) ની હુંડી કલકતામા મારી પેહડી ઉપર લખી આપી. * * * એ વાહણનો કપટાન, અમુને દર સહવારે એકકી 'બીસકાટ,' અને સાંજે ચાર-પાંચ વાગે થોડીક બાફેલી ખીચડી આપતો હતો. એથી અમારી ઉપર ભુખમરો પડવા લાગ્યો. તે ઉપરાંત તેણે અમુને વાહણ ઉપર એવી તો ખરાબ જગ્યો આપી, કે આપણા ગાંમડી બારકસોમા ૫૦) રૂપીએબી તે કરતાં સારી જગ્યા મલે. તેણે અમો નવ જણા વચ્ચે રાંધવા અને પીવાને એક પાણીનું હાલ્લું આપ્યું હતું. ગરજને લીધે અમોએ તે સઘ્રલું ખમ્યું. એ પછી તા૦ ૫ મી ડીસેમ્બરે રાતના બાર વાગે અમો કલકતે આવી પુગ્યા હતા. (પા૦ પ્ર૦)

૧૪:—હલકી રકમના દેવાદારોનો છુટકો, તેઓની વતી કરજ આપીને કરાવવા માટે રૂ૦ ૩,૦૪૦) આપ્યા હતા. (મુ૦ બા૦)

૧૫:—ડંકન રોડને નાકે પારસી સીવાય સઘલી જાતના ગરીબ આંધલાં, પાંગલાં, તથા તેવાંજ નાવારેસ લોકોને, આસાએસથી રાખાને તેમની પરવરેસી માટે એક શોભાએમાન મકાંન બંધાવી આપવા માટે, સરકારને ઇ૦ સ૦ ૧૮૩૪ ના સાલમા રૂ૦ ૧,૫૦,૦૦૦) એક લાખ પચાસ હજાર આપ્યા હતા. (પા૦ પ્ર૦)

ભુખ્યાને અનપાંણી આપી ઓલવીયાં,[૧૬]
અંગે દીધાં નાગાંને વસ્તર જો—હિન્દી૦
પડતાંને ટેકો દઇ ઉભાં રાખીયાં,
રીબતાંને દુઃખમાથી કહાડીયા બાહાર જો;
ભમતાંને ધંધો દઇ રસ્તે નાખીયાં,
રડતાંની બંધ કીધી આંસુ ધાર જો—હિન્દી૦
નાચારની નાચારી ટાલી નાખી છે,
નાવારેસના દીલનો ટાલીયો ગમ જો;
પુશ્કલ જોડાંની શાદી કરી આપી છે,
સાચવીયા છે ભાગતાંના ભરમ જો—હિન્દી૦
ઘણીએક સગવડના ખાતાં ઉભાં કીધાં,
ભરી આપીયાં વળી ભાગી પડતાં ફંડ[૧૭] જો;
પડતા ઠાંભો સમરાવી સીધાં કીધાં,
પુણે બાંધીયો પાણીનો મહા બંદ[૧૮] જો—હિન્દી૦
શેહરે શેહર કેળવણી ખાતાં સ્થાપીયાં,[૧૯]
છોકરાની તેમ છોડીની ઇસ્કુલ જો;

---

૧૬ :—પોતાના એક મિત્ર શેઠ મોતીચંદ અમીચંદના પુન માટે એક ધરમખાતુ સર જમશેદજી જીજીભાઇએ ઉભું કરીને, મુંબઇની પાંજરાપોલની રખેવાલી કરનારી મંડલીના સ્વાધીનમા એવી સરતે, રૂ૦ ૩૦,૦૦૦) ત્રીસ હજારની નાદર રકમ આપી, કે તેની ઉપજ દર સાલે સુરત અને ખંભાતના ગરીબ અને લાચાર હિન્દુઓની પરવરેસી સારૂ ખરચવી. પારસીઓ માટે પણ એવાં ફંડમા સર જ૦ જી૦ એ ગંજાવર રકમોની સખાવત કરી છે. (મુ૦ બા૦)

૧૭ :—ઇ૦ સ૦ ૧૮૪૮ મા મુંબઇના પારસીઓને માટે કીધેલી સખાવતના ધરમખાતાંનું એક ફંડ સ્થાપ્યું તેમા રૂ૦ ૪,૪૦,૦૦૦) ચાર લાખ અને ચાલીસ હજાર આપ્યા છે. (મું૦ બા૦).

૧૮ :—પુણાનો બંદ બાંધવા માટે સર જમશેદજીએ રૂ૦ ૧,૭૩,૦૫૦) એક લાખ તોતેર હજાર અને પચાસ આપ્યા હતા. (મું૦ બા૦)

૧૯ :—કેલવણી આપવાના કાંમ માટે સર જમશેદજીએ કરેલી સખાવત આજેબી બીનહરીફ ગણાઇ છે. સર જ૦ જી૦ ઇસ્પીટાલના સંબંધમાં વૈદાની કેલવણી માટે કાલેજ ઉભી કરવા સરકારને આપેલી રૂ૦ ૩૦,૦૦૦) ત્રીસ હજારની રકમ ઉપરાંત, એજ કાલેજના વિદ્યાર્થી-

લખ્ખો પ્રાણીઓના મહા દુઃખ કાપીયાં,
બંધાવીને કુવા, તલાવો, પુલ[20] જો—હિન્દી૦
દરદી કાજે દવાખાના[21] ચાલુ કરી,
ટાલી નાખી, પીડા 'ને જંજાલ જો;
પોષણ સાથેની તે આશીરવાદ ભરી,
કાયમ કીધી મોટી હૉસ્પીટાલ[22] જો—હિન્દી૦
ઠાંમે-ઠાંમે ઉઘાડી છે ધરમસરા,[23]
ગામે ગામના લોકને ઠરવા કાંમ જો;

---

ઓને ઉતેજન માટે 'ઇનામો' આપવાની નેક ધારણાથી બીજા રૂપીયા ૧૫,૦૦૦) પંદર હજાર આપ્યા છે. મુંબઈ મધે ચીતાર તથા બીજી ઉમદા કારીગરી શીખવવા માટે 'સ્કુલ-ઑફ્-આર્ટ' કાહાડવા માટે રૂ૦ ૧,૦૦૦૦૦) એક લાખ; એ ઉપરાંત, મુંબઇ, કલકતા, નૌસારી વિગેરે ગાંમોમા કલવણીના કાંમ માટે મોટી રકમો આપી છે. (મું૦ બા૦)

૨૦:—કુવા, તલાવ, અને પુલો પાછલ સર જ૦ જી૦ એ છુટે હાથે ગંજાવર સખાવતો કરેલી નોધાઇ છે. માહીમનો પુલ બંધાવવા માટે રૂ૦ ૧,૫૫,૦૦૦) એક લાખ પંચાવણુ હજાર; એજ પુલ આગલ મોટો રસ્તો બાંધવા માટે રૂ૦ ૨૨૦૦૦) બાવીસ હજાર; વાંદરામાં તલાવ અને એરલાપારલાનો પુલ બાંધવા માટે, રૂ૦ ૧૦,૫૦૦) દસ હજાર પાંચસો; ભાડાં ગામમા પુલ બંધાવ્યો, તે માટે રૂ૦ ૭૦૦૦) સાત હજાર; ભાએખલાના રસ્તા ઉપર તલાવ બંધાવવા માટે, રૂ૦ ૨૩૦૦૦) તેવીસ હજાર; તથા દેશપરદેશમા પરચુતન કુવા, તલાવ બંધાવ્યા, તેમા જુમલે રૂ૦ ૨૫૦૦૦) પચીસ હજાર ઉપલગ ખરચ્યા હતા. આ સઘલી રકમોનો સરવાલો લેતાં તે લાખોની રકમ થઇ ગઇ છે. (મું૦ બા૦)

૨૧:—દરદીઓના લાભ માટે સર જ૦ જી૦ એ ચાલુ કરાવેલાં દવાખાનાની સંખ્યા પણ તેટલીજ મોટી ગણાય છે. (પ્ર૦)

૨૨:—સરવેથી મોટી રકમ રૂ૦ ૧,૬૦,૫૦૦) એક લાખ સાઠ હજાર પાંનસો ફ્કત મુંબઇમા ઇસ્પીટાલ બંધાવવા ખરચી છે. (પા૦ પ્ર૦) એજ ઇસ્પીટાલને લગતું સુવાવડખાતું બંધાવવા રૂ૦ ૩૦,૦૦૦) ત્રીસ હજાર આપ્યા છે. (મું૦ બા૦)

૨૩:—જેમ દવાખાંના, અને ધર્મખાતાં, તેમ સર જ૦ જી૦ એ મુસાફરો અને ગરીબોની સગવડને માટે ગાંમેગામ ધરમશાલા પણ બંધાવી છે. (પ્ર૦)

સુધરાવીયા છે પડત રસ્તા, કુવા, ગ્રાહ,
વેહચાંણુ કીધાં હાથ ભરી ગામેગામ જો—હિન્દી૦
ધરમી ડેકાણુ[૨૪] સુંદર બંધાવીને,
ભારી રખાવિયાં દીન ધરમના કાંમ જો;
દેખાવો રાજવંશી સહી દેખડાવીને,
તાજો કીધો ઇરાંની દમાંમ જો—હિન્દી૦
સરકારી ખાતાંને મદદ આપી વળી,
આખર થઇ સરકારબી કદરદાંન જો;
વખણાઈ વેલાત સુધી તેની રીતી ભલી,
આપીયું મહારાણીએ મોટું માન જો—હિન્દી૦
પેહલા 'નાઇટ'[૨૫] ને પાછલથી 'બારોનેટ,'[૨૬]
આપીયા એવા અમીરી ખેતાબ જો;
રાજ સનદ સાથેના ચાંદો કીધા ભેટ,
ગવરનરોએ ભરી મોટી દરબાર જો—હિન્દી૦

---

૨૪:—સર જમશેદજીએ ગુજરાતના જુદા જુદા ગામોમા વસતા જરથોસ્તીઓને માટે, અગીઆરીઓ અને આદરાનો જેવાં ધારમિક ઠેકાંણુઓ બંધાવી આપી, પોતાની ઓહલી સખાવતમા ઉમેરો કીધો છે. (પ્ર૦)

૨૫:—હિન્દુસ્થાંનમા વસ્તી કરોડોની વસ્તીમા, નામદાર મહારાણી વિકટોરીઆએ, સર જમશેદજી જીજીભાઇને પેહલવેહલ્લો 'નાઇટહુડ'નો નામીચો અમીરી ખેતાબ, તા૦ ૪ થી મે ઇ૦ સ૦ ૧૮૪૨ ના સાલમા ઇનાયેત કીધો હતો, મગર તે એલકાબ અરપણ કરવાની ક્રિયા ૨૫ મી મેને દીવસે, તે વખતના કાંમચલાઉ ગવર્નર ઑનરેબલ મી૦ એનડરસને, પરેલના સરકારી મેહલમા, એક દબદબાભરી મીજલસ રૂબરૂ કરી હતી. એ ખેતાબને લગતો એક સુંનાનો ચાંદ, સર જ૦ જી૦ ને તેમની સખાવત અને દેશહિતકારીપણા માટે બ્રિટીશ સરકારે ભેટ આપ્યો હતો. એ ચાંદ સર જ૦ જી૦ ને ઇનાયત કરવા, તા૦ ૧૫ મી ડીસેમ્બર ઇ૦ સ૦ ૧૮૪૩ ને દીને, તે વખતના ગવર્નર સર જ્યૉર્જ આરઠર બારોનેટે એક ભપકાદાર મેહફીલ ભરી તે ચાંદ સર જમશેદજીને, એક ધટીત ભાશાણ કરી સપુરદ કીધો હતો. (મું૦ બા૦)

૨૬:—મહારાણીના વડા પ્રધાંન લૉર્ડ પામરસ્ટને, સર જમશેદજીની મહાંન જાહેર સખાવતો, તથા તેમની કિરતીનો ઇનતેખાબ, મહારાણી

વસ્તી વીસ કરોડની હિન્દુસ્થાંનમા,
નથી મેલવીયું કોઇએ એવું માન જો;
પારસી ટોલો દીપીયો આખી જેહાંનમા,
સખીમા જમશેદજીનું પેહલું નામ જો—હિન્દી૦
બારે સો અઠાવીસના પારસી સાલમા,
માહ સાતમો, રોજ હતો ગુઆદ જો;
રાતે બે વાગેના નાખુશ કાળમા,
'સર' સાહેબ ગયા ખુદાઇ દરબાર[૨૭] જો—હિન્દી૦
આલમ દલગીર થાઇ તેના મોતથી,
કરમાઇ ગયો સખાવતનો બહાર જો;

---

વીકટોરીઆ આગલ રજુ કરી, તેવણુને 'બારોનેટ' નો એલકાબ આપવા-
ની અરજ કરી હતી. તે ઉપરથી મહારાણી વીકટોરીઆએ ઈ૦ સ૦
૧૮૫૭ ના મે માસની ૨૪ મી તારીખે, સર જ૦ જી૦ ને 'યુનાઇટિડ
કિંગડમ' ના 'બેરોનેટ' નો માન ભરેલો, તથા પેહડી દર પેહડી ઉતરતો
ખેતાબ ઇનાયત કીધો હતો. સર જમશેદજીને એ ખેતાબ મલ્યો, તેની
ખુશાલીમા, તા૦ ૧૯ મી જુન ૧૮૫૭ ને દીને, લનડનના લૉર્ડ મેઅરે,
સર જમશેદજીના માનમા, તે તરફના તેમના દોસ્તોને એક જીયાફત આપી
હતી, જેમા ઇસ્ટ ઇનડીઆ કંમપનીનો ચેરમેન, ડેપ્યુટી ચેરમેન, બેંક-
ઑફ-ઈંગલંડનો ગવરનર, સર ચાર્લસ ફારબસ, અને બીજા ઘણાક નામીચા
ઉંચી પદવીના અમલદારો સામેલ થયા હતા.

એ એલકાબની રૂએ, સર જમશેદજીના મરદ વારસોના નામની
પાછલ હમેશાં 'બારોનેટ' અને તેમના નામની આગલ 'સર' બોલ
ઉમેરવો, તથા તેઓની ધણીઆણીઓને 'લેડી' 'મેડમ,' કરી કહેવાં,
અથવા લખવાં. વલી એ ખેતાબની રૂએ, સર જમશેદજીને, તથા તેમના
એ ખેતાબ ધરાવનાર વારેસોને બ્રિટીશ લશ્કરમા, વાવટાની આગલ આવી
ઉભા રેહવાનો, તથા જરૂર વખતે તેનું રક્ષણ કરવાનો હક છે. (પા૦ પ્ર૦)

૨૭ :—સર જમશેદજી જીજીભાઇ ગુજર પામ્યા. તા૦ ૨૪ મી
એપ્રેલ, ઈ૦ સ૦ ૧૮૫૭. રોજ ૨૨, માહ ૭, (શે૦)
૧૨૨૮ (ય૦)



મરહુમ
નામદાર સર જમશેદજી જીજીભાઈ
બારોનેટ, ( પેહલા. )



મરહુમ
નામદાર સર જમશેદજી જીજીભાઈ
બારોનેટ, ( બીજા. )
( શેઠ ખરશેદજી જ. જી. )



મરહુમ
નામદાર સર જમશેદજી જીજીભાઈ
બારોનેટ, ( ત્રીજા )



મરહુમ નામદાર સર જમશેદજી જીજીભ
બારોનેટ, ( ચોથા )
( શેઠ કાવસજી ખરશેદજી. જ. જી. )



**નામદાર**

**સર જમશેદજી જીજીભાઈ** બારોનેટ.

( પાંચમા. )

( શેઠ રૂસતમજી કાવસજી ખરશેદજી જ. જી. )



**ભવીશના છઠા**

**સર જમશેદજી જીજીભાઈ** બારોનેટ.

B. A. P. Works.

તરણુ બેટા, એક બેટી[૨૮] જાતી જોતથી,
મેલી ગયા આ પાછલ યાદગાર જો—હિન્દી૦
કાંહાં તે પારસી કોમનો છેલ્લો પાદશાહ,
કાંહાં છે તે સખાવતનો પેહલવાંન જો;
કાંહાં તે હિન્દુસ્થાંનની ઇજ્જતની પનાહ,
કાંહાં તે ઉદ્યોગ, ફતેહની નિશાંન જો—હિન્દી૦
કાંહાં તે મુંબઇની મોહટાઇનો હીરો ખરો,
કાંહાં છે તે જમાનાનો જમશેદ જો;
દુઆં 'ને નેકી તે સાથે લઇ ગયો,
રાખી ગયો યાદગારીનો 'ખુરશેદ'[૨૯] જો—હિન્દી૦

---

૨૮:—સર જમશેદજી જીજીભાઇ પોતા પાછલ ત્રણ દીકરા, અને એક દીકરી મુકી ગયા હતા. (પ્ર૦)

એમની વંશાવલી નીચે પ્રમાણે નોધાઇ છે:—

જીજીભાઈ

માણેકજી — રૂસતમજી — સર જમશેદજી

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
|---|---|---|---|---|---|---|
| બરજોરજી મ૦ | બેરામજી મ૦ | ફરાંમજી મ૦ | બેંરામજી બીજા | ખરશેદજી | રૂસતમજી | સોરાબજી |

| ૧ | ૨ | ૩ |
|---|---|---|
| માણુકજી | કાવસજી | જમશેદજી |

રૂસતમજી
હાલના
પાંચમા
સર જ૦ જી૦

(મું૦ બા૦)

૨૯:—આ ગરબીના રચનાર 'ખુરશેદ' તે મરહુમ ખરશેદજી બમનજી ફરાંમરોજ. નવસારીના રઇસ. એક જાહેર કસમકસ, અને કવી. (પ્ર૦)

## સર (ખુરશેદજી) જમશેદજી જીજીભાઈ, બીજા બારોનેટના મરણ માટે જોડાયલો [1]ખિયાલ.

જનમ :—ઇ૦ સ૦ ૧૮૧૨. રોજ ૩, માહ ૧, (શે૦) ૧૧૮૧ (ય૦).
મરણ :—જુલાઇ ૧૧, ઇ૦ સ૦ ૧૮૭૭. રોજ ૨૫, માહ ૧૦ (શે૦) ૧૨૪૬ (ય૦)

હાએ કયેસા હુવા ગમ, સર ખુરશેદજીથે ગુની ગુનવાંન,
એકાએકી—કજા લે ગઇ સુનો સબ ઉનકા બયાંન.
સન [2]અઠરાસે ગીયારા, તારીખ નવમી ઔર અકટોબર,
રોજ તીસરા—માહ પહેલે દીન જનમે 'ખુરશેદ' ચાતર.
પચીસ હજાર રૂપીએ નિકાલે ખાતે ઉનકે નામપર,
કુલ જરથોશ્તી—ખુશી હુવેથે ઘરઘર નારી ઘરઘર નર.

શએર.

બરનન કહા જાતા નહીં, બરસ દો કમ પચાસકી ભઇ ઉંમર,
જદ ઉનકે પીતા જમશેદજી, ગએથે વોહ તો ગુજર.
અઠરાસે એકૂન સાઠમે મીલા 'બારોનેટ' કા [3]દફતર,
ફીર 'સર' ખુરશેદજી કેહલાએ, એ જેહાંનકી અંદર.
બારોનેટ સર ખુરશેદજીકીથી છુપી સખાવત જગ દરમ્યાન,—
એકાએકી—કજા—૧

---

૧ :—આ ખિયાલ જોડનાર તુરાના ખિયાલ ગાનાર એક પારસી મરહુમ દાદાભાઇ, ઉરફે 'દાદી મલારી' ની અટકે જણાયલો હતો. મરહુમ દાદી મલારી પોતાના વખતમા એક અચ્છો તુરાના ખિયાલ ગાનાર તેમજ ખિયાલ જોડનાર પારસી હતો, અને તેના કેટલાક ચેલાઓ પણ હતા. (પ્ર૦)

૨ :—શેઠ ખરશેદજીનો જનમ રોજ ૩, માહ ૧, (શે૦) ઇ૦ સ૦ ૧૮૧૨ ના અકટોબર માસની ૯ મી તારીખે થયો હતો. (પ્ર૦)

૩ :—પેહલા સર જમશેદજી જીજીભાઇ ઇ૦ સ૦ ૧૮૫૯ ના સાલમા ગુજર પામ્યા પછી, સર જ૦ જી૦ બારોનેટસી ઍકટની કલમ બીજીની રૂએ, તા૦ ૧૨ મી નવેમબર ૧૮૬૦ ને દીવસે, શેઠ ખરશેદજી જમશેદજી જીજીભાઇએ, "સર જમશેદજી જીજીભાઇ" નું નામ ધારણ કીધું હતું, અને તે વિશેની જાહેર પ્રજાને સર્વ વર્તમાન પત્રો મારફતે, તેમના સોલીસીટરોએ નિચે પ્રમાણે ખબર આપી હતી.

અઠરાસે ચૌસઠમે 'કૅાલેજ' દખનમે કરી ખડી તૈયાર,
ખુરશેદજીને—[૪]એક લાખ રૂપીએ દીએ 'ફ્રંડ' મે ડાર.
ઔાર ઇસ્પીટાલ બડાનેકો રૂપએ દીયેથે [૫]પચાસ હજાર,
અદના આલા—હરએક જનકે થે વોહુ મદદગાર.

---

Notice is hereby given, that by virtue of the Sir Jamsetjee Jejeebhoy Baronetcy Act; being No. 20 of 1860, of the Legislative Council of India, the second and present Baronet has assumed the name of Jamsetjee Jejeebhoy in lieu of the name by which he has hitherto been called or known, and will henceforth name, style, and write himself by the name of "Jamsetjee Jejeebhoy" on all occasions whatsoever.

By order
Pollock, Faithfull & Keir,
Solicitors for Sir Jamsetjee Jejeebhoy Baronet.

Bombay 12th November 1860. (પા૦ પ્ર૦)

૪:—પુણા મધે દખણ 'કૅાલેજ' સારૂ એક ઇમારત બાંધવા માટે, (શેઠ ખરશેદજી) સર જમશેદજી જીજીભાઇએ, રૂપીઆ એક લાખની રકમ આપી હતી. એ ઇમારતનો પાયો નાખવાની ક્રિયા ઇ૦ સ૦ ૧૮૬૪ ના અકટોબર માસની ૧૫ મી તારીખે, તે વખતના મુંબઇના ગવરનર સર બાર્ટલ ફ્રીઅરે કરી હતી. એ કૅાલેજના પાયાના પત્થર ઉપર નીચલો લેખ કોતરેલો છે:—

This Foundation Stone of
Deccan College
For the diffusion of Learning and Science,
Built by Government
With the munificent aid of
Sir Jamsetjee Jejeebhoy 2nd Baronet,
Was Laid on the 15th October 1864
By
H. E. Sir H. B. E. Frere. K. C. B.
Governor of Bombay,

૫:—આ રકમ માટે પારસી પ્રકાશ, તેમજ 'મુંબઇના બાહાર' મા નોંધ લેવાયલી જણાતી નથી. (પ્ર૦)

શએર.

કોઇ ગરીબ યા કોઇ તવંગર, કાંમકા કને જાએજી,
પહેલે બાતેં ઉનકી સુન, ફેર અપની સલાહ બતાએજી.
ચાહે વએસા હો ગરીબ, પર ભાવસે બીઠલાએજી,
અપને ગીરોંકા ગુપ્ત ધન દે, નેકીકા જસ પાએજી.
અપને પીતાકા નામ બહડાંકે, જગમે કમા ગએ ઇજ્જત માન;—
એકાએકી—કજા–૨

અઠરાસે બાંહુતેરમે અમીરોંકે સંગ ગએથે ⁶સેહલાંની,
વોહી સાલમે—મુસાફરી કરકે આએ પીછે ચ્યાંની.
ઉસી વખ્ત ઉનકી ગાડીકો, પોહોંચીથી કુછ નુકસાંની,
ખુરશેદજીકે—મરે તક ગઈ ન વોહ દેહશત જાની.

શએર.

અશીશવંઘ રોજ, દએ મહીના, થી અખાડ શુદ એકમ,
વાર બુધકે દીન પુનમકા, 'સર' ગયે ⁷મુલ્કે–અદમ.
ઉંમર બરસ પાંસઠ, નવ માહ, ચઉદા દીનકી જાને હમ,
આપ તો હો ગયે અલગ, ઔર સબકો દે ગયે રંજો ગમ.
ખરે દુપહેરકા, ગીયારા બજે સર ખુરશેદજીને છોડા પ્રાંન,—
એકાએક—કજા–૩

---

૬ :—પોતાના માનવંત પીતાના ગુજર પામ્યા પછી, તે મરહુમનો નામીચો બારોનેટનો ખેતાબ સ્વાધીનમા લીધો, અને તેનું માન બક્ષનાર નામદાર માહરાણીનો ઉપકાર માનવા માટે સર ખરશેદજી જમશેદજી જીજીભાઇ, પેહલવેહલી સફર ઈંગ્લંન્ડ દેશની કરવા ગયા હતા. (મું૦ બા૦)

"સર ખરશેદજી જ૦ જી૦ બારોનેટ તા૦ ૨૭ મી એપ્રેલ ૧૮૬૦ ને દીને પોતાના દોસ્તો શેઠો ફરદુનજી હોરમજી લસ્કરી, પેસતનજી જાંગીરજી તારાચંદ, †દાદાભાઇ બેહરાંમજી પુણા ઑબઝરવરવાલા, અને ૧૭) દેશી નોકરોને લેઇ, સ્ટીમર "બોમ્બે" માં સવાર થઇ, ઇગ્લંન્ડની મુસાફરીએ ગયા હતા." (પા૦ પ્ર૦)

† દાદાભાઈ બેહરામજી મેહતા, 'પુણા ઓબઝરવર' નામના પુણામા પ્રગટ થતાં એક ઇંગ્રેજી ન્યુસના માલેક હતા. (પ્ર૦)

૭ :—સર જમશેદજી જીજીભાઇ (બીજા) બારોનેટ, રોજ ૨૫ (અશીશવંઘ) માહ ૧૦ (દએ) (શે૦) ૧૨૪૬ યઝદેઝરદી; તારીખ ૧૧ મી



મરહુમ લેડી આવાંબાઇ જમશેદજી
જીજીભાઈ બારોનેટ.
(પેહલા સર જ. જી. ના બાનુ).



મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી
જીજીભાઇ.



મરહુમ શેઠ
માણેકજી નશરવાંનજી પીટીટ.
(પેહલા સર દીનશા માણેકજી
પીટીટના પીતા).



મરહુમ સર દીનશાહ માણેકજી
પીટીટ, બારોનેટ.

ગુજર ગયે જીસ વખ્ત, ઉસી વખ્ત મુલ્કોમુલ્કમે પોંહચે તાર,
સુનકે બાતકો—સબ જરથોશ્તી કરે ગમકા પુકાર.
જાંહાં દેખો વહાં સીવા, આહ-વ-જારીકે ન કરતા કોઇ ગુફ્તાર,
નર નારીકે—આંખસે આંસુ ગીરે ઝારો ઝાર.

શએર.

પારસી, ઇરાંની મીલકે સબ કોઇ માહતમ કરને લગે,
ઇંગ્રેજ, યહુદી, મેમન, બોરી, સબ ગમ કરને લગે.
અનેક કોમકે હિન્દુ મીલ, સબ ચસ્મ નમ કરને લગે,
પલ ભર ન ભુલે દીલસે, યાદ દમ—બ—દમ કરને લગે.
બંદર, ઑપીસ, ગીરની બંદ ભઇ, બયેપારીઓને કીઇ બંધ દુકાંન,—
એકાએકી—કજા–૪

કજાકે આગે કોઇ બચે નહી, લાખો પીર, પયમ્બર ગએ,
અમર ન કોઇ—જાંહાંમે લાખો ઇનસાં ગુજર ગએ.
બફએજ બન્દા ઝરીફ કહે, જો નેકી જેહાંમે કરકર ગએ,
નેક નીમાજકો—પહડ ગએ, વોહ જીન્નતકે અંદર ગએ.

શએર.

મીર 'દારા' કહેતે બન્દે, નેકીકા કુચ્છ કાંમ કર,
લાયા કયા, લે જાએગા કયા, કુચ્છ તુ જેહાંમે નામ કર.
બહેકા બહેકા કયું ફીરે, એક જાએ કંઇ આરાંમ કર,
બીસર નહી ઉસ રબકો, યાદ ઉસકી સુબો શાંમ કર.
'ઝરીફ' 'દારા' ખ્યાલ બનાતે, મત જીનકી બીલકુલ નાદાંન,—
એકાએકી—કજા–૫

---

જુલાઇ ૪૦ સ૦ ૧૮૭૭ ને દીને પુણા મધે ગુજર પામ્યા હતા. એવણુ-ની લાસને અવલમંજલ પોંહચાડવા લેઇ જતી વખતે પાયદસની પુઠે, નામદાર ગવરનર, કમાનડર–ઇન–ચીફ, કૌનસીલરો, વગેરેની ખાલી ગાડીઓ, છેક પુણાના દોખમા સુધી માનને ખાતર ગઇ હતી. મુંબઇ તથા દેશા-વરોના પારસીઓએ તે દાહડે પોતાનો ધંધોધાપો તથા દુકાંનો બંધ રાખી શોક પાલ્યો હતો. (પા૦ પ્ર૦)

## મરહુમ સર કાવસજી જેહાંગીરજી રેડીમની નાઈટ, સી. એસ. આઈ. ની કિર્તીનો ગરબો.

જનમ :—તા૦ ૨૪ મી મે ઈ૦ સ૦ ૧૮૧૨. રોજ ૭, માહ ૯ (શે૦) ૧૧૮૧ (ય૦)

મરણ :—તા૦ ૧૯ મી જુલાઇ ઈ૦ સ૦ ૧૮૭૮. રોજ ૩, માહ ૧૧ (શે૦) ૧૨૪૭ (ય૦)

સર કાવસજી જેહાંગીરજી રેડીમનીરે—મુંબઇ શેહેરમા.
આજે કરોડપતીરે તમે કેહવાયા;
આખી હિંન્દુસ્થાંન વેલાતમા વખણાયારે;
સર કાવસજી, રેડીમની તમારૂં નામરે—મુંબઇ શેહેરમા.—૧
યઝદેઝરદી અગીઆર સો એક્યાસીમા;
અમરદાદ રોજ આદર મહીનામા;
તારો જનમ થયો શેહેર મુંબઇમારે—સર કાવસજી—૨

---

૧ :—આ ગરબો ઈ૦ સ૦ ૧૮૭૮ ના જુલાઇ માસની ૨૫ મી તારીખે મરહુમ સોરાબજી હોરમજી ચીકન છાપનાર નામના પારસીએ જોડયો હતો, જેનું કાંમ તે વખતની ગાયન ગાનાર 'ગોયનો' ને ગરબા ગવાડવાનું, અને ગરબા જોડવાનું હતું. આ ગરબો લગભગ ૪૨) વરશની વાત ઉપર જેવી રીતે જોડાયલો હતો, તેવોજ અતરે નોધી લીધો છે. (પ્ર૦)

૨ :—"મરહુમ શેઠ હીરજી રેડીમનીનો વસીલો વધારવાના હેતુથી, તેમની વીધવાએ ખોલે લેઇને ધણીને નામે પાલક કરી લીધેલા દીકરા જેહાંગીર, જે બનાજીના ખાનદાંનમાથી નિકલી રેડીમનીના સંબંધમા સંધાયા, તેણે પોતાની તોખમથી બે દીકરાઓ—હીરજી અને કાવસજી—ઉપરાંત બે બેટીઓ મલી, ચાર ફરજંન્દો જે ઉતારી આપ્યાં, તે માહેલા આ નાધલાની કિર્તી ઉપર કલમ કસતાં, તેમના ભલાં કાંમને બંધબેસતી કવીતાથી અવલ તેનાને મુબારકબાદી આપ્યે છીએ.

"સખી નર જોઇએ સદા અકલમંન્દ,
સખાવતથી સર જેનું રેહ છે બુલંન્દ.
ધરમીમા સુરો કાવસજી કેહવાયચ,
ભલું નામ સહુમા તેનુંજ લેવાયચ." (મું૦ બા૦)

એવણનો જનમ, તા૦ ૨૪ મી મે ૧૮૧૨ ને દીને કાવસજી પટેલના મોહલ્લામા, એવણના મમાવા શેઠ દાદીશેઠના ઘેરમા થયો હતો. (પ્ર૦)

બચપણથી તમે હુશીઆર ઘણા;
તમે કેલવણી લીધી ઘણી અંગ્રેજીમા;
[3]મી૦ વિલીયમ્ સાઇઝલાંન્ડની ઇસ્કોલમારે—સર કાવસજી—૩
વરસ પંદરની ઉંમરે ઇસ્કોલ છોડી;
તમારા મમાવા ખરશેદજી અરદેશર દાદી;
શીખાઉ દાખલ રેહ્યા તેની પેહેડીમારે—સર કાવસજી—૪
[4]મી૦ ડંકંન ગીબ્સની ઑફીસમાં;
વધુ પગારે રેહ્યા તેની ચાકરીમાં;
આબરૂ મેલવી તમે તેની નોકરીમારે—સર કાવસજી—પ
સને અઢારસો છતરીસ બીજા સાલમા;
ભારી કાંમ-કાજ ચલાવે તું દલાલીમા;
મશહુર થયો તું બધા વેપારીમાં રે—સર કાવસજી—૬

---

૩ :—ભવિશના આ પારસી ઉમરાવની કેળવણી માટે 'મુંબઇનો બાહાર' ના અધિપતી આ પ્રમાણે લખે છે :—

"આ શેઠ, હમો શીખવા જતા હતા તે, મી૦ વીલીએમ સાઇઝલૅન્ડ નામના એક પોરટુગીઝ માસ્ટરની સ્કુલ, જે કોટના બજારગેટ સ્ત્રીટમા હતી, ત્યાં પેહલા વરગમા રેહીને તે વખતની રીત મુજબ †ઇંગ્રેજીની કેળવણી પાંમતા હતા; અને તે દાહડથી હમો તેમના 'સ્કુલ બરાધર' કેહવાઇએ, તો તેમા કાંઇજ ખોટું જણાશે નહિ." (મું૦ બા૦)

† સર કાવસજી જાંહગીરજીની પ્રાથમિક કેળવણી માટે પારસી પ્રકાશમા જે નોધ લેવાઈ છે, તે 'મુંબઇનો બાહાર' મા લેવાયલી નોધથી કાંઈક જુદી પડતી હોવાથી, તે નિચે ઉતારી લીધી છે :—"એવણે ઇંગ્રેજી કેળવણી કોટ માહેલી સારજંટ સાઇકસની શાળામા લીધી હતી, જ્યારે સર જમશેદજી જીજીભાઈ, બીજા બારોનેટ સાહેબ એમના ગોઠીયા હતા." (પા૦ પ્ર૦)

૪ :—"મી૦ ડંકન ગીબ્સની ઑફીસ, જે પ્રથમ તેમના નેકબખ્ત પીતા, જાંહગીર હીરજી રેડીમની, બરજોરજી ફરાંમજી પાંડે, તથા લક્ષમણ હરીચંદ (લકએ રસુલનો ભાઉ), અને તે પછી શેઠ દાદાભાઇ તથા મંનચેરજી પેસતનજી વાડીઆને હસ્તક ચાલતી હતી, ત્યાં ગોડાઉન કીપરની અથવા તેનીજ કીસમની નોકરી ઉપર વધુ પગાર મેળવીને ઘણા વરસો વેર પ્રમાણીકપણે થોભી રેહા હતા વીગેરે." (મું૦ બા૦)

વેપારી લોકોમે આંટ સારી ચાલી;
બધેબધથી આબરૂ તુંને ઘણી મલી;
તેથી વેપાર ચાલીયો તારો ઘણો ભારી, રે—સર કાવસજી—૭

જેમ જેમ વેપાર તમારો ચહડતો ગીયો;
તેમ તેમ ધરમ તમારો જાહેર થયો;
કંઇ લાખો લાખ રૂપીઆનો બોલાયો, રે—સર કાવસજી—૮

તમે બે લાખ રૂપીઆની રકમ કાહાડી;
તમે [૫]એલ્ફીન્સ્ટન કૉલેજ બંધાવી;
ત્યાં શીખે છોકરાઓ તુંને દુઆ કરી, રે—સર કાવસજી—૯

બીજી બાંધી [૬]ઇસ્પીટાલ શેહેર સુરતમા;
તે કેહુવાય છે નાહનપરાના ચોકમા;
સહુ દરદી લોક દુઆ દીએ ઘણા, રે—સર કાવસજી-૧૦

બાંધી [૭]ઇસ્પીટાલ આંખની મુંબઇ શેહેરમા;
એક લાખ વીસ હજાર રૂપીઆની રકમમા;
અપંગોની આંખ સારી કરવાના, રે—સર કાવસજી-૧૧

---

૫ :—"શેઠ કાવસજી જહાંગીરે ચીંચપોગલી તરફ ઍલ્ફીન્સ્ટન કૉલેજ બાંધી આપી, તેની લાગતના રૂપીઆ બે લાખ, તથા તે મકાંન તૈયાર થતાં સુધી, શીખવા જનારાઓને માટે ગોવાલીયા તલાવની પાસે આવેલો બંગલો, દર મહીને રૂ૦ ૧૦૦) લેખે જે રાખેલો, તેનું ભાડું રૂ૦ ૧૨૩૧ થી ૧૨૪૦ સુધી, વરશ દસ સુધીનું રૂ૦ ૧૨૦૦૦) મલી, ફ્કત એજ ખાતાં ઉપર થાયેલી સખાવતના રૂ૦ ૧,૧૨૦૦૦) નોધાયા છે." (મું૦ બા૦)

૬ :—સુરત ખાતે શેઠ કાવસજી જનંહાંગીરે બંધાવેલી આ ઇસ્પીટાલ માટે †રૂ૦ ૭૫૦૦૦) ની સખાવત નોધાઇ છે. (મું૦ બા૦)

† પારસી પ્રકાશમા એ રકમ રૂ૦ ૭૧૯૦૨ લખાઈ છે. (પ્ર૦)

૭ :—સર જમશેદજી જીજીભાઇની ઇસ્પીટાલના ચોકમા, આંખના દરદીઓ માટે બંધાવા આપેલાં મકાંન ઉપર શેઠ કાવસજીને થાયલી લાગતના રૂ૦ ૧,૨૦૦૦૦) એક લાખ વીસ હજાર નોધાયા છે. (મું૦ બા૦)

'યુનીવરસીટીનો 'હૉલ' છે મેદાંનમા;
– તે એક લાખ સાત હજારે રૂપીઆમા;
બાંધીઓ 'પ્રીન્સ-ઑફ-વેલ્સની' ખુશાલીમા, રે—સર કાવસજી–૧૨

૮ :—" નામદાર પ્રીંન્સ-ઑફ-વેલ્સ (પાછલથી નામદાર શેહનશાહ એડવર્ડ સાતમા) પરણ્યા તેની ખુશાલીમા, મુંબઇ ખાતેની યુનીવરસીટીને માટે, મેદાંનમા બંધાતી એક સુંદર ઇમારત સારૂ શેઠ કાવસજી જાંહાંગીરે આપેલા રૂ૦ ૧,૦૭૦૦૦) એક લાખ સાત હજાર નોધાયલા છે. (મું૦ બા૦)

મુંબઇના બાહારમા લેવાયલી ઉપલી નોધ ઉપરાંત. પારસી પ્રકાશ મધે, એ વિશે લેવાયલી નોધ નિચે પ્રમાણે છે :—

" મુંબઇની યુનીવરસિટીને માટે એક ઇમારત બાંધવાને સારૂ શેઠ કાવસજી જાંહાગીર રેડીમનીએ, તારીખ ૨૭ મી એપ્રેલ ૧૮૬૩ ને દીને યુનીવરસિટીના વાઇસ ચૅનસેલર સર ઍલેકઝાંડર ગ્રાન્ટ, બારોનૅટની મારફતે નામદાર સરકારને રૂ૦ ૧૦૦૦૦૦) એક લાખની રકમ નિચલી સરતોથી આપવા લખ્યું હતું :—

(૧) ઇમારત બાંધવા પાછલ ઉપલી રૂ૦ ૧૦૦૦૦૦) ની રકમ કરતાં વધારે ખરચ થાય, તે સરકારે આપવો. (૨) એ માટે નવાં ફ્રીઅર ટાઉનના મેદાનમા એક લાએક જગ્યા સરકારે આપવી. (૩) એ ઇમારતના બાંધકાંમમા બીજા કોઈ ગ્રહસ્થો પાસેથી નાણું લેવું નહિ.

ઉપલી સરતો મુંબઇની સરકારે તા૦ ૨૯ મી એપ્રેલ ૧૮૬૩ ને દીને બાહલ રાખી હતી. * * * એ પછી હિન્દુસ્થાંનની વડી સરકારે, તારીખ ૨૦ મી જુન ૧૮૬૩ ને દીને, એ બાબે પોતાની મંજુરીઆત આપી, શેઠ કાવસજીને આ કાંમ માટે શાબાસી આપી હતી, અને શેઠ કાવસજીએ ૮ મી આગસ્ટ ૧૮૬૩ ને દીને, સરકારના ચીફ સેક્રેટરી ઑનરેબલ એચ. એલ. આનડરસન ઉપરે રૂ૦ ૧૦૦૦૦૦) એક લાખ રૂપીઆનો ચેક મોકલ્યો હતો. * * * એ પછી એ બાબદ ચાર વરશ સુધી ઢીલમા પડયાથી શેઠ કાવસજીએ ૨૨ મી મે ૧૮૬૭ ને દીને, મુંબઇના નવા ગવરનર સર સેમોર વેસી ફીટઝજરાલડને એક કાગજ લખી એ બાબદની યાદ આપી, તથા એ કાંમ હાથમા લેવાની મજબુત તાકીદ કીધી. નામદાર ગવરનરે માથેરાનથી તા૦ ૨૯ મી મેએ ૧૮૬૭ ને દીને, પોતાને હાથે શેઠ કાવસજીને એક કાગજ લખી, કાંમ આગલ ચલાવવા વિશે સધીઆરો આપ્યો, પણ

'જગે જગે કુંવારા મુંબઇ શેહેરમા;
તે કેહવાયે છે કાવસજી રેડીમનીના;
રસતે શહદારી લોકને પાણી પીવાના, રે—સર કાવસજી-૧૩

ી પાછા ૭ મહિના નિકલી જવાથી, શેઠ કાવસજીએ તા૦ ૧૯ મી
ટેમબર ૧૮૬૭ ને દીને, સરકારના જાહેર બાંધકાંમ ખાતાના સેક્રેટરી
નલ કૅનેડીને એક પત્ર લખી પોતાના (૩૦ ૧૦૦૦૦૦) એક લાખ,
ર વરસના વ્યાજ સુધાં પાછા માગ્યા હતા. એના જવાબમાં તે અમલ-
રે તેજ દીને શેઠ કાવસજીને લખી જણાવ્યું, કે એ ઢીલનું કારણ
એ યુનીવરસિટીની ઇમારત, આએ મોટાં શેહેરને લાએકની બનાવવા
ટે, તેના અસલ પલાંનના અડસટામા ઘણા વધારા થવાને લીધે, વધુ
ણાની રકમ મેલવવાને, વડી સરકાર સાથે સંધેસા ચલાવવાને લીધે
ું છે, અને હવે તેનો જલદીથી નિકાલ આવી જશે. એ બાદ સરકારે
ઇમારતના ખરચને માટે પોતાની તરફના ફાલાના ૩૦ ૨૦૦૦૦૦) બે
ખ આપવાનું નકી કર્યાથી, એ ઇમારત બાંધવાનું કાંમ શરૂ થયું
ું." (પા૦ પ્ર૦)

"એ પછી તા૦ ૪ થી મારચ ૧૮૭૫ ને દીને મલેલી યુનીવર-
ટીની સભામા નિચે મુજબનો ઠેરાવ પસાર થયો હતો :—

"That in recognition of Sir Cowasji Jehanghier Ready-
oney's noble gift of Rs. 100000, for the erection of
iversity Buildings, the Hall now handed over by Govern-
ent to this University be named "Sir Cowasji Jehanghier
all, of the University of Bombay." (પા૦ પ્ર૦)

૯ :—સર કાવસજી રેડીમનીએ મુંબઇ શેહરમા ઘણાક ફુંવારા
ધાવ્યા છે, તે માટે મુંબઇ બાહારનો અધિપતિ લખે છે, કે :—"મુંબઇ
તે જુદી જુદી જગો ઉપર બંધાવેલા ૪૦) ફુંવારાને માટે થાયેલો
રચ રૂપીઆ ચાલીસ હજારનો નોધાયલો છે."

"એ સઘલા ફુંવારામા એક ફુંવારો, તારીખ ૨૨ મી મેએ, ઇ૦ સ૦
૬૬ ને દીને મુંબઇના કોટના સૅન્ટ થૉમસ કૅથીડ્રલના કંમપાઉન્ડના પશ્ચીમ
વાજા તરફ ૩૦ ૧૩,૭૭૭) ને ખરચે બંધાવી, દેવલના અધીકારીઓને,
હેર વપડાસ માટે તે સ્વાધીન કીધો હતો." (મું૦ બા૦)
ર લખેલા ૪૦ ફુંવારા મુંબઇમા કયાં કયાં ગોઠવાયલા છે, તે
ુમ શેઠ બમનજી બેહરાંમજી પટેલના પારસી પ્રકાશમા વિગતવારે
ધાયલું છે. (પ્ર૦)

તેઃ વેલાતમે ફુંવારો બંધાવીયો ભારી;
બીજા[૧૦]એક લાખ પાંચ હજાર રૂપીઆ કાહારી;
તારી રાખી વેલાતમે યાદગારી, રે—સર કાવસજી-૧૪
તેં ઇસકોલ, દવાખાંના બંધાવીયાં;
તે ગંડેવી, નવસારી બીજાં પરગણામા;
વલી મુંબઈ 'ને સુરત શેહેરમા, રે—સર કાવસજી-૧૫
તારી સખાવતો દેસેદેસ, ગર ગાંમમા;
સાંભલી વીકટોરીયા રાણી ખુશી થાય મનમા;
તુને ખેતાબ આપવાના વીચારમા, રે—સર કાવસજી-૧૬
સને યઝદેઝરદી બાર સો આડત્રીસમા;
કંઇ રોજ દીન 'ને આદર માસમા;
તુને ખેતાબ મલીયા[૧૧]સ્ટાર ઑફ ઇન્ડીયાના, રે—સર કાવસજી-૧૭

---

૧૦ :—સર કાવસજી જાંહગીર રેડીમનીએ, વેલાતમા એક લાખ પાંચ હજાર રૂપીઆની કીમતે એક ફુંવારો બંધાવ્યો હતો, એમ આ કાવ્ય જોડનાર લખે છે, તે ભુલ કરેલી છે; કેમકે પારસી પ્રકાશમા એ ફુંવારા માટે જે નોધ લેવાઇ છે, તેમા નિચે પ્રમાણે લખયું છે :— "શેઠ કાવસજી જાંહગીરજી રેડીમનીએ, લંન્ડન મધે, રીજંન્ટ પાર્કમા, એક ફુંવારો બાંધવાને ત્યાંની "મીટ્રોપોલીટન ડ્રીંકીંગ ફૌન્ટન, એન્ડ કેટલ ટ્રો એસોસિએશન" ઉપર ૧૪૦૦) પૌંડ (રૂ૦ ૧૩,૫૪૪) ભેટ મોકલ્યા હતા. તે ફુંવારો બંધાઇ તૈયાર થવાથી, આજ દીને (તા૦ ૨ જી આગસ્ટ ૧૮૬૯ ને દીને) નામદાર પ્રીન્સેસ મેરી ટેકે, એક મોટા મેલાવડાની હજુરમા તે ખુલ્લો મુકયો હતો. * * * એ ફુંવારો બંધાવવાને લગતો રીપોર્ટ વાંચી સંભલાવ્યા બાદ, ઑનરેબલ એ. કીનરડે, નામદાર શાહજાદીના હાથમા હિંદુસ્થાંનની કારીગરીથી બનાવેલું એક સુંદર કપ ભેટ આપ્યું, જેમા તે ફુંવારામાથી થોડુંક પાણી લેઈ નામદાર શાહજાદીએ પીધું, અને લોકોની ખુશાલીના પોકારો વચ્ચે, તે ફુંવારો પ્રજાના ઉપયોગને માટે ખુલ્લો મુકેલો જાહેર કીધો. (પા૦ પ્ર૦)

૧૧ :—શેઠ કાવસજી જાંહગીરજી રેડીમનીને, તા૦ ૨૪ મી મેએ ઈ૦ સ૦ ૧૮૬૯ ને દીને, નામદાર માહરાણીની સાલગરેહની ખુશાલીમા 'કંમપેનીયન ઑફ ધી સ્ટાર ઑફ ઇન્ડીયા' (સી. એસ. આઇ.) નો ખેતાબ મલ્યો હતો. (પા૦ પ્ર૦)

તુને ખેતાબ આપવાની કીરીયા થાયે છે;
તારીખ સોલમી 'ને નવેમ્બર ગણાયે છે;
સને અઢાર સો બોંતેર લેખાય છે, રે—સર કાવસજી-૧૮
હવે કલકતેનો [૧૨]સુબો મુંબઇ આવે છે;
ચીઠ્ઠી લખી શેઠને પુછાવે છે;
તુને કીરીયામે સાંમેલ થવા તેરાવે છે, રે—સર કાવસજી-૧૯
તે ચીઠ્ઠીનો જવાબ શેઠ વાલે છે;
કંઈ તબીયત નાદરૂસ્ત કેહવરાવે છે;
તેથી કીરીયામે નહી સાંમેલ થવાયે છે, રે—સર કાવસજી-૨૦
હવે સુંનેરી ચાંદ તુને ભેટ થાયે છે;
સી. એસ. આઇ. નો ખેતાબ તુને મલે છે;
એવાં નામથી તુંને સહુ ઓલખે છે, રે—સર કાવસજી-૨૧
વલી [૧૩]મજગાંમમે સભા એક ભરાયે છે;
સર જમશેદજીને બંગલે તે કેહેવાયે છે;
સને ૧૨૪૧ ના સાલ લખાયે છે, રે—સર કાવસજી-૨૨

---

૧૨ :—"આ ખેતાબની યાદગારીનો ચાંદ જ્યારે તૈયાર થઇને પાયતખત તરફથી આવી પોહતો, સારે તે ભેટ આપવાની ક્રિયા તા૦ ૧૬ મી નવેંમબર ૧૮૭૨, ને દીને મુબારક થઇ, તેમા સામેલ રેહવા માટે આપણો નામદાર સુબો ઍરન નાર્થબ્રુક, જે અતરે આવેલો હતો, તે નામવરને નામે આ શેઠીઆને રૂકાની મારફતે પુછાવ્યું, કે તેવન જો થતી ક્રિયામા હાજર રેહવા ચાહતા હોય, તો તેમની ઇજ્જત તથા સુખાકારી લાએકની જગ્યા કરી રાખવામા આવે. પણ પોતાના શરીરની કાહેલીને લીધે, ત્યાં જવાઇ ન શકાયા સંબંધી જવાબ વાલીને, તે નામદાર તરફના નોતરાંને, મોટા ઉપકાર સહીત પાછું વાલ્યું હતું. કેહ છે, કે ક્રિયા પુરી થયા પછી, એ નામીચા એલકાબનો સોભઇતો ચાંદ, એ શેઠને ગળે ઓલવ્યો હતો. એ બાબે સતાવાર જાહેરનામુ ૨૪ મી મે ૧૮૭૨ ઇસવીએ (મહારાણીની શાલગરેહને શુભ દાહડે) બાહેર પડયાથી, આ શેઠ હવે સર કાવસજી જાંહગીર રેડીમની નાઇટ, સી. એસ. આઇ. ને એલકાબે પોહતા હતા." (મું૦ બા૦)

૧૩ :—શેઠ કાવસજી જાંહગીર રેડીમની સી. એસ. આઇ. જેવણે પોતાની પાદશાહી સખાવતથી આખા હિંન્દુસ્થાંનમા પ્રખ્યાતી મેલવી

ઘણા શેઠીઆ લોકો ત્યાં જાયે છે;
બધી જાત–પરજાત એકઠી થાયે છે;
એક દરખાસ્ત સારી મેલાયે છે, રે—સર કાવસજી–૨૩
તારી કીરતી કાયેમ રખાયે છે;
એક બાહુાવલું વેલાતથી મંગાયે છે;
કોઇ જાહેર જગોપર મેલાયે છે, રે—સર કાવસજી–૨૪
ત્યાં તુરત 'લીસ્ટ' ફરતાં થાયાં;
સહુના નામ પ્રમાણે નાણાં ભરાયાં;
એ રૂપીયા [૧૪]વીસ હજાર કેહવાયા, રે—સર કાવસજી–૨૫
તારી સખાવતની તારીફ ઘણી કેહવાયે છે;
મહારાણી વીકટોરીયા ખુશી થાયે છે;
તુને 'નાઇટહુડ'નો ખેતાબ અપાયે છે, રે—સર કાવસજી–૨૬

---

હતી, તથા છેલ્લી પા સદીમા તેવણે નાતજાતનો તફાવત રાખ્યા વગર લગભગ રૂ૦ ૧૫૦૦૦૦૦) પંદર લાખની રકમ ધરમ ખાતે આપી હતી, તેવણનું અતરેના લોકો તરફથી અહેસાંન માની, કાંઇ યાદગારી કાયમ રાખવા સારૂ આજ રોજે (એટલે તા૦ ૧૧ મી અકટોબર ૧૮૭૧) અતરેના આગેવાંન ગ્રહસ્થોની એક સભા, મજગાંમ કાસ્ટલ મધે, ઑનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ સી. એસ. આઇ. ના પ્રમુખપણા હેઠલ મલી હતી, જે વેલાએ, એ સખી શેઠનું એક બાવલું ઉભું કરવાનો ઠેડાવ થયો હતો. તે માટે ઉઘરાંણુ વગેરે બીજી સંધી ગોઠવણો કરવાને ૧૫ ઇંગ્રેજો, ૧૬ હિન્દુઓ, ૩ મુસલમાનો, ૨ પોરચ્યુગીઝો, અને ૨૫ પારસી ગ્રહસ્થોની એક કમીટી, તથા શેઠ ડોસાભાઇ ફરામજી કરાકાને સેક્રેટરી નેમી સભા બરખાસ્ત થઇ હતી. એ કમીટીએ બાવલાં માટે કરેલાં ઉઘરાણામા બધા મલી રૂ૦ ૧૮,૪૩૬)= ભરાયા હતા, જે મધે ઇંગ્રેજોના રૂ૦ ૨૧૪૫), એ મધે નામદાર ગવરનર સર સેમોર ફિટઝજેરાલડેબી રૂ૦ ૨૦૦) ભર્યા હતા. હિંન્દુઓના રૂ૦ ૪૨૭૧), મુસલમાનોના રૂ૦ ૯૮૫), યાહુધીઓના રૂ૦ ૨૦૦), પોર્ચુગીજોના રૂ૦ ૮૦), અને પારસીઓના રૂ૦ ૧૦૭૫૫)= ભરાયા હતા, વીગેરે. (પા૦ પ્ર૦)

૧૪ :—આ ગરબો જોડનારે અતરે ભુલ કીધેલી લાગે છે; કેમકે કમીટીમા ભરાયલાં નાણાની રકમ રૂ૦ ૧૦૭૫૫)= હતી, નહિ કે રૂપીઆ વીસ હજારની. (પ્ર૦)

ઇસ્વી સને અઢાર સો ‘ ને બોહુતેરમા;
તારીખ ચોવીસમી ‘ ને મે મહીનામા;
જાહેરનામુ બાહાર પડે સરકારમા, રે—સર કાવસજી–૨૭
દેશોદેશથી [૧૫]માનપત્ર ઘણા આવે છે;
સહુ મુબારકબાદી તુને આપે છે;
સુરત શેહેર, વલસાડ, નવસારીના, રે,—સર કાવસજી–૨૮
બીજા મુંબઇથી માનપત્ર મલે છે;
સને અઢાર સો ‘ ને બોહુતેર લખાયે છે;
એ માનપત્ર મોહોટું કેહુવાય છે, રે—સર કાવસજી–૨૯

---

૧૫ :—એ માનપત્ર નવસારીની અંનજુમન તેમજ ગંદેવીથી ૩૦૦) સહીનું, અને બીજાં વલસાડ તથા સુરત તરફથી આવ્યાં હતાં. એ ઉપરાંત નવસારીની કાવસજી જાંહગીર મદરેસાના હેડ–માસ્ટર (હાલમા દિવાન બહાદુર) શેઠ કેરસાસ્પજી રૂસતમજી દાદાચાંનજી એમ. એ. ઍલઍલ. બી, તથા સર્વ શિક્ષકો તથા વિદ્યાર્થીઓ તરફથી આવેલું મુબારકબાદીનું માનપત્ર તા૦ ૧૦ મી જુન ૧૮૭૨ ને દીને, ઑનરરી સેક્રેટરી શેઠ એ. કાવસજી નશરવાનજી કાંગાએ આવી હાથોહાથ સર કાવસજીને પોહચાડયું હતું.” (પા૦ પ્ર૦)

૧૬ :—સર કાવસજી રેડીમનીને મલેલા નાઇટહુડના ખેતાબની મુબારકબાદીમા મુંબઇના સઘલી વર્ણના લોકો તરફથી એક માનપત્ર આપવા, પેહલે વાધેના આસરે ૧૦૦) ગ્રહસ્થો, મેસર્સ ફારબસની કુમપનીની ઑફીસમા ભેગા થઇ, સર કાવસજીના કોટના મકાંનમા ગયા હતા. ત્યાં સર્વ બિરાજ્યા બાદ, ઑનરેબલ મી૦ જસટીસ ગીબ્સે, એક સુભાખાત ભાશણ કરી, પ્રગ્ન તરફનું માનપત્ર વાંચી સંભલાવ્યું હતું, જેનો સર કાવસજી તરફથી ડાકટર મેકેનઝીએ જવાબ વાંચી સંભલાવ્યો હતો. એ પછી સુરતની રૈયત તરફથી આવેલું માનપત્ર શેઠ દીનશાહજી માણેકજી પીટીટે વાંચ્યું હતું, જેનો જવાબ સર કાવસજી તરફથી શેઠ ડોસાભાઇ ફરામજી કરાકાએ વાંચી સંભલાવ્યો હતો, જે બાદ પોલીસના સિનીયર માજીસ્ટ્રેટ, તથા ચૅંચ–ઑફ–જસટીસના પ્રમુખ મી૦ જૉન કૉનને, સર કાવસજીની તારીફમા કેટલુંક વિવેચન કહી સંભલાવ્યા બાદ, પાન ગોલાબ લેઇ મીજલસ બરખાસ્ત થઇ હતી. (પા૦ પ્ર૦)



મરહુમ
સર કાવસજી જેહાંગીર
રેડીમની (નાઈટ).



મરહુમ શેઠ ડોસાભાઈ ફરામજી કરાકા
સી. એસ. આઈ.
(મુંબઈના પ્રેસીડંન્સી માજીસ્ટ્રેટ. આગેવાન
પારસી અખબાર અને જાહેર લેખક).



મરહુમ
શેઠ હોરમજી નવરોજજી
સકલાતવાલા.

B. A. P. works.

'"જસટીસ ગીબ્સ' ને પ્રમુખ બોલાવે છે;
'ઑનરેબલ, ફારબસ' કેહવાયે છે;
સાથે શેઠીઆઓ ઘણા જાએ છે, રે—સર કાવસજી–૩૦
બધી મીજલસ ખુશાલી બતાવે છે;
શેઠને માનપતર એક અપાવે છે;
ફુલ, તુરાને, ગુલાબ સહુ છંટાયે છે, રે—સર કાવસજી–૩૧

* * *

કંઇએક ધરમ તમે કીધા ઘણા;
આસરે રૂપીઆ પંદર લાખના;
બધી હિન્દુસ્થાંન 'ને વલી વેલાતમા, રે—સર કાવસજી–૩૨
વલી બીજા ધરમ તમે કીધા કેવા;
કોઇ જાહેર 'ને કોઇ ગુપત એવા;
તમે પનોતા પુત છેઓ ધરમીના, રે—સર કાવસજી–૩૩
ઇસવી સને અઢાર સો ઇઠોતેરમા;
તારીખ ઓગનીસમી જુલાઈ માસમા;
સહવારે કલાક છના અંમલમા, રે—સર કાવસજી–૩૪
તુને સરસતમુ કંઈ વરસ છે;
એ શુકરવારનો દાહડો તુને નરસ છે;
તું બેહસ્ત મુકાંમ પામે છે, રે—સર કાવસજી–૩૫
તારાં મરણની વાત બધે થાયે છે;
પુના, સુરત, નવસારી ફેલાયે છે;
આખી હિન્દુસ્થાન, વેલાત, દલગીર થાયે છે, રે—સર કાવસજી–૩૬
તારા ઉઠમણામા 'ફંડ' ભરાયે છે;
સાઠ હજાર 'ને છ સો કેહવાયે છે;
તે જરથોશ્તી ધરમમા નખાયે છે, રે—સર કાવસજી–૩૭
તારા ઉઠમણામા અંનજુમન મલે છે;
ત્યાં પેસુતન દસતુર કંઇ બોલે છે;
તારૂં આફ્રીંગાંનમા નામ લેવરાવે છે, રે—સર કાવસજી–૩૮
ઇસ્વી સને અઢાર સો ઇઠોતેરમા;
તારીખ પચીસમી જુલાઇ માસમા;
એ ગરબો જોડે સોરાબજી મુંબઇમા, રે—સર કાવસજી–૩૯

---

## શેઠ [1]નશરવાનજી રતનજી તાતાની કિરતી, તથા શેઠ [2]દીનશાજી માણેકજી પીટીટે શ્રી નવસારીમા નવી સગડી બંધાવી તે વિશે.

જનમ :—ઇ૦ સ૦ ૧૮૨૨. રોજ ૧૮, માહ ૪, (શે૦)

મરણ :—(નવસારીમા) તા૦ ૨૯ જાનેવારી ઇ૦ સ૦ ૧૮૮૬. રોજ ૧૪, માહ ૫, (શે૦) ૧૨૫૫ (ય૦)

શેઠ નશરવાંનજી રતનજી, તાતાના કેહવાયરે;
નવસારી કસબે, ખુરશેદ વાડીથી, દસતુર વાડ દેખાયરે;
નશરવાનજી તાતાનો જનમ થયો, નવસારી કસબે કેહવાય;
જુગ જીવોરે રતનજીના પુત, હરી જુગ જીવોરે—૧
ઇંગ્રેજી સને અઢાર સો કહીયે, ઉપર બાવીસના સાલરે;
તીર મહિનો 'ને રસના રોજે, નશરવાંનજીનો જનમ થાયરે,
માએ કુંવરબાઇની કુખે અવતરીયો, સ-નિવરીયો તું પુત
જીવો જીવોરે નશરવાંનજી શેઠ, હરી જુગ જીવોરે—૨
બચપણમે તમે લીધી કેળવણી, કાબેલ હુશીયાર ગણાયરે;
નવસારી કસબે, ચૌટું કહીયે, નાણાવટ ત્યાં દેખાયરે;
ગોકલ કરસનદાસ નાણાવટીની, દુકાનપર રેહવાય,
જુગ જીવોરે રતનજીના પુત, હરી જુગ જીવોરે—૩
નાણાવટીની દુકાંને રેહા, નાણા તેના પરખાયરે;
લખવે વાંચવે માહીતગાર થયા, તે દુકાંને કેહવાયરે;
કેટલાં વરસ માસ રેહ્યાં ત્યાં, હાંસલ નહી કંઇ થાય,
જીવો જીવોરે રતનજીના પુત, હરી જુગ જીવોરે—૪

---

૧ :—શેઠ નશરવાંનજી રતનજી તાતા, તે મરહુમ શેઠ જમશેદજી તાતાના પીતા, જેવણે વિદ્યા હુંનર, અને ઉદ્યોગ પાછલ લાખોની ગંજાવર સખાવત કરી, આ હિન્દુસ્થાંન દેશની સર્વે કોમને લાભ કરી આપ્યો છે. મરહુમ નશરવાનજી તાતાનો જનમ ઇ૦ સ૦ ૧૮૨૨ મા તીર મહીનો, ને રસના રોજે થયો હતો. (પ્ર૦)

૨ :—શેઠ દીનશાહ માણેકજી પીટીટ. પાછલથી એવણ સર નાઇટ, બારોનેટ બન્યા હતા, અને જેવણે પોતાની કોમને માટે કરેલી સખાવત, લાખોના આંકડાથી ગણાઇ છે. (પ્ર૦)

અઢાર વરસની ઉંમર થઇ ત્યારે, ગુજરાંનની ફરજ થાયરે;
મુંબઇમા [૩]ખરશેદજી કાવસજીનુ ગામડું, ગોરગામ કેહવાયરે;
બાવા રતનજી ગોરગાંમ રહેલા, ત્યાં વાસો તાહરો થાય,
જુગ જીવોરે રતજીના પુત, નશરવાંનજી તાતાના—૫
ગોરગાંમમા તમે આવી રેહ્યા, બાપ સાથે મેલાપ થાયરે;
બચપણુમે તમે કીધી મુસાફરી, ગોરગાંમ ચેન નહી થાયરે;
બીજી ઓલખાણ સારી મલી, મુંબઇ રેહવાની તક થાય,
જીવો જીવોરે નશરવાનજી શેઠ, હરી જુગ જીવોરે—૬
[૪]દાજીભાઇ મેહલ્લા કરીને કેહવાય, સકલાતવાલા ઓલખાયરે;
તેવણુના ઘેરમા આવીને રેહ્યા, ગુજરાંન પુરતું થાયરે;

---

૩ :—એ ખરશેદજી કાવસજી, કોઇજ નહી, પણ મશહુર બનાજી કુટુંબવાલા શેઠ કાવસજી બેહરાંમજી બનાજીના જેઠ્ઠા દીકરા હતા, જેવણુ શેઠ ફરામજી પેસતનજી પાટક, અને મનચેરજી ફરામજી કામાજી સાથ ભાગમા, ખરશેદજી કાવસજીની કુંપનીને નામે, ચીન તથા ઇંગલંન્ડ સાથ મોટો વેપાર ચલાવતા હતા. ઇ૦ સ૦ ૧૮૩૦ મા જાસટી માહેલાં, માજાસ, *ગોરગાંમ, પારડી, પોઇસર. મોઘરા, વોશીરવા અને બાંનડોલી નામના સાત ગાંમો સરકાર પાસથી પ્રથમ શોકે, અને તે બાદ વેચાંણ કરી લીધાં હતાં. (પા૦ પ્ર૦)

* એવું માલમ પડે છે, કે મરહુમ શેઠ નશરવાનજી તાતાના પીતા શેઠ રતનજી, મજકુર બનાજીની માલેકીવાલાં ગોરગાંમ ગાંમમા, તેવણુને ત્યાં નોકરીએ રેહલા હતા, અને ત્યાં શેઠ નશરવાનજી, પોતાના બાવાની પાસે ગોરગાંમ જઇ રેહ્યા હતા. (પ્ર૦)

૪:—'દાજી મેહલ્લા.' તે દોરાબજી જમશેદજી સકલાતવાલા. એવન સાધારણ રીતે 'દાજી મેહલ્લા' ના નામથી તે વખતે ઓલખાતા હતા. એવણે ઇ૦ સ૦ ૧૮૧૬ મા પોતાના જનમ વતન નવસારીથી મુંબઇ આવી, બજાર ગેટના નાકા ઉપર, ઉનના બનાવેલા ખેસો, તથા સકલાત વેચવાની એક દુકાંન, શેઠો હોરમજી બહમનજી વાડીઆ અને માધવદાસ રણછોડદાસના આસરા હેઠલ ઉઘાડી હતી. ઇ૦ સ૦ ૧૮૩૦ મા ઇંગ્લંન્ડનો રાજા ચોથો જ્યૅાર્જ મરણ પામ્યો, તે વેલાએ અતરેના સરકારી અમલદારોને શોક પાલવાનો હોકમ થયાથી, કાલી સકલાતનો મોટો ખપ એકાએક નિકલી આવ્યો, અને તેમા એવણુને મોટો નફો થયો હતો. શેઠ નશરવાનજી તાતા, એ 'દાજી મેહલ્લા' ને ત્યાં આવી રેહ્યા હતા. (પા૦ પ્ર૦)

ટુંક મુસારે રેહ્યા તમે ત્યાં, દુકાંન પર બેસાય,
જુગ જીવોરે રતનજીના પુત, નશરવાનજી તાતાના—૭
કેટલાંએક વરસ તક રેહા તમે ત્યાં, માહીતગાર થોડા થાયરે;
નવસારીમે આવ–જાવ કરે, ઇંગ્રેજી બેતાલીસના સાલરે;
આસતે–આસતે માહીત તમે થયા, બીજી ઓલખાણો થાય,
જીવો જીવોરે નશરવાનજી શેઠ, હરી જુગ જીવોરે—૮
દાજીભાઇ મેહલ્લાની દુકાંનની સાંમે, બીજી ઓલખાણો થાયરે;
ઉત્તમચંદ નારાયણદાસ તે છાપરીઓ કેહવાયરે;
વધુ પગારે તમે રેહ્યા, તેની પેહડી ઉપર કેહવાય,
જુગ જીવોરે રતનજીના પુત, નશરવાનજી તાતાના—૯
[5]શાપુરજી દોરાબજી સકલાતવાલા, તેસે ઓલખાંણ થાયરે;
શેઠ માધવદાસ વાણીઓ કેહીએ, ત્યાં આવ-જાવ ઘણી થાયરે;
ઉક્કા નાહનજી ભાઠીઓ કેહીએ, તે સાથે સામેલ થાય,
જીવો જીવોરે નશરવાંનજી શેઠ, હરી જુગ જીવોરે–૧૦
કલીયાનજી શીવજી, મોહનદાસના કીલાભાઇ કેહવાયરે;
[6]અરદેશર ચીનાઇ, શેઠ નશરવાંનજી, એ બધા ભાગીઆ ગણાયરે;
'કેમેસરીખાતું' તમે રાખીયું, ચારે ભાગીઆ કેહવાય,
જુગ જીવોરે રતનજીના પુત, નશરવાનજી તાતાના–૧૧
આસતે–આસતે કારભાર વધીયો, માહીતગાર પુરા થાયરે;
ઇંગ્રેજી સને અઢાર સો કેહીયે, ઉપર સતાવન લેખાયરે;
આખુ શેહેરની લડાઇ જાગી, 'કેમેસરીખાતું' લેઈ જાય,
જીવો જીવોરે નશરવાંનજી શેઠ, હરી જુગ જીવોરે–૧૨

---

૫ :—દોરાબજી જમશેદજી સકલાતવાલા લકબે 'દાજી મેહલ્લાના' દીકરા શાપુરજી દોરાબજી સકલાતવાલા. (પા૦ પ્ર૦)

૬ :—એવણનું આખું નામ શેઠ અરદેશર એદલજી ચીનાઇ હતું. ઇ૦ સ૦ ૧૮૫૭ મા શેઠ નશરવાનજી રતનજી તાતા સાથે એવણે સરકારી 'બોટ કંત્રાકટ' લીધું હતું, અને ઉત્તર તથા દક્ષીણના બારાંઓ, કચ્છ, કરાંચી, એડન, જંગબાર વગેરે મથકો ખાતે દેશી બારકસો મારફતે માલ મોકલતા હતા. વીગેરે." (પા૦ પ્ર૦)

આબુ શેહેરની લડાઇ ફતેહ થઇ, દીલ્લીમા બલવો થાયરે;
'કેમેસરીખાતાનો' ખરચ પુરો પાડીયો, પાંચ પૈસા દેખાયરે;
મુંબઇ આવી માએજીને મલીયા, કુંવરબાઇથી આશીર-
વાદ અપાય,
જુગ જીવોરે રતનજીના પુત, નશરવાંનજી તાતાના-૧૩
નવસારીમે આવ-જાવ કરે, પાછા મુંબઇ અવાયરે;
એવી રીતે આવ-જાવ કીધી, ઓલખાંણો ભારી થાયરે;
ટુંક પુંજીએ વેપાર શરૂ કીધો, દેશાવર ખાતેનો કેહવાયં,
જીવો જીવોરે નશરવાંનજી શેઠ, હરી જુગ જીવોરે-૧૪
અકલ દોડાવી વેપાર કીધો, નાંણુ જમાવ થાયરે;
એબીસીનીઆની લડાઇ જાગી, ત્યાં 'કેમસરીખાતું' લઇ જાયરે;
પાંચ પઇસા તમે સારા મેલવીયા, ઇંગ્રેજી રાજમા કેહવાય,
જુગ જીવોરે રતનજીના પુત, નશરવાનજી તાતાના-૧૫
દેશાવરનો વેપાર ચલાવીયો, ચીનની સફર થાયરે;
એવી રીતે વેપાર કીધો, 'મરચંન્ટ' મોટો કેહવાયરે;
લાગલગાવત, ભલમનસાઇ સારી, આજે શેઠીઆઓમા ગણાય,
જીવો જીવોરે નશરવાનજી શેઠ, હરી જુગ જીવોરે-૧૬
રાજરજવાડાની મેહરબાંની સારી, ગાયેકવાડ રાજા કેહવાયરે;
જમીન, વજીફા, 'ને જગા તુને મલી, નવસારી કસબે દેખાયરે;
નશરવાનજી શેઠે નામ કાહાડીયું, બાપ-બપાવાનું વખણાય,
જુગ જીવોરે રતનજીના પુત, નશરવાનજી તાતાના-૧૭
નશરવાંનજીએ વીચાર કીધો, ધરમનું કાંમ એક થાયરે;
લાખ રૂપીઓ ધરમનો કાહાડીયો, તેમાથી ખરચ ગણાયરે;
દખમું બંધાવી ખરચ કરવો, અંનજુમનને નામે અપાય,
જીવો જીવોરે નશરવાનજી શેઠ, હરી જુગ જીવોરે-૧૮
દસતુર, દાવર, દેસાઇજીને પુછ્યાં, તેવણુની મસલત લેવાયરે;
તાણો પુરવાનો વીચાર છે મારો, દખમુ એક બંધાયરે;
આમીન! આમીન! બોલ્યા દસતુરજી, ધરમના કાંમો થવાય,
જુગ જીવોરે રતનજીના પુત, નશરવાનજી તાતાના-૧૯

ઇંગ્રેજી સને અઢાર સોને કેહીયે, ઉપર સીતોતેર લખાયરે;
મેહેર મહીનો ' ને બેહરાંમ રોજે, નવસારી [7]તાણો પુરાયરે;
ગર-ગાંમડેથી લોક ઘણું આવે, ખુરશેદ વાડીમા જાય,
જીવો જીવોરે નશરવાંનજી શેઠ, હરી જુગ જીવોરે-૨૦

રલીઆમણો જાણે વેહવાર લાગે, દસ હજાર માનસ થાયરે;
લોકોની કંઇ આવ-જાવ થાઇ, આખું વરસ કેહવાયરે;
જાત-પરજાત જોવા આવી, હજાર લાખો ગણાયરે;
જુગ જીવોરે રતનજીના પુત, નશરવાનજી તાતાના-૨૧

નશરવાંનજી ચાંદાભાઇ ઇજનેર આવે, પાયો મજબુત નખાયરે;
ચોમાસાનુ પાણી પાવો, પાયો મજબુત થાયરે;
ચોમાસાની વાર સહુએ જોઈ, વરસાદ નહી કેથો થાય,
જુગ જીવોરે રતનજીના પુત, રતનજી તાતાના-૨૨

ફરાંમજી ગજદરના તે મેહતામા લેખાયરે;
મજુર બેગારીનો પગાર ચુકવે, શેઠ પાસે આંકરો જાયરે;
ભલી તાકીદે દખમુ બંધાવ્યું, વરસમે પુરૂં થાય,
જીવો જીવોરે નશરવાનજી શેઠ, હરી જુગ જીવોરે-૨૩

* * *

૭ :—શેઠ નશરવાંનજી તાતાએ બંધાવેલાં એ દખમાનો તાંણો પુરવાની ક્રિઆ, રોજ ૨૦ મો બેહરામ યઝદ, અને માહ ૬ ઠો શેહેરેવર (શે૦) ૧૨૪૬, ઇ૦ સ૦ ૧૮૭૭ ના મારચ માસની તારીખ ૮ મી ને દીને થઇ હતી. એ ક્રિઆ નવસારીના વડા દસતુર દારાબજી માહીઆરજી મેહરજીરાણાના ઉપરીપણા હેઠલ થઇ હતી. એ વેળાએ મુંબઇ તથા ગુજરાતથી પુશકલ પારસીઓ પોતાના કુટુંબ સાથે એ ક્રિઆ જોવાને ગયાં હતાં; જેમની સંખ્યા આસરે દસ હજારની હતી. એ લોકના ઉતારા તથા ગાડીઓ વગેરેની સઘલી ગોઠવણો, શેઠ નશરવાંનજી તાતા તરફથી સારી પ્રકારે કરવામાં આવી હતી. (પા૦ પ્ર૦)

૮ :—નવસારીમા આ દોખમુ જ્યારે બંધાતું હતું, અને જ્યારે તે લગભગ પુરૂં થવા આવ્યું હતું, ત્યારે તે જોવાને વડોદરાના મહારાજા સીહાજીરાવ ગાયકવાડ, તથા માહરાણી જમનાબાઇ પોતાના બધા રેસાલા સાથે, તારીખ ૬ ઠી ડીસેમબર ૧૮૭૭ ને દીને ગયાં હતાં. (પા૦ પ્ર૦)

જમશેદજી તાતા, [9]હોરમસજી નવરોજજી, સકલાતવાલા કેહવાયરે;
બેહુ સાહેબે મેનીજ કીધી, 'ગવંડર' સાહેબની કેહવાયરે;
[10]'ગવંડર'ની આગમજ ખટપટ કીધી, બે-ચાર દીવસ ગણાય,
જુગ જીવોરે નશરવાનજીના પુત, જમશેદજી તાતાના–૨૪

૯ :—એવણ મુંબઇની પારસી મેટ્રીમોનિયલ કોર્ટના એક ડેલીગેટ, અને કેટલીક મીલ કંમપનીના ડીરેકટર હતા. એવણ પારસી કોમને લગતા જાહેર સવાલોમાં મોટો ભાગ લેતા હતા. એવણના દીકરા શેઠ બાપુજીના દીકરા, ભાઇ નવરોજજી, આજે તાતા સન્સ કું૦ મા એક ભાગીદાર છે. (પા૦ પ્ર૦ અને પ્ર૮)

૧૦ :—શેઠ નશરવાંનજી તાતાએ નવસારીમા બંધાવેલું ઉપલું નવું દખમુ નજરે જોવાને મુંબઇનો તે વખતનો (૧૮૭૮ નો) ગવરનર સર રીચર્ડ ટેંમ્પલ, તારીખ ૪ થી મારચ ૧૮૭૮ ને દીને, એક ખાસ ટ્રેનમા સવાર થઇ નવસારી ગયો હતો. તે નામદાર સહવારના ૭ કલાકે નવસારી સ્ટેશન ઉપર પોહોંચતાં, તેને ઘણો સારો આવકાર મલ્યો હતો. લુનસી કુઇ સામે દસતુરજીની વાડીના બંગલામા, તે નામદારને ઉતારો આપવામા આવ્યો હતો, જ્યાંથી સહવારના આઠ વાગે ઘોડા ઉપર બેસી, તે દોખમુ જોવા ગયો હતો. દોખમા અંદર દાખલ થઇ, તે નામદારે બધું બારીકીથી જોઇ, ત્યાં હાજર થાયલા દસતુર હોસંગજી જામાસ્પજી જામાસ્પઆસાના, ઑનરેબલ ડોસાભાઇ ફરામજી કરાકા; સી૦ એસ૦ આઇ૦, તથા દોખમાનો પલાન કરનાર ઇજનેર શેઠ નશરવાનજી ચાંદાભાઇથી બધી પુછપરછ કીધી હતી. વીગેરે. (પા૦ પ્ર૦)

સાંજના નામદાર ગવરનરના ઉતારાના બંગલામા એક મોટો મેલાવડો થયો હતો, જ્યાં નવસારીના જરથોસ્તીઓ તરફથી, ગવરનર સાહેબને આવકાર આપનારૂં એક માનપત્ર એમ૦ ફરદુનજી માણેકજી કાંગા બી૦ એ૦ એ વાંચી સંભલાવ્યું હતું, જેનો ગવરનરે લંબાણથી જવાબ આપી, પારસીઓની અસલી જાહોજલાલી, કીઆનિયાંન ઑલાદ વિગેરેના લંબાણથી ઇશારા કરી, પોતાના વડવાઓની માફક ખેતીવાડી કરવા, તથા સાચવટ અને નિતીથી ચાલવાના બોધ દીધા હતા. રાતના મેલ ટ્રેનમા તે નામદાર પાછા મુંબઇ આવવા ઉપડયા હતા. (પા૦ પ્ર૦)

નામદાર ગવરનરની નવસારીની પધરામણીની યાદગારી માટે શેઠ નશરવાંનજી તાતાએ, ત્યાંની 'સર કાવસજી જાંહગીર મદરેસાના ફંડમા

શું શું લાવવું, શું મંગાવવું, તેની ગોઠવણ થાયરે;
એવી રીતે 'મેનીજ' કરવી, 'ગવંડર'ની કેહવારે;
હોરમજી નવરોજી સકલાતવાલાથી, તાકીદે કાંમો લેવાય,
જીવો જીવોરે નશવાનજી શેઠ, હરી જુગ જીવોરે—૨૫
'ગવંડર' સાહેબ આવે તે આગમજ, તાકીદે કાંમો થાયરે;
બંગલો સંગારી, વાવટા તોરણ બાંધી, ગવંડરનું નામ લખાયરે;
'સર રીચર્ડ ટેમ્પલ' ગવંડરનું નાંમ વંચાય,
જુગ જીવોરે નશરવાનજી પુત, જમશેદજી તાતાના—૨૬
મોટા મોટા તંબુ ચાર નાખીયા, ગવંડરનો રીસાલો સમાયરે;
આંબાના ઝાડપર ફાંનસો ટાંગીયાં, ચીનાઇ ડબ્બા દેખાયરે;
આરકાં મારીને રોશનાઇ કીધી, ગલાસ તંબ્લરની જોવાય,
હરી જુગ જીવોરે—૨૭
એવી રીતે મેનીજ ઘણી કીધી, બેહુ સાહેબે કેહવાયરે;
હોરમજી નવરોજી સકલાતવાલાની, તારીફ જબરી થાયરે;
બાગ બનાવીયો જબરો સુંદર, રચના સારી દેખાય,
હરી જુગ જીવોરે—૨૮
ઈંગ્રેજી સને અઢાર સો કહીયે, ઉપર ઇઠોતેર લખાયરે;
મારચ મહીનો, સોમવાર પડીયો, તારીખ ચોઠી નોધાયરે;
મુંબઇનો 'ગવંડર' દખમુ જોવા ચાલીયો, નવસારી કસબેનું કેહવાય,
જીવો જીવોરે નશરવાંનજી શેઠ, હરી જુગ જીવોરે—૨૯
'ઇસ્ટેશન' પર તેને લેવા ગીયા, શેઠીઆઓ, સુબો, કેહવાયરે;
ડોસાભાઇ કરાકાએ ઓલખાણો કરાવી, નવસારીનો સુબો ઓલખાયરે;
તાતાની ગાડીમા 'ગવંડર' બેઠો, દસતુરજીને બંગલે જાય,
જુગ જીવોરે નશરવાનજીના પુત, હરી જુગ જીવોરે—૩૦

---

રૂ૦ ૧૦૦૦) ની સરકારી નોટ, તેના વ્યાજમાથી એ મદરેસાનો જે વિદ્યારથી દર સાલ મુંબઇની યુનીવરસિટીની મેટ્રીકયુલેશનની પરીક્ષામા સર્વથી વધારે માર્ક મેલવે, તેને સર રીચર્ડ ટેમ્પલના નામનું એક ઇનામ આપવા માટે આપી હતી. (પા૦ પ્ર૦)

દસતુર દારાબજી માહીયાર કેહીયે, તેને બંગલે ઉતારો થાયરે;
ગવંડર સાહેબ સુતે સપને આવીયો, નવસારી અજબ થાયરે;
તમાશગીર લોકોની ભીડ ઘણી થઈ, હુરેરેના પુકારો થાય,
હરી જુગ જીવોરે-૩૧
ગવંડર સાહેબ દખમું જોવા ચાલીયો, શેઠીઆઓ આંમેલ થાયરે;
દસતુર હોસંગજી જામાસ્પના કેહીયે, ગવંડરસે વાતચીત થાયરે;
ઉસતાદજી પારસી ફોટોગરાફ લીયે, મેલાવડા સુધાં દેખાય,
હરી જુગ જીવોરે-૩૨
દખમુ જોઈને 'ગવંડર' ઉતરે, [11]સગડી જોવા જાયરે;
ગવંડર સાહેબ ખુશી થયો બહુ, ત્યાંથી રવાને થાયરે;
ઘોડાની ઉપર 'ગવંડર' બેઠો, ખુરશેદ વાડી જોવા જાય,
જીવો જીવોરે નશરવાનજી શેઠ, હરી જુગ જીવોરે-૩૩
ટોપી ઉતારી સલાંમ કરે સહુંને, રૈયતને માન અપાયરે;
ખુરશેદ વાડીમા ફરીયો ગવંડર, પારસી બાંનુઓ જોવા જાયરે;
ખુરશેદ વાડીની રચના જોઇ, ત્યાંથી રવાના થાય,
જુગ જીવોરે નશરવાંનજીના પુત, હરી જુગ જીવોરે-૩૪
નમતા પોહોરનો વખત થાયો, તણ કલાકનો કેહવાયરે;
નવસારીની અંનજુમન ચાલી, અંધીઆરૂ, મોબેદો જાયરે;

---

૧૧ :—નવસારીના દોખમાઓની સામે, શેઠ દીનશાજી માણકજી પીટીટે (પેહલા સર દીનાશાહ માણેકજી પીટીટે) પોતાના માતાજી મરહુમ બાઇ હમાબાઇની યાદગારીમા એક સગડી બંધાવી, એજ દીવસે (તા૦ ૫ મી મારચ ૧૮૭૮ એ) ઇજાવી, ખુલ્લી મુકી હતી. * * * એ સગડીની મરામત, તથા તેમા આતશ અને ચેરાગ રોશન રાખવા માટે રૂ૦ ૩૦૦૦) ની સરકારી નોટ, નવસારીના ફંડોના ટ્રસ્ટીઓને સ્વાધીન કરવાને જણાવ્યું હતું. એ બાદ નવસારીની અનજુમન તરફથી શેઠ દીનશાજીને આપવાનું માનપત્તર, દસતુર હોસંગજી જામાસ્પજીના સાહેબજાદા એમ૦ ફીરોઝ દસતુર હોસંગ જામાસ્પઆસાના એમ૦ એ૦ એ, વાંચી સંભલાવ્યું, જે એક શાલ સાથે ઇનાયત કીધા બાદ, તેમને બીજાઓ તરફથી શાલ ઓઢાડવામાં આવી હતી. (પા૦ પ્ર૦)

ઇસકોલની છોકરી–છોકરાઓ આવીયાં, નવસારી કસબે-
ના કેહવાય,
જુગ જીવોરે નશરવાનજીના પુત, હરી જુગ જીવોરે–૩૫
તણ–ચાર હજાર માનસ એકઠાં થાયાં, આંબાવાડી
આગલ કેહવાયરે,
મોટા દસતુરે માનપત્તર આપીયાં, પારસી તરફના વંચાયરે;
ફરદુનજી માસતરે વાંચી સંભલાવીયાં, ગવંડર સાહેબને
કેહવાય,
જીવો જીવોરે નશરવાનજીના પુત, હરી જુગ જીવોરે–૩૬
ગવંડર સાહેબ જવાબ વાલીયો, પારસી લોકને કેહવાયરે;
પારસી લોકો તમે ખેતી–વાડી કરો, સુરા સીપાહો થાયરે;
દસતુર દારાબજીએ હાર પેહરાવીયો, રેસાલાને ફુલપાંન
અપાય,
જીવો જીવોરે નશરવાનજીના પુત, હરી જુગ જીવોરે–૩૭
સમી સાંજનો વખત થાયો, થાણામે કચેરી ભરાયરે;
નામદાર સુબાએ ડીજન કીધાં, ગવંડર સાહેબ ત્યાં જાયરે;
ગવંડર સાહેબને ખાણી–પીણી આપી, શેઠનો ખરચ અંકાય,
હરીં જુગ જીવોરે–૩૮
ફુલનો હાર સુબાએ પેહરાવીયો, બીજાને ફુલપાન અપાયરે;
જલાલપોરનુ થાંણુ જોવા ગીયા, ગવંડર સાહેબ કેહવાયરે;
શાદી–રાંમસની જેવું સહું લાગે, ચૌટામે રોશની થાય,
હરી જુગ જીવોરે–૩૯
ગવંડર સાહેબ ગાડીમા બેઠા, તાતાનો બંગલો જોવા જાયરે;
તમાશગીરોની ભીડ ઘણી થઇ, પારસી બાંનુની ઠઠ થાયરે;
કોઇ મુગાં બેસે, કોઈ પુકારે, કોઇથી હુરેરે બોલાય,
હરી જુગ જીવોરે–૪૦
ગવંડર સાહેબ થયો રવાના, રાતની ગાડીમા કેહવાયરે;
રાતના આયો, ’ને રાતના ગીયો, બે રાત મુસાફરી થાયરે;
ત્રીજીએ નીકલી, ચોઠીએ ગીયો, પાંચમીએ મુંબઇ પુગાય,
જીવો જીવોરે નશરવાનજી શેઠ, હરી જુગ જીવોરે–૪૧

**શેઠ દીનશાહ માણેકજી પીટીટે સગડી બંધાવી તે વિશે.**

દીનશા માણેકજી પીટીટ કેહીયે, સગડી નવી બંધાયરે;
[૧૨]કાવસજી સોરાબજી ભેદવાર, તે તાંહાનાં આગેવાન થાયરે,
પેસતનજી એદલજી મીસતરી, ભાગીયામે ગણાય,
જુગ જીવોરે દીનશાજી શેઠ, હરી જુગ જીવોરે—૧
મીસતરીએ માનસો લગાડીયાં, કાંમ તાકીદે થાયરે;
મેહેર મહીનો, અસ્પંદાદ રોજે, સગડીનો પાયો નખાયરે;
[૧૩]સને અઢાર સો સીતોતેર કેહીયે, મારચ માસ લખાય,
જીવો જીવોરે દીનશાજી શેઠ, હરી જુગ જીવોરે—૨

દીનશાજી શેઠે સગડી બંધાવી, લંબાઇ—પોહરાઇ કેહવાયરે,
સગડીની લંબાઇ ૪૩) ફુટની, પોહરાઇ ૫૧) ગણાયરે;
એ સગડીની ઉંચાઇ જોઇ ૧૫) ફુટની દેખાય,
જીવો જીવોરે દીનશાજી શેઠ, હરી જુગ જીવોરે—૩
બે ભાગ સગડીના કીધા, બેહુ બરાબર દેખાયરે;
એક ભાગમા બંદગી કરવા, સહુની બેઠક થાયરે;
બીજા ભાગમા આતશ રોશન, જાહુકના રખાય,
જીવો જીવોરે દીનશાજી શેઠ, હરી જુગ જીવોરે—૪

હુમાબાઇજી જીજીભાઇ તે, મુગાના કેહવાયરે;
તેવણુના પુનમા સગડી બાંધી, નવસારી અંજુમનને અપાયરે;
રોજ ૧૭ મો સરોશ યઝદ, માહ ૬ ઠ્ઠો સેહરેવર ગણાય,
જીવો જીવોરે દીનશાજી શેઠ, હરી જુગ જીવોરે—૫

---

૧૨ :—એ કાવસજી સોરાબજી ભેદવારે, નવસારી મધે જરથોસ્તીઓને માટે સર અવસરે વાપડવાને, તથા પારસી મુસાફરોના ઉતારાને માટે એક ધરમશાલા બંધાવી, અને તે ધરમશાલાનું નામ પોતાના બાવા સોરાબજી પાલનજી ભેદવારના નામ ઉપરથી, 'સોરાબ બાગ' કરી રાખ્યું હતું. (પા૦ પ્ર૦)

૧૩ :—મજકુર સગડીનો પાયો ઇ૦ સ૦ ૧૮૭૭ મા નખાયો હતો, અને તે એક વરશ બાદ ઇ૦ સ૦ ૧૮૭૮ મા તૈયાર થવે, વપરાસ માટે ખુલ્લી મુકાઇ હતી. (પા૦ પ્ર૦)

શેહનશાહી માહ સાતમો કેહીયે, મેહેર મહીનો લેખાયરે;
કદમી સને બાર સો સુડતાલીસ, યઝદેઝરદી વંચાયરે;
સવંત ઓગનીસ સો ચોતરીસના, ફાગનની એકમ ગણાય,
જીવો જીવોરે દીનશાહજી શેઠ, હરી જુગ જીવોરે—૬
સાત હજાર માનસ ભેગાં થાયાં, સગડી આગલ દેખાયરે;
નવસારી કસબેની મલી અંજુમન, માનપત્તર શેઠને અપાયરે;
દસતુર [14]પીરોશાહ હોસંગજી વાંચે, સુનેરી હરફો જણાય,
જીવો જીવોરે દીનશાજી શેઠ, હરી જુગ જીવોરે—૭
દીનશાજી શેઠે રૂપીઆ કાહાડીયા, જુદા તણ હજાર બોલાયરે;
એ રૂપીઆના વ્યાજમાથી, સગડીનો ખરચ થાયરે;
દીનશાજી શેઠને શીયાલ ઓઢાડી, પાંચ પાંચ ગણાય;
જીવો જીવોરે દીનશાજી શેઠ, હરી જુગ જીવોરે—૮
દસતુર, દાવર, દેસાઇજીઓ બેઠા, તેઓને વેહેંચાણ થાયરે;
દીનશાજીએ વેહેચાંણો કીધાં, રોકડા પોહોલીઆં અપાયરે;
નામ પ્રમાણે થયાં વેહેચાંણો, કોઇને શાલ પેહરાય,
જુગ જીવોરે દીનશાજી શેઠ, પીટીટના ખાંનદાંનો—૯

* * *

પારસી સોરાબજી હોરમજી કહે, મુંબઇનો રેહનારરે;
તમાશાની દુકાંન લાયો, રલીઆમણો દીઠો તેહવારરે;
સોરાબજીએ ગરબો જોડીયો, નવસારીના ખાધા ગહમબાર,
જીવો જીવોરે દીનશાજી શેઠ, હરી જુગ જીવોરે-૧૦
ઇંગ્રેજી સને અઢાર સો કેહીયે, ઉપર ઇઠોતેર કેહવાયરે;
તારીખ પંદરમી મારચ મહીને, આએ ગરબો લખાયરે;
જગ લોકે જોઇ જુગતીઓ ગાઈ, પેહલ્લે નવસારી ગાય,
જીવો જીવોરે દીનશાજી શેઠ પીટીટના ખાંનદાંનો-૧૧

---

૧૪:—પીરોશાહ હોસંગજી, તે શેઠ ફીરોઝ દસતુર હોસંગ જામાસ્પ-આસાના એમ૦ એ૦, પાછલથી મુંબઇના બીજા માજીસ્ટ્રેટ. (પ્ર૦)



## મરહુમ શેઠ [1]રૂસતમજી જમશેદજી જીજીભાઇ (બાટલીવાલા) ની કિર્તી. (ઉરદુ જબાંનમા.)

જનમ :—રોજ ૨૨, માહ ૪, (શે૦). ૧૧૯૩ (ય૦). ઇ૦ સ૦ ૧૮૨૪.
મરણ :—તારીખ ૧૩ મી એપ્રેલ, ઇ૦ સ૦ ૧૮૭૨. રોજ ૨૫, માહ ૭, (શે૦) ૧૨૪૧ (ય૦).
ઉમર વરશ ૪૯.

રૂસતમજી જમશેદજી જીજીભાઈ શેઠ બંમ્બઇ વાલે,
પરદુખ ભંજન—દયાલુ બડે સુનો ઉનકા હાલે.
કદીમસે વોહ રેહનેવાલે થે કસબે નવસારીકે,
જાત પારસી—હુવે પયેદા વોહ કીસમત ભારીકે.
આએ શેહર બંમ્બઇકે અંદર કીયે કાંમ સરદારીકે,
બયાં કરૂં ક્યા—ઉનોકી અકલ હોશ હુશીયારીકે.
(શએર) થી મદદ ઉનપર હમીશાં દાદગર દાદારકી,
રોશની કીસમતસે મીસલ ચાંદકે અનવારકી.
યાદથી હીકમત ઉનોકો કુલ બનજ બયેપારકી,
ખ્વાસ લોંડી હો રહી દોલત ઉનોંકે દવારકી.
રાહે ખુદા પર બહોત લુટાયા[2]થા પાસકા ધન માલે,
પરદુ:ખભંજન—દયાલુ બડે સુનો ઉનકા હાલે—૧

---

૧ :—સર જમશેદજી જીજીભાઈ બારોનેટ (૧ લા) ના *બીજા દીકરા.

* વંઉશાવલીની ટીપ તપાસતાં માલમ પડે છે, કે શેઠ રૂસતમજી, પેહલા સર જ૦ જી૦ ના છઠ્ઠા ફરજંન્દ કેહવાવા જોઇયે, પણ એવણના જનમની આગમજ એવણના કેટલાક બાઇઓ, નાહની ઉંમરમા ગુજરી ગયલા હોવાને લીધે, હઇયાત રહેલાં ફરજંન્દોમાં એવણ બીજા ગણાયા હતા. (મું૦ બા૦)

પેહલા સર જમશેદજીને ત્યાં સાત બેટાઓની વરધી થઇ હતી. ૧, બરજોરજી, ૨, બેહરાંમજી, ૩, ફરાંમજી, ૪, બેહરાંમજી (બીજા) ૫, ખરશેદજી, (બીજા બેરોનેટ) ૬, રૂસતમજી, અને ૭, સોરાબજી. (મું૦ બા૦)

૨ :—આ સખાવતે બાહદુર અમીરજાદાને માટે આ કવીતાનો લખનાર વાજબી રીતે લખે છે કે :—"રાહે ખુદા ઉપર મરહુમે પોતાની દોલત અને ધન લુટાવ્યું હતું." શેઠ રૂસતમજીને હાથે થાયલી સખાવત જો કે રૂપીઆ બાર લાખ, સોલ હજાર, બસો ત્રીસ (૧૨,૧૬,૨૩૦) જાહેરમા ગણાઇ છે, પણ એ ઉપરાંત એ શેઠની છુપી સખાવતોનો આંકડો જો ઉમેરવામા આવે, તો બીજા એટલાજ રૂપીઆ થઇ શકે. (મું૦ બા૦)

કુવે—બાવરી, બાગ—બગીચે, રંગરંગકે ગુલજાર કીયે,
ઔર સત ખંડે—બનાકર મકાંન કંઈ તૈયાર કીયે.
[3]ઇસપીતાલ, [4]ઇસકુલ, [5]મુસાફરખાંનેભી બીસીયાર કીયે,
સીવા ધરમકે—દુસરે ઔર ન કોઇ કાર કીયે.

---

શેઠ રૂસતમજીએ નીચલાં જુદાં જુદાં ખાતાંમા સખાવતો કરેલી નોધાઈ છે:—[૧] કેળવણી ખાતાંમા †વિદ્યા તથા હુંનરને ઉતેજન આપવા ખાતર રૂ૦ ૪,૧૪,૭૫૦; [૨] સઘલી વરણના બીનશકતીવાલા લાચાર લોકોને આસરો આપવા ખાતર રૂ૦ ૩,૩૭,૨૫૦; [૩] બીમારોને આસરો આપનારી ઇસ્પીટાલો, તથા દવાખાંનાને મદદ ખાતર રૂપીઆ ૨,૧૫,૬૦૦; [૪] પ્રજા ઉપેગી જાહેર મકાંનો, તથા મુસાફરખાના બંધાવવા માટે રૂ૦ ૧,૭૨,૩૫૦; [૫] ગુજરાતના ઘણાક ગાંમોમા મુંગા જાનવરોની પરવરસી માટે ત્યાંના પાંજરાપોલને મદદ માટે રૂ૦ ૨૨,૭૫૦; [૬] અને જરથોસ્તી ધરમની જાળવણી માટે રૂ૦ ૫૩,૫૩૦, વિગેરે. (મું૦ બા૦)

† કેલવણીને ઉતેજન આપવાના સાહયા તલે, શેઠ રૂસતમજી તરફથી, મુંબઈમાથી આપણી કોમના જાણીતા જરથોસ્તી શેહેરી શેઠ ફીરોઝશાહ મેરવાનજી મેહતા (પાછલથી સર ફીરોઝશાહ મેરવાંનજી મેહતા.) અને ઈ૦ સને ૧૮૬૪ ના ડીસેંબરમાં, કલકતા ખાતેથી ત્યાંના હાઇ કોરટના વકીલ બાબુ ગીરીશચંદ્ર બેનરજીના દીકરા મી૦ ડબલ્યુ. સી. બેનરજી, મલી બે સાહેબો વેલાત સીધારેલા સંભલાયા હતા, પણ ત્યાં ગયા પછી મી૦ ફીરોઝશાહે તે નાણા લીધાં નહી હતાં. ઈ૦ (પા૦ પ્ર૦)

૩—૪—૫ :—ઇસ્પીતાલ, સ્કુલો, અને મુસાફરખાના યાને ધર્મશાલા, અને એવાં અનેક ખાતાંને મુંબઇ તેમજ બાહારગામમા ઉભાં કરવા, તથા નીભાવવા મરહુમ શેઠે લાખો રૂપીઆની જંગી સખાવતો કરેલી નોધાઇ છે. (પ્ર૦)

મુંબઇમા ગ્રાંટરોડના સ્ટેશન આગલ (હાલમા ફોરાસ રોડ આગલના ટ્રામ ગાડીના જંકશન પાસે) શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ, બરોડા રેલવેની લાઇન ઉઘડીયાથી (ઈ૦ સ૦ ૧૮૬૬ મા) એક ધર્મશાલા મુસાફરી કરતાં દેશીઓના ઉતારા માટે બંધાવવા રૂપીઆ ૧,૧૦૦૦૦ આપ્યા હતા. એ ધર્મશાલા ઇ૦ સ૦ ૧૮૬૮ ના ડીસેંમબર માસમા બંધાઇને તઇયાર થઇ હતી. વલી એજ સાલમા ભરૂચ મધે રૂ૦ ૨૦,૦૦૦ વીસ હજાર, તથા પારડી મધે રૂ૦ ૧૦,૦૦૦, દસ હજારને ખરચે બંધાવેલી એવણની ધરમશાલાઓ બંધાઇ તઇયાર થવે, તે ખુલ્લી મુકાઇ હતી. (પા૦ પ્ર૦)

(શએર) જાત ઔર પરજાતકે લોકોકો રહે વોહ પાલતે,
ડેલીયાંકી ડેલીયાં ભરકે રૂપૈયે દે ડાલતે.
ધુલ મદ્રાસા ધરમમે ધન માલ ઉછાલતે,
હાથ ખાલી ના કીસીકા ઘરસે અપને નીકાલતે.
કંઇ લાખ કલદાર ઉનોને રૂપૈયે સખાવત કર ડાલે—પરદુખ૦—ર'

સુરત, અમદાબાદ, બરોડા, ઔર ગોવે[૬] તક સફર કીયા,
દમન[૭] શેહેરકે—ગવરનરકો નજરાંના નજર કીયા.

---

દમનમા રૂ૦ ૮૭૦૦૦) ને ખરચે શેઠ રૂસતમજીએ બંધાવેલી ઇંગ્રેજી સ્કુલ, તથા લેકચર હૉલ, જેને પોરચૂગલના પાદશાહના નામ ઉપરથી 'ડૉન લુઈ ધી પ્રીમીઅર હૉલ' નું નામ આપવામા આવ્યું હતું, તે ઈ૦ સ૦ ૧૮૬૭ ના જાનેવારી માસની ૨૯ મી તારીખે તઇયાર થવાથી, ખુલ્લું મુકાયું હતું. કેલવણીના કાંમને ઉતેજન આપવા માટે "નવસારી, વલસાડ અને બીલીમોરા મધે પોતાને ખરચે એકકી ઇંગ્રેજી સ્કુલ, તેમજ મુંબઇ મધે સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવૉલંટ ઇન્સ્ટીટયુટની કોટની મોટી સ્કુલની એક સાખા, ધોબીતલાવ તરફ ઉઘાડવાને, એવણે સરકારમા રૂ૦ ૭૦૦૦૦) સીતેર હજારની રકમ આપ્યાથી, તે સ્કુલો, તા૦ ૧ લી અકટોબર ૧૮૬૪ થી ઉઘાડવામાં આવી હતી. (પા૦ પ્ર૦)

૬ :—શેઠ રૂસતમજી જ. જી. પોતાની ખાસ બનાવેલી સ્ટીમર 'મારગ્રેટ—ફૉર્ફર્ડ' મા સવાર થઇ, તા૦ ૯ મી ફેબ્રુઅરવારી ૧૮૬૬ ને દીને ગોવે જઇ પુગ્યા હતા. શેઠ રૂસતમજીને એસતકબાલ લેવાને ગોવાનો ગવરનર જનરલ પોતાના રસાલા સાથે સ્ટીમર ઉપર ગયો હતો, અને પુરતાં માંન સાથે તેવણને ત્યાંના સરકારી મેહલમા લેઇ જઇ, ત્યાં હાજર રહેલા સરવે મોટા અમલદારો સાથ મુલાકાત કરાવી હતી. એ બાદ પોરચુગલના શાહનશાહ તરફથી શેઠ રૂસતમજીને માટે ભેટ આવેલો સોનાનો ચાંદ, ગવરનરે પોતાને હાથે તેવણની છાતી ઉપર ઓળવ્યો હતો. એ વખતે કીલ્લા ઉપરથી માન તરીકે ૨૧ તોપ છોડવામાં આવી હતી. (પા૦ પ્ર૦)

૭ :—શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ દમન શેહરમા કરેલી જાહેર સખાવતને માટે પોરચુગલના બાદશાહ 'ડોન લુઈ ધી ફસ્ટ[૮]' તરફથી તે રાજ્યના 'નાઇટ ઑફ ધી ટારીસ એન્ડ એસ્પાડા,' 'યાને જવાંમરદી, વફાદારી, અને નેકીનો' ખેતાબ આપવામાં આવ્યો હતો, તેની સનદ તેવણને એનાયત કરવાને માટે, તારીખ ૨૩ મી સપટેમ્બર ૧૮૬૪ ને દીવસે, સહવારના ૧૧ કલાકે તેમના કોટના ઘરના દીવાંનખાનામાં

કરી ખયેર ખયેરાત બહોતસી, વહાંબી નકશા જબર[૯] કીયા,
કુલ જહાંમે—નામ પરવરદેગારને નસર કીયા.
(શએર) ખાસ અપની જાતકે હર શેહેરમે થે મરદો–ઝન,
— મરતબે કંઇએક દીયા, જરથોસ્તીઓંકા થા જમન.
ઔર દીયે કપડે સબોકો, સંગમે ઉસકે માલ ધન,
લોક સબ કરતે બડાઇ, દેખકે ઉનકા ચલન.
ના ગુમાની કરી કાસીસે, નેક ઉનોકાથી ચાલે–પરદુખ૦–૩
પોરચૂગીસ સરકારને બખશીસ દીયા ઉનકો માહુતાબ,
ખુદ લંનડનસે—ઑનરેબલકા મીલા ખીતાબ.[૯]
ભાયખલેકે બીચ ખોદાયા મીઠે પાનીકા એક તલાબ,
રગતપીતકી[૧૦]—બનાઇ ઇસપીતાલ, વોહુ બડા સવાબ.

હિન્દુસ્થાન ખાતેના, પોરચુગીસ સનસ્થાંનના ગવરનર–જનરલ નોવાસ ટોરેસના ફરમાનથી, પોરચુગલનાં અતરેના વાઇસ કૉનસલ સર બરાઝ ફરનાનડીસ, અને બીજા જાણીતા પોરચુગીસોનું એક ડેપ્યુટેશન હાજર થયું હતું. પોરચુગલની સરકાર બાહારનાઓને જે ખેતાબ આપી શકે છે, તેમા આએ ખેતાબ સર્વથી મોટો છે. એવો ખેતાબ આગલ લાર્ડ એલફીનસ્ટન, સર ચારલ્સ નેપીયર, અને સર આરથર વેલેસ્લી જેવા સાહેબોને મલ્યો હતો. (પા૦ પ્ર૦)

૮ :—શેઠ રૂસતમજીએ ગોવેથી પાછા ફરતી વખતે, ગોવેના ગરીબોને વેંહચવા માટે રૂપીઆ વીસ હજારની રકમ, તથા રૂપીઆ દસ હજારનું કાપડ ત્યાંના મુખ્ય આગેવાન ગ્રહસ્થોને સપુરદ કીધું હતું. આવી ઉદાર સખાવતથી ગોવાના વતનદારો ઉપર મોટી અસર થઇ હતી. (પા૦ પ્ર૦)

૯ :—વેલાતના જુદાં જુદાં ધરમખાતાંઓમા રૂ૦ ૩૪૦૦૦, તથા વેલાતની જુદી જુદી ૧૨ ઠેકાણેની ઇસ્પીટાલો માટે મોકલેલા રૂ૦ ૮૧૦૦૦ની, તથા ત્યાંના બીજા દવાખાનાઓને રૂ૦ ૨૮૦૦૦ જે કીમતી મદદ શેઠ રૂસતમજીએ કીધી હતી, તેની પીછાન તરીકે તેમને "ફ્રીડમ ઑફ ધી સીટી ઑફ લંનડન" નું માન મલ્યું હતું. તા૦ ૨૩ મી જુન ૧૮૬૪. (મું૦ બા૦)

૧૦ :—ઇ૦ સ૦ ૧૮૬૪ ના સાલના મારચ માસમા શેઠ રૂસતમજીએ અતરેની સર જમશેદજી જીજીભાઇ ઇસ્પીટાલના કમપાઉંડમાં રગતપીતના દરદીઓને માટે, એક જુદો 'વાર્ડ' બાંધવાને, માટે રૂ૦ ૮૦૦૦૦), સરકારમા આપ્યા હતા, અને એ 'વાર્ડને' ઇસ્પીટાલના એક ભાગ તરીકે ગણવાની સરકાર સાથ સરત કીધી હતી. (પા૦ પ્ર૦)

(શએર) બાપને જયેસા કીયા, દુનીયાકે અંદર નામ થા,
શેઠ રૂસતમજીને ફેર, વયેસાહી રખા કાંમ થા.
ઉમ્રભર તલક જરથોસ્તીઓંકો દીયા આરાંમ થા,
ખયેર ઔર ખયેરાતમે, અપના લગાયા દાંમ થા.
કરતેથે દીન રાત સખાવત, વોહી ઉનોકો થા ખ્યાલે—પરદુખ૦—૪
**એક હજાર આંઠ સો ઉપર, ઔર બહોંતેરકા થા સન,**
**સનીવારકે—રોજ, એપ્રેલ માસકા હુવા મીલન.**
**થી તારીખ તેરવી[11] ઉસ દીન રૂસતમજીને છોડા તન,**
**છોડ બસેરા—જગતકાં કીયા બીહીશ્તકે બીચ વતન.**
(શએર) લોક સબ ગુજરાતકે, જરથોસ્તીઓંકો ગમ હુવા,
તીન દીન હર શેહેરકે અંદર બડા માહતમ હુવા.
હાલ મરનેકા સુન સબ સોંચમે આલમ હુવા,
ના કોઈ હોનેકા દેખો, જયેસા શેઠ રૂસતમ હુવા.
હતી બરસ ઓગુનપચાસકી ઉમર, સભા અંદર ડાલે—પરદુખ૦—૫

11 :—ઈ૦ સ૦ ૧૮૭૨ ના એપ્રેલ માસની ૧૩ મી તારીખ, અને શનીવારે, રોજ ૨૫, માહ ૭ (શે૦), ૧૨૪૧ યઝદેઝરદીને દીને, ૪૯ વરશની ઉંમરે, શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈ, જલંદરની બિમારીને વસ થઈ, બેહસ્તનશીન થયા હતા. (પા૦ પ્ર૦)

સરખાવો મરહુમ શેઠ રૂસતમજીના મોતની ઉપલી નોંધ સાથ નીચલું કાવ્ય :—

"અઢારસો 'ને બોંહતેર ઇસ્વી સને,
તે સાથે જો યઝદેઝરદી ગણે;
જણાયો તો બારસો એક પર ચાલીસ,
ઉંમર જેની અઢારની ઉપર તીસ.
મેહેર મહિનાનો અરશેશંગ રોજ;
બાંધીયો આ હીંમત બાહધુરે બોજ;
ભલું નામ મેલીને ગયો છે સહી,
નેકી તેની દુનિયામાં પરકાસ્તી રહી." (મુ૦ બા૦)

ઈ૦ સ૦ ૧૮૬૧—૬૨ ના સાલમા, અમેરીકાની લડાઈ વખતે, એવણે રૂઉનો મોહલો વેપાર કરવાથી એક અતી મોટી ગંજાવર દોલત મેલવી હતી. પોતાના સખી વજુદ, અમીર દીલના બાપની માફક, એવણે પોતાની દોલતનો મોટો ભાગ હમકોમ, તેમજ પરકોમના લાભ માટે સખાવતના કાંમોમા આપ્યો હતો. (પ્ર૦)

જનમ લીયા સો સબ મરનેકા, ના કોઇ જગમે રહા અંમર,
નેક નરોકા—એ જગમે રહે જાતા હુયે નામો નસર.
જયેસી કરની, વયેસી ભરની, ઈસમે ના કુચ્છ પડે કસર,
કયે તનકો—દેખકર મત કોઇ દીલમે કરો ઘમર.
(શએર) દાસ અમર[12] ઈયું કર કહે, હોકર રહો આધીનજી,
દાદગર દાદાર પર, અપના રખો યકીનજી.
સમજો ભાઈ દીલમે; એ જીંદગી દીન તીનજી,
જો ચલે મીલકર સબોંસે, વોહ બડા પુરબીનજી.
ગાતે દોરાબજી,[13] ઔર રતનજી,[14] ચંગ ઝાંજ સંગ
ચોતાલે-પરદુખ૦–૬

૧૨ :—દાસ અમર :–કલગીના ગાયનો જોડનાર એક હિન્દુ શાએર હતો, જે 'અમરદાસ' ને નામે કલગીના ખ્યાલો–લાવણી જોડવા માટે તે વખતે જાબજા વખણાયો હતો. એના ઘણાક પારસી, હિન્દુ અને મુસલમીન ચેલાઓ હતા. (પ્ર૦)

૧૩ :—દોરાબજી:–એ નામનો એક પારસી, આગલા વખતમા કલગીના ખ્યાલો ગાવા અને જોડવા માટે જાણીતો થઇ ગયો હતો એ પારસી એક બુલંદ અને મધુર અવાજવાલો ગાયક હતો.

સાધારણ રીતે એ કલગીવાલાઓમા 'દોલુ કલગીવાલા' ની અટકે જણાયલો હતો, અને તે અમરદાસનો ચેલો હતો. (પ્ર૦)

૧૪ :—રતનજી :—એ પણ એક કલગીના ગાયન ગાનારો એક પારસી ગાયક હતો, જે દોરાબજી સાથે હંમેશ ગાવાના કાંમમા શરીક થતો હતો. (પ્ર૦)

**પ્રકાશક તરફનો ખાસ વધારો.**

☞ આ સખાવતે બાહાદુર પારસીની સખાવત લાખો રૂપીઆની થવા જાય છે. પોતાની કોમને લગતાં ધરમખાતાંઓમા રૂ૦ ૪,૮૫૦૦૦) ચાર લાખ પંચ્યાસી હજાર; વિદ્યા હુંનર તથા કેળવણીખાતાંઓમા રૂ૦ ૪,૧૫૦૦૦) ચાર લાખ પંદર હજાર; ઇસ્પીટાલ તથા દવાખાના માટે, રૂ૦ ૨,૧૯૦૦૦) બે લાખ ઓગનીસ હજાર; આફત વેળાએ ગરીબોને આસરો આપવા રૂ૦ ૩,૩૭૦૦૦) ત્રણ લાખ સાડત્રીસ હજાર; પ્રજા ઉપયોગી કાંમો, જેવાં કે કુવા, તલાવો, પુલો, ધર્મશાલાઓ વિગેરે માટે રૂ૦ ૧,૯૦૦૦૦) તથા બીજા પરચુટણ રૂ૦ ૧,૪૦૦૦૦) મલી એવણની જાહેરમા કીધેલી સખાવત, રૂ૦ ૧૭,૮૬૦૦૦) સતર લાખ છયાસી હજારની થઈ હતી; તથા ખાનગી આસામીઓ અને કુટંબીઓને આપેલી

(ફુટનોટ ચાલુ.)

( પાને ૧૧૬ થી ફુટનોટ ચાલુ. )

મદદની તો ગણત્રીજ નથી. તોપણ ઉપર ટપકેની ગણત્રી કરતાં રૂપીઆ ૨૮,૩૯૭૦૦) ની થાય છે. એ સઘલી સખાવતો મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ નાતજાતનો તફાવત રાખ્યા વગર, કરી હતી.

ગરીબીમા આવી પડેલાં કુટુંબોને એવણે છુપી રીતે આપેલી મદદ રૂપીઆ બે હજારથી રૂપીઆ ચાલીસ હજાર સુધીની ગણાઇ છે. (મુ૦ બા૦)

**શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇ દયા અને સખાવતનો અવતાર.**

શેઠ રૂ૦ જ૦ જી૦ ના છુપી સખાવત અને દયાલુ દીલના ઘણાક જાણવા અને નોધવા જોગ દાખલા તવારીખમા નોંધાયલા. આજે દરેક જરથોસ્તીઓને છક કરી, મગરૂરી સાથ હરખાવે એવા છે. આ સખાવતે બાહદુર પારસીની તારીફમા, તે વખતના નાટક તખતાઓ ઉપર જાહેરમા ગાયનો જોડાઇ ગવાયાં હતાં, જે માહેલું એક નિચે પ્રમાણે, તે વખતની 'ઝોરાસ્ત્રીયન નાટક મંડલી' એ ગાયું હતું. (મુ૦ બા૦)

**ગાયન.**

ભલા રૂસતમ જંગ, અજબ તારો કામ
અજબ તારો રંગ—૧

* * *

સરના કુટંબમા, નામીચો તું નંગ.
ખરો બેરખાહ દેશીઓનો સંગ—૨
કાઉનસીલનો સભાસદ, દેશ હિતકારી,
માનવંતો સરકારનો, પ્રજા ઉપકારી—૩
વખણાયલું સુરત થાયું કંગાલ શેહેર,
તારી સખાવતની વહે છે ત્યાં નેહેર—૪
હિંન્દુસ્થાંનમા રેહશે, અંમર તારૂં નામ,
કાએમ તારાં કામો થયાં ઠામે ઠામ—૫
આમીન હોજો તુંજને, 'ઝોરાસ્ત્રીયન' ની દુઆ,
જુગ જુગ જીવજો નર તું જેવા—૬

**શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇનું વસિહતનામું.**

ઇ૦ સ૦ ૧૮૬૩ ના ડીસેંબર માસમા શેઠ રૂસતમજીએ એક વસીહતનામું કીધું હતું, જે એવણના મરણ વખતે પાછલથી એવણનો સમો જમાનાના દોરને લીધે બદલાઇ જવાથી, તે નકામું થઇ પડયું હતું. પણ તે વસીહતનામામા બતાવેલો દીલગુરદો, આપણને અજાએબીમા નાખે છે.

( ફુટનોટ ચાલુ. )

(પાને ૧૧૭ થી ફુટનોટ ચાલુ.)

એ વસિહતનામામા, એવણે પોતાની પુંજીમાંથી રૂ૦ ૫૧૦૦.૦૦૦), એકાવન લાખ રૂપીઆની રકમ હિંન્દુસ્થાંનની વડી સરકારના હાથમા આપી તેની વારસીક આવકમાથી, હિંન્દુસ્થાંનના ગરીબ લોકોનું આગ, રેલ, તુફાંન વિગેરે મુસ્કેલીના વખતમા દુખ ટાળવાનો બંદોબસ્ત કીધો હતો." (પા૦ પ્ર૦)

**શેઠ રૂસતમજીનો બાળપણમા નીશાળનો દોસ્ત.**

* * * એક દાખલો વર્તમાન પત્રોની મારફતે જાહેર પડયા ઉપરથી જણાઇ આવે છે, કે એક દાહડે આ શેઠ પોતાની ગાડીમા બેસીને જતા હતા, તેવામાં તેમનો એક નીશાળીઓ, જે રસતામા ચાલતો મલ્યો, જેણે વાંકો વળી સલાંમ કરતાંજ, તતકાળ પીછાણીને શેઠે ગાડી થોભાવી, તેને પોતાની આગલ બોલાવી, તેની સાથે વાતો કરવા માંડી. પુછપરછ કરતાં તેનાને માલમ પડયું, કે આ સાહેબ જયારે પાદશાહી દોલત ધરાવે છે, ત્યારે તેનાનો આ ગરીબ નીશાળીઓ પેટના રોટલા માટે, જુદે જુદે ઠેકાણે મેહનાગીરીનું વહીતરૂં કરતો હતો. જે ઉપરથી આ ભાગ્યવંત માતબર નીશાળીઆને બીજે દાહડે તેવણે પોતીકે ઘેર બોલાવીને, વગર માગવે તેને બે હજાર રૂપીઆની એક નોટ પરબીડાંમા બીડીને એક ભેટ દાખલ આપી હતી. (મું૦ બા૦)

**એક માહભારત મીલકતોના માલેકને તેની મુફલેસીમા મદદ.**

* * * આપણા શેહેર મધે આગલા વખત ઉપર મોટી માહ-ભારત મીલકતોની માલેકી ભોગવનાર એક માતબર ગ્રહસ્થ, જમાનાના દોરથી મુફલેસીમા આવી પડેલો શેઠ રૂસતમજીને જણાયો. તેને શેઠ રૂસત-મજીએ પોતાની જાહોજલાલી દરમ્યાંન, દર મહીને એક હજાર રૂપીઆનો પગાર બાંધી આપ્યા ઉપરાંત, તેને રેહવા માટે પોતાનો એક બંગલો પણ વગર ભાડે આપ્યો હતો. * * * (મું૦ બા૦)

**ગરજમા પડેલા સુરતવાસીઓને નનામી મદદ.**

શેઠ રૂસતમજી જયારે ગુજરાત તરફ ફરવા ગયા હતા, ત્યારે સુરત-મા પોતાની આગલી માતબર હાલત ખોઇ બેઠેલા મોતાજોના નામ ઠાંમ મેલવીને, ગુપ્ત રીતે કેટલાકોને દસથી પાંચ, અને કેટલાંકાને બબે હજાર રૂપીઆની રકમો, નનામે મોકલાવી આપી હતી. આ સખાવત એવી સંત-લસથી કરી હતી, કે તે લેનારાઓને પોતાના નામની સેહજબી ખબર પડવા દીધી નહી હતી. (મું૦ બા૦)



મરહુમ

**શેઠ સોરાબજી શાપુરજી બંગાली** સી. એસ. આઈ.

( પારસી સ્ત્રી-કેળવણીના સહાયક: જાણીતા પારસી અકાબર:
એક જાહેર લેખક—અને આગેવાન શેહરી ).



મરહુમ

**શેઠ નશરવાંનજી રતનજી તાતા**

( મરહુમ શેઠ જમશેદજી તાતાના
પોતા ).

**શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇના મરણ માટે,**
**મરહુમ શેઠ સોરાબજી શાપુરજી બંગાલીએ લખેલું કાવ્ય.***

લાખો ખરચી લાખો ખવાડી,
‘ને લાખો કિધા બખશેસ;
તાહુડક દીધી હુજારોને,
પણ તેસે તેને કલેસ.
બાપના કદમ પર ચાલી,
‘ને લીધો તેનો વેસ;
પીતા જેવો નહી ભાયગસાલી,
થયો દુખી દરવેસ.
ખુદાએ કીધી એટલી રેહમ,
કે ટાલીયું તેમનું દુખ;
બુલાવી લીધો જીંનતમા,
આપ્યું અખઇ સુખ. (મું૦ બા૦)

* “મરહુમ શેઠ સોરાબજી શાપુરજી બંગાલીએ પોતાની કસાએલી કલમ વડે, આ મરહુમ શેઠની યાદગારીમા ચીતારેલા ટુક કાવ્યો, જે તારીખ ૨૧ મી એપ્રેલ ૧૮૭૨ ના ‘રાસ્ત ગોફતાર’ છાપાની અંદર છપાએલા હતા, તે અત્રે નોધી લીધા છે. (પ્રં૦)



## શેઠ બેહરાંમજી[1] જીજીભાઇ[2] (મુગા) ની કિર્તી.[3]

મરણ:—તા૦ ૧૨ મી સપટેંમબર ઇ૦ સ૦ ૧૮૯૦ ગાહા ૧ (શે૦) ૧૨૫૯ (ય૦)
ઉમર વરશ ૬૮.

હવે આ હકિકત જેની લખાએછ,
હરફોની હારોમા હીરા નખાએછ.
એ નરને જો કોઈ ના ઓલખતું હોય,
તો સુખેથી તારદેવ[4] પર જઇને જોય.
છે મુગાના[5] ખાંનદાનનો ચોઠો નબીરો.
સકરમી જીજીભાઇ શેઠનો[6] વીરો.
ફતેહમંદ પામીયો છે બેહરાંમજી નામ,
રેહ છે તે ઉપર જણાવેલે ઠાંમ.

---

૧:—શેઠ જીજીભાઇ દાદાભાઇના ચાર કુળ દીપક માહેલા સરવેથી નાહના દીકરા બેહરાંમજી. વડા ભાઇ મેરવાનજી; બીજા બમનજી; ત્રીજા સોરાબજી, અને ચોઠા ભાગ્યશાલી શેઠ બેહરામજી હતા. એવણે જોઇતી કેલવણી હાંસલ કીધા પછી, પોતીકા પીતાની પનાહમા રહીને પોતાના બીજા ભાઇઓના કરતાં સરસ રીતે મોટા મદદગાર થઇ પડયા હતા. (મું૦ બા૦)

૨:—જીજીભાઇ દાદાભાઇ, તે શેઠ મેરવાનજી મુગાના દીકરા, અને શેઠ બેહરામજીના પીતા. એમનું કુટુંબ 'મુગા' ની અટકે જણાયલું હતું, કેમકે એમના વડવા મેરવાનજી, જનમથીજ મુગા હોવાને લીધે, તેજ અટકથી એ કુટુંબ આપણી વસ્તીમા ઓલખાતું રેહેલું છે. (મું૦ બા૦)

૩:—આ કાવ્યો મુંબઇનો બાહાર લખનાર, મરહુમ શેઠ રતનજી ફરામજી વાછાએ રચ્યું હતું. (પ્ર૦)

૪:—તારદેવના રસતા ઉપર આવેલો મોટો કુસાદે બંગલો, જે હાલમા 'તારદેવ-કેસ્ટલ' ને નામે જણાયલો છે, ત્યાં શેઠ બેહરાંમજી જીજીભાઇનો વસ્વાટ હતો. એ કુસાદે મકાંનની અતરાફમા આવેલી જમીન, જે સુમારે ૨૭,૪૯૨ વાર થવા જાયે છે, તે સઘલી જમીન એ મકાનને લગતી છે, અને તે શેઠ બે૦ જી૦ ની માલેકીની આજે પણ ગણાય છે. (પા૦ પ્ર૦)

૫:—આ ઇશારો એમના વડવા શેઠ 'મેરવાનજી મુગા' ને માટે કરેલો છે, જેવણ આગલ જણાવ્યા પ્રમાણે જનમથી મુગા હતા. (પ્ર૦)

૬:—જીજીભાઇ, તે શેઠ બેહરાંમજીના પીતા. (પ્ર૦)

જેને કિરતારે ચાહીને પસંદ કીધો,
જગમા સોભાવંતો જનમ દીધો.
સકરમીના દીધાં છે શુભ લક્ષણ,
દયા, મયા, 'ને સત્ય વચન.
જે જાળવીને પાસે સદા રાખે છે,
રસીલાં ફળનો સવાદ ચાખે* છે.
જીવ્યું આ જગમા તેનું પરમાણ,
નેકનામીથી પરજામા પાંમે જે માન.
સખાવતથી[7] તેવાજ નર ઘર સોભે,
જ્યાં લક્ષમીબી તાબામા રહીને થોભે.
કેળવણીને[8] જેથી ઉતેજન મળે,
તે સાથે દરદીની પીડા[9] ટલે.

---

૭ :—શેઠ બેહરાંમજી જીજીભાઇની જાહેર તેમજ ખાનગી સખાવતોનો આંકડો લાખો રૂપીઆનો થયો છે. તેઓએ એક મોટી લાખો રૂપીઆની બાદશાહી રકમનું ટ્રસ્ટ કરી એવું ફરમાવ્યું છે, કે "તે 'ટ્રસ્ટ' ના વ્યાજમાથી તેમના વારેસ તથા ટ્રસ્ટીઓ તેમની નજરમાં આવે તેમ દર સાલ ધર્મ ખાતે ખરચશે. એ ટ્રસ્ટમા* રૂપીઆ ચાર લાખની સરકારી નોટો, રૂપીઆ છપન હજારની કિમતના જી૦ આઇ૦ પી૦ રેલવેના ૧૦૦) શેરો, તથા પોતાનો તારદેવ કેસ્ટલવાલો બંગલો અને તેને લગતી ગંજાવર જમીન ઉપરાંત, પોતાની બાવીસ માલકતો, જેમા ચોરાસીમાં આવેલાં એવણના સાત ગાંમો સમાઇ જાય છે. એ ટ્રસ્ટ ફંડનો વહીવટ અવલથીજ શેઠ બેહરામજીના સેક્રેટરી શેઠ પેસતનજી નશરવાનજી વાડીઆ ચલાવતા હતા, જેઓને ઇ૦ સ૦ ૧૮૯૦ ના સાલથી ટ્રસ્ટીઓએ પોતાના 'એજંન્ટ' તથા સેક્રેટરી તરીકે નેમા કુલ અખ્તીઆર આપ્યો છે. (પા૦ પ્ર૦)

* મુંબઇ બાહારના લખનાર એ ટ્રસ્ટની કુલ્લે રકમનો આંકડો ૨૬ લાખનો જણાવે છે. (પ્ર૦)

૮ :—કેલવણીના કાંમને ઉતેજન આપવા શેઠ બેહરામજીએ જુદાં જુદાં ખાતાંને મોટી મદદ કરી હતી. આજે મુંબઇના નામને જેબ આપે એવું જે કેલવણી ખાતું, જેથી મરહુમની યાદ કોમમા તાજી રેહી છે, તે કવીન્સ રોડ ઉપર આવેલું એવણની સખાવતથી ચાલતું 'બેહરાંમજી જીજીભાઈ પારસી ઇન્સ્ટીટ્યુટ' વાલું બાદશાહી મકાંન છે, જેનો લાભ પારસી કોમ લેઇ, તેવણના રૂહને આશીસ દીયે છે. (પ્ર૦)

૯ :—દરદીની પીડા ટાળવાના હેતુથી મરહુમ શેઠ બેહરાંમજી જીજીભાઇએ, વૈદક જ્ઞાંનનો ફેલાવો કરવાના કાંમને માટે, ઇ૦ સ૦ ૧૮૭૮

જે કાંમોથી સદા તે રહે છે મઘન,
સખાવતી પુણુના મેલવી સગન.
વરગ જે શ્રીમંતની સફનો પેહલો,
દાનાઇથી મેલવીને લીધો વેહલો.
જે કેહવાયે છે 'સુલેહના અમલદાર,'[10]
તે પછી બિરાજીયા'તા રાજ દરબાર.

---

ના સાલમા, પુણાની બેહરાંમજી જીજીભાઇ મેડીકલ સ્કુલ માટે રૂ૦ ૪૦,૦૦૦) ચાલીસ હજાર, અને એજ સાલમા અમદાવાદની બેહરાંમજી જીજીભાઇ મેડીકલ સ્કુલ માટે રૂ૦ ૨૦,૦૦૦) વીસ હજારની રકમ આપી હતી. (પા૦ પ્ર૦)

૧૦ :—એવણુ એક સુલેહના અમલદાર ('જસ્ટીસ-ઑફ-ધી-પીસ') J. P. હતા; અને ઇ૦ સ૦ ૧૮૭૬ ના નવાં વરશની ખુશાલીમા, નામદાર મહારાણી વિક્ટોરીઆ તરફથી, 'કંમપૅન્યિ ઑફ ધી સ્ટાર ઑફ ઇનડીઆ' (સી. એસ. આઇ.) નો ખેતાબ મલ્યો હતો.

વલી દીલ્લી દરબારની યાદગારીમા, નામદાર વાઇસરૉયે સર જ૦ જી૦ બારોનેટને તેમજ શેઠ બેહરાંમજી જીજીભાઇ સી. એસ. આઇ. ને, રૂપાંના ચાંદો પોતાને હાથે પેહરાવ્યા હતા. વલી સરકારે એવનને લેજીસ્લેટીવ કાંઉસીલના મેમ્બર તરીકે ચુંટી કાહડી માન આપ્યું હતું, જે વખતે જાહેર તખ્તા ઉપરથી, તેમજ તે વખતના નાટક તખ્તા ઉપરથી એવણુને મુબારકબાદી અપાઇ હતી. (પા૦ પ્ર૦)

ગજલ.†

" કુદરતથી વરસી છે રેહમ ખુશી બેસુમારરે;
શેઠ બેહરાંમજી કાઉન્સીલર થયા બીજી વારરે—૧
સરકારને રૈયત ખુશી, ખુશી છે મુંબઇ તમાંમ,
પ્રજા હીતકારી ભારી, સરવેમા આશકારરે—૨
કેલવણીને ઉતેજન, વિદ્યાને ઉલટ બહુ,
આશીરવાદ 'ઑલબર્ટના'* છે, જીવોએ સરદારરે—૩

† એ કાવ્ય જોડનાર તે વખતના એક સાલેસ અને એકમારગી પારસી કવી 'બંન્દે ખુદા' ના તખલ્લુસ હેઠલ જણાયલા હતા. (પ્ર૦)

* પ્રીન્સ ઑલબર્ટ નાટક મંડલી, જે થોડાક પારસી જવાંન એમેચ્યોરેએ ઉભી કરી હતી, અને જેને તે વખતના થોડાક કેલવાયલા ગ્રહસ્થોનો ટેકો હતો, અને જે મંડલીમા, આ પુસ્તક પ્રગટ કરનારે પોતાનો અદના હિસ્સો આપ્યો હતો, તેણે મજકુર 'આલબર્ટ થીએત્રીકલ ક્લબ' તરફથી શેઠ જગનાથ શંકરશેઠવાલી જુની નાટકશાલામાં કરેલા, મરહુમ શેઠ મેરવાનજી વાડીઆએ લખેલા 'સતનો નેગેહબાંન ખુદા' નામના ખેલ દરમ્યાંન ઉપલી ગજલ, એક બીજા પારસી જવાંન સાથે ભેગા મલી ગાઇ હતી. (પ્ર૦)

## મરહુમ શેઠ બેહરાંમજી જીજીભાઈની પાંચ પેહડી.



**મરહુમ**
**શેઠ જીજીભાઈ દાદાભાઈ મુગાના.**
(શેઠ બેહરાંમજી જીજીભાઈના પીતા. એક
મોટા વેપારી અને પારસી અકાબર).



**મરહુમ**
**શેઠ બેહરાંમજી જીજીભાઈ.**
સી. એસ. આઈ.
(શેઠ જીજીભાઈ દાદાભાઈના ચોથા દીકરા).



**મરહુમ**
**શેઠ નાનાભાઈ બેહરાંમજી જીજીભાઈ**
(શેઠ બેહરાંમજી જીજીભાઈના દીકરા).

B. A. P. Works.



શેઠ રૂસતમજી ના. બેહરામજી
જીજીભાઈ.



શેઠ બેહરાંમજી રૂસતમજી
બેહરાંમજી જીજીભાઈ.



માસ્તર નાના બેહરાંમજી
રૂસતમજી જીજીભાઈ.

B. A. P. Works.

'ઑનરેબલ' નો ઍલકાબ ધારણ કીધો,
'કાંઉનસીલ' ના 'હૉલ' ને સોભાવી દીધો.
થાયે છે જ્યાં ધારા બાંધવાના કાંમ,
બજાવીને મેલવ્યું પ્રજામે નામ.
હતી જેની અંદર ખુબી અપાર,
ખુદા રાખે તેમને સદા બરકરાર.
ખુશી દીલથી જીંદગી ગુજારે સહી,
દાદ ગરીબોની લીયે જીવતા રહી.
આકેબતનો તેમાથી ફાએદોજ છે,
કુદરતનો એબી એક કાએદોજ છે.
આશીરવાદ દીદવીનો તેમને ફળે,
આલમનો અવાજ તે સાથે મળે.

* * *

---

## જંગે—વરીયાવ.

**વરીયાવ ગાંમની પારસી બાંનુઓની બહાદુરી વિશે ગરબો.**

સખી શેહર સુરતની સામે જો,
એક ગાંમ છે 'વરીયાવ[1]' નામે જો—૧
તીયાં સેંકડો સાલની વાતપર જો,
ગજબ થયો પારસી જાતપર જો—૨
બહુ વસ્તા પારસી કબીલા જો,
'સંજાન' થી આવી વસેલા જો—૩

---

૧ :—સુરત શેહરની અતરાફમા આવેલું એક ગાંમ 'વરીઓવ.' આ 'વરીઆવ' ગાંમમા વસનારા જરથોશ્તીઓ આજેબી 'વરીઆવા' ની અટકે ઓલખાય છે. પારસીઓ હિંન્દુથાનમા આવ્યા પછી છેવટે 'સંજાંન' મા વસી ઠરીઠાંમ થયા પછી, વેપાર અર્થે તેઓ ગુજરાતના જુદાં જુદાં શેહરો, નવસારી, સુરત, ભરૂચ, અંકલેસર તેમજ વરીઆવ, તરફ પોતાના ફબીલા સાથ જઈ વસ્યા હતા. (પ્ર૦)

હવે 'રતનપોર' વાલા ગરાસીઆ જો,
જેઓ ખુની, લુટારા, 'ને ફાંસીઆ જો—૪
દર વરસે તીયાં તેઓ આવે જો,
લુટ સહુ પર ધુમ ચલાવે જો—૫
તેમની સાંમે પારસી થાયા જો,
બીડી હથીઆર સનમુખ આયા જો—૬
માર મારી નહસાડી કહાડીયા જો,
એમ ઘણી વાર પારસી ફાવીયા જો—૭
ડાગ તેનો ગરાસીઆ રાખતા જો,
પારસીને મારવા તાંપતા જો—૮
એક દીને પારસીનો તેહવાર જો,
હતો નવાં[2] સાલનો મેહમાર જો—૯
હતા પારસીઓ કેફથી ભરપુર જો,
ખાઇ પીને થાએલા ચકચુર જો—૧૦
એવી તક જોઇને તે ચોરો જો,
પાડી ગામની ઉપર દરોડો જો—૧૧
ટોલેટોલાં ઉતરી પડીયાં જો,
પારસીઓને લુટવા મંડીયા જો—૧૨

---

૨ :—આ ગરબામા 'નવાં સાલ' નો તેહવાર હતો, એમ જણાવ્યું છે, મગર ઘણાકોનું કેહવું એવું છે કે, એક મોટાં જશનનો પ્રસંગ હતો, અને દરેક પારસી, એ જશન ક્રીઆમા સાંમેલ થવા, અને જમવા માટે ગયા હતા. સરખાવો નિચલી મારાં કીસ્સે સંજાન માહેલી લીટીઓ :—

"હતું બદ નસીબ એક રોજે જશન.
વરીઆવની ખુશ હતી અંજુમન.
મલી નર ભલા, કુલ બેહદીનો સંગ.
ગયા જશન માહે ધરીને ઉમંગ.
ઈબાદત કિધી, યઝદાને પાક.
દીલખુશ બની સહુ કરતા મજાક.
મચીતી ઝ્યાફતની ધુમધાંમ.
'મય કાંમ'* કરતી'તી મહેફીલ તમામ."

(પ્રે૦ કિ૦ સં૦)

* મયકામ-શરાબબાજી.

પડી નારીઓ ગભરાટમા જો,
નહી ઉપાય કંઇબી હાથમા જો—૧૩
એવી આફત જોઈ એક નારી જો,
ધરી હિંમત અને બાહાર આવી જો—૧૪
થતી દસ્તુરની તે બેટી જો,
ખુબસુરતીનું તેજ લેતી જો—૧૫
શીખી પાંમેલી તે દાનાઈ જો,
જેનું નામ ગુણવંતી [3]નવાજબાઇ જો—૧૬
તેણે સઘલીઓને તેડી જો,
એમ બોલી ભરીને કચેરી જો—૧૭
"બેહનો! ધાડ છે પીંડારાની જો,
બહુ થાય છે આપણી હાંણી જો—૧૮
નથી મરદો આપણા હોશમા જો,
ઘટે લડવું આપણે જોશમા જો—૧૯
જાત આપણી બહાદુર તેજી જો,
કરી શતરૂની ખુનરેજી જો—૨૦
અને જાલવીયે નામ, લાજને જો,
બધી મલતી થઇ નવાજને જો"—૨૧
તેજી હથીઆર અંગમાં ભીડીયાં જો,
બેસી ઘોડે લડવા મંડીયાં[4] જો—૨૨

---

૩:—આ નવાજબાઇ, યાને નવાજબાનુ, વરીઆવના દસ્તુરની દીકરી હતી, એમ કેહવાય છે. (પ્ર૦)

૪:—'ઘોડે બેસીને પારસી બાંનુઓ રજપુત ગરાસીઆઓ સાંમે લડવા ગઇ હતી, એમે ઘણાકો કેહતાં નથી. પણ એવી માન્યતા છે, કે પારસણો 'હથીઆર બીડી ગરાસીઆઓ સાંમે હાથોહાથ લડવા બાહાર પડી હતી. સરખાવો મારાં કિસ્સે સંજાનની નીચલી લીટીઓ:—

"કિધો એવો સૌ બાંનુઓએ વિચાર,
તુંરત બાંધી કંમર ઉપર તલવાર.
બખ્તર બદનની ઉપર બાંધીયાં,
'ને નારોએ નખરાંને ખુબ ઢાંકીયાં.

મુખ બુરખાથી[૫] છુપાવીયાં જો,
માર ઘોડે મેદાન આવીયાં જો—૨૩
ખુની તલવાર નોકે મારી જો,
તન નાખે તેમના ફારી જો—૨૪
ડોક ચોરની ઉછલી ઉંચે જો,
પડે વધાવ થઈ પગ નીચે જો—૨૫
થઈ લોહીથી જમીન રાતી જો,
કેવી હિંમતી તેમની છાતી જો—૨૬
જેઓ જીવીયા, જીવ લેઈ નાઠા જો,
નહી મેલીયા તે પણ જાતા જો—૨૭
પણ બનાવ બનીયો એક ઉલટો જો,
એક નારનો પડીયો બુરખો[૬] જો—૨૮

---

ધણીની કોલાહ† ને પહેડી સર,
નિકલી બાંનુઓ મયદાંન પર.
ખેંચીને તલવાર જીવપર કરી,
ધસી ગઈ સરવે મિસલ લશ્કરી.
કજા જંગી રંગે—ઘુમી ખુબ બહાર,
ચહડી નાર સુર પર કરતી પુકાર."

(પ્ર૦ કિ૦ સં૦)

† કોલાહ યાને માથે પેહડવાના 'ટોપી.' (પ્ર૦)

૫ :—વરીઆવની પારસી બાંનુઓએ બુરખાથી પોતાના મોહડાં છુપાવ્યાં હતાં, એમ મનાતું નથી. મોહડાં અગરજો લડાઇની શરૂઆતમાં બુરખાથી ઢંકાયલાં રજપુતોએ જોયાં હોત, તો 'ઓરતો તેમની સાંમે લડવા નીકળી છે, એમ પ્રથમથીજ તેઓ સમજી જતે.' ખરી હકિકત એમ કેહવાયં છે, કે "પારસી બાંનુઓએ 'પોતાના માથાંના લાંબા બાલોને છુપાવવા માટે, તેઓએ પોતાના ધણીની 'કોલાહ' પેહડી લીધી હતી. (પ્ર૦)

૬ :—"એક નારનો પડીયો 'બુરખો' જો,"

બુરખો પડયાથી રજપુતોએ પોતાની સામે લડનારને ઓરતો તરીકે પીછાંની નહી હતી, પણ એક બાંનુના માથા ઉપરથી કોલાહ પડી જવાને લીધે, તેણીના લાંબા બાલ વિખરાઇ ગયલા દેખાયા, ત્યારેજ રજપુતોએ જાણ્યું, કે તેઓ સાંમે પારસી સ્ત્રીઓ લડવા નિકલી છે :—સરખાવો મારી કિસ્સે સંજાંન માહેલી નીચલી લીટીઓ :—

દીપી સુરત ખુબ રૂપાલી જો,
વલી દેખાઈ કાંનની બાલી જો—૨૯
તેથી ગરીસીઆઓ ચેતીયા જો,
"હોક ગયા નારોના મારીયા જો."—૩૦
બહુ નીચું તેમને લાગું જો,
કીધું લડવું તેથી પાછું જો—૩૧
બધી ઓરત કાપી નાખી જો,[૭]
નહી બાકી કોઇને રાખી જો—૩૨

---

"પડી કોઈ જમીન પર કરતા પુકાર,
મીસલ શેર પાડતા જખમી બરાર.
કરી હાર દુશમન, જીતી નાર જંગ,
થઇ એક ભુલથી ખુવારી બતંગ.
અરે નાર ગાફેલ! કિધી કેવી ખાંમ,
બરબાદ કીધું સુધરેલું કાંમ.
* * *
ફકત એક ઠોકર!' ને કોલાહ પડી,
લટકતા બાલોની દીઠી લડી.
જોઇ નારને મર્દના વેસમાં,
પડયા સર્વ રજપુત અતી દરેસમા.
ધરી નેમ ભારી ધસ્યા જોશથી,
ફરાંમોશ થઈ બાંનુઓ હોશથી." (પ્રં૦ કિ૦ સં૦)

૭:—સઘલી પારસી બાંનુઓને રજપુતોએ કાપી નાખી હતી, એમ જણાયું નથી, પણ એવું કેહવાય છે, કે પારસી બાંનુઓએ રજપુતોને વેરના આવેશમાં જ્યારે નવેસરથી ચઢેલા જોયા, ત્યારે જો તેઓ જીવતી પકડાશે, તો પોતાની ઇજત અને દાંમનનો નાશ થશે, એમ નકકી માની લેઇ સઘલી બાંનુઓએ પડોસમા વેહતી તાપતી નદીમાં પડી આપઘાત કીધો હતો. એ વિશે સરખાવો મારાં કિસ્સે સંજાન માહેલી નીચલી લીટીઓ :—

"નહી તાબ લડવાની રહી નારમાં,
અંજામ આવ્યો પલક વારમાં.
અગર હાર ખાઈ થશું બંદીવાન,
ના રેહશે દામન, ધરમ કે ઈમાન.
રેહશે સલાંમત જરાબી ન લાજ,
દિઠો તેઓએ એક છેલ્લો ઈલાજ.
નદી 'તાપતી' પુર વેહતી હતી,
ધસી સર્વ દોડી ગઈ ત્યાં સતી.
ચહડયું જોમ સરપર ગભરાટમા,
પડી સહુ જઈ 'તાપતી' માતમાં" (પ્રં૦ કિ૦ સં૦)

પછી મરદોને કુલ મારીયા જો,
સુતેલાને પુરાજ સુવાડીયા જો—૩૩
"વરીયાવા બેહદીનની પરજા[8] જો,
આજ જીવતી છે તેની શાહદત જો—૩૪
આએ દાખલે પારસી બાંનુ જો,
ઘણું તમને છે શીખવાનું જો—૩૫
રાખી હિંમત તેજી દીલે જો,
સમો સંભાલવો બીન ઢીલે જો—૩૬
જુવો ઉપલી બહાધુર નારી જો,
કેવી કરી ગેઈ નામદારી[9] જો—૩૭
જો કે લડવે ગઈ તેઓ જાનથી જો,
તોબી ભરપુર છે નામ માનથી જો—૩૮
પેલી નેક નવાજની કિરતી જો,
સદા કાળ રેહવાની દિપતી જો—૩૯
માટે પારસીઓની બેટી જો,
શીખો રાખવા હિંમત વેહતી જો—૪૦
બિહીક દીલમાથી કુલ કાહાડો જો,
અને બહાદુર થાવા માંડો જો—૪૧
એવી નારો હવડાં થાએ જો,
તેની ખુબી 'ખુરશેદ'[10] ગાએ જો—૪૨

---

૮ :—'વરીઆવા બેહદીનનું પરભ.' આ ભલી અને સત જાળવનારી પારસી બાંનુઓના આવાં ગમખાર મરણુની પવિત્ર યાદગારીમા, નવસારીના મલેસર મધે, આજેબી રોજ ૨૫ મો અને માહ ૧ ને દીને, તેમની બાજ તેમના કુટુંબીઓ કરતાં કેહવાય છે. (પ્ર૦)

૯ :—વરીઆવની પારસી બાંનુઓએ પોતાની ઇજત જાળવવા કરેલા આપઘાતની આ બીના, મુંબઇમા બનેલા એવાજ એક ગમખાર બનાવની યાદ આપે છે, કે જેમાં બે જવાંન પારસી બાંનુઓએ, પોતાની ઇજ્જત અને દામનના બચાવ ખાતર, 'રાજાબાઇ ટાવર' ને મથાલેથી, હિંમતથી નખાવી દઇ, પોતાની ઇજ્જત જાળવી હતી. (પ્ર૦)

૧૦ :—ખુરશેદ, આ કાવ્ય રચનાર મરહુમ મી૦ ખુરશેદજી બમનજી ફરાંમરોજ. આ કાવ્ય રચના પણુ ૪૫–૫૦ વરશ ઉપર રચાયલી હતી. (પ્ર૦)

### હિંન્દુસ્થાંનમા પારસીઓની કિર્તીનો ગરબો.[1]

પુરા ગુણી પારસીઓ ખુબીવંતા રે—ટેક
સખી પારસી આપણો ટોલો રે,
સંખ્યે નાહનો દમામે મોટો રે,
તેની કિરતીના ગાણું બોલો—પુરા ગુણી પારસી૦–૧
તે તો આવ્યો છે દેશને [2]છોડી રે,
દીન ઉપર ઉમેદો જોડી રે,
તેની બીના સુણો તમ થોડી—પુરા ગુણી પારસી૦–૨
દેશ ઇરાંન આરબે લીધું રે,
બહુ નુકસાંન તેઓએ કીધું રે,
અતી દુઃખ ધરમને[3] દીધું—પુરા ગુણી પારસી૦–૩
નહી પારસીનો રેહ્યા ઠાગો રે,
છેક દાહડો તો પડવા લાગો રે,
રાજ દોર[4] થયો કુલ આધો—પુરા ગુણી પારસી૦–૪
તોબી દીનના બંચાવ માટે રે,
અતી વિપતી ભોગવી જાતે રે,
આવી વસીયા હિંન્દુસ્થાંન[5] ખાતે—પુરા ગુણી પારસી૦–૫

---

૧:—આ ગરબો લગભગ ચાલીસ વરશ ઉપર નવસારીવાસી પારસી જાહેર લેખક મરહુમ ખરશેદજી બમનજી ફરાંમરોજે, ખુરશેદના તખલ્લુસ હેઠલ રચ્યો હતો. (પ્ર૦)

૨:—ઇરાંન છોડી પારસીઓ હાદેસાના મારેલા પોતાના દીન ધર્મના બચાવ માટે, ઓરમઝના ટાપુમાંથી નિકલી ઇ૦ સ૦ ૭૬૬, ના સાલમા હિન્દુસ્થાંન આવી દીવના બંદરે ઉતરયા, તે માટે આ ઇશારો કરવામા આવ્યો. (પ્ર૦)

૩:—યઝદઝરદ પાદશાહની શાહી ગયા પછી, આરબો ઇરાંનમા જરથોસ્તીઓને જબરીથી વટલાવતા હતા. ઘણાક દીનચુસ્ત જરથોસ્તીઓ, જો કે આરબોના જુલમાતને લીધે વટલઇ જઇ જાહેરમા ઇસ્લામી ધર્મ પાલતા હતા, મગર બાતેનમા તેઓ પોતાના ઘરમા આતશને રોશન રાખી તેની સેતાયશ કરતા હતા. (કી૦ સ૦ બે૦ કે૦ સં૦)

૪:—પારસી પાદશાહ યઝદઝર્દ શેહરીયારની શાહી ખતમ થઇ, અને તેના રાજનો દોર પુરો થયો, તે બાબે આ ઇશારો કીધો છે. (પ્ર૦)

૫:—પારસીઓ ઇ૦ સ૦ ૭૮૫, મા સંજાન મધે આવી વસેલા કેહવાય છે. (કી૦ સં૦ બે૦ કે૦ સ૦)

હતી હાલત તેમની માઠી રે,
દુખ પડતાં જાય જ્યાં ત્યાંથી[6] રે,
થતા કાયર હાદેસાથી—પુરા ગુણી પારસી૦-૬
જો કે જાતે હતા તેઓ જંગી રે,
તોબી વેળા ઘણીજ કઠંગી રે,
હતી સહુ વાતે તેમને ટંગી—પુરા ગુણી પારસી૦-૭
તેઓ વધવા ધીરે ધીરે લાગા રે,
દીન સંકટના હવે ભાગાં[7] રે,
ખુબ ચહડતીના ચંગો વાગા—પુરા ગુણી પારસી૦-૮
નહી વાદલે સુરીય ઢંકાતો રે,
નહી તડકાંથી ઝરો સુકાતો રે,
તેમ ટોલો એ તપતો જાતો—પુરા ગુણી પારસી૦-૯
તેઓ ઉદ્યોગમા ખુબ મંડીયા રે,
તેઓ ભારે કાંમોમા પડીયા રે,
તેઓ ફતેહથી ઉંચા ચહડીયા—પુરા ગુણી પારસી૦-૧૦
તેઓ રાખે ચતુરાઇ ભારી રે,
થયા સરકારી, દરબારી[8] રે,
વગો મેલીયા ઘણા વધારી[9]—પુરા ગુણી પારસી-૧૧

---

૬:—હિન્દુસ્થાંનમા પારસીઓ આવી દીવમા વસ્યા, ત્યાંબી તેઓ ઉપર અનેક કિસમના વિટંબણા પડયાં હતાં; તે સબબે, તેઓ દીવથી નિકલી સંજાન જઇ વસ્યા હતા. (કીં૦ સં૦ એ૦ કે૦ સ૦)

૭:—સંજાનમા અંતે પારસીઓ સેવટના ઠરીઠાંમ થઇ પડયા, કેમકે સંજાંનના તે વખતના હિન્દુ રાજા 'જાદીરાણા' એ પારસીઓને ચોકસ સરતે સંજાંનમા વસવાની રજા આપી હતી. (કીં૦ સં૦ એ૦ કે૦ સ૦)

૮:—હિન્દુસ્થાંનમાં ઇંગ્રેજના અમલમા પેહલવેહલા પારસીઓજ સરકાર દરબારમા સુરત મધે પગ પેસારો કરવામા ફતેહમંદ બન્યા હતા. (ડો૦ ફ૦ ક૦)

૯:—સરકારી અમલદારોના માનપાનને પેહલવહેલ્લા પારસીઓજ હિન્દુસ્થાંનમા લાએક ઠડીયા હતા. એ વિશે ડોસાભાઇ ફરાંમજી કરાકા પોતાની લખેલી History of the Parsis મા એક ઠેકાણે લખે છે કે:—

"The establishment of European trading companies at Surat, at-once brought them to the front, and from that

તેઓ મોટાઇ મેલવે છે આજે રે,
જેની કિર્તી ચોમેર ગાજે રે,
બધે પારસી નામ બિરાજે—પુરા ગુણી પારસી૦-૧૨
વીસ કરોડની હિન્દી વસ્તી રે,
તેમા પારસી લાખથી કમતી રે,
તોબી ભોગવે સહુમા ચહડતી—પુરા ગુણી પારસી૦-૧૩
મુખ્ય મુંબઇ છે તેમનું વસવું રે,
તેઓ હાથે છે મુંબઇનું વધવું[૧૦] રે,
પુરૂં પનોતું તેમનું પગલું—પુરા ગુણી પારસી૦-૧૪
વળી બહાદુર તેઓ વેપારે રે,
ઘણા આંટવાલા છે વેહવારે રે,
તેઓ સુધરેલા સંસારે—પુરા ગુણી પારસી૦-૧૫
કરે લખ્ખોની ઉઠલ—પાઠલ રે,
વધે એલમ-હુંન્નરમા આગલ[૧૧] રે,
રાજ જેવી રાખે છે ધાંધલ—પુરા ગુણી પારસી૦-૧૬

---

date commenced the true era of Parsi prosperity and importance. Either the Parsis had the knack of ingratiating themselves in the favours of Europeans, or they were selected by them for their intelligence, business habits, and integrity, for certainly the closest confidence and most cordeal relations were soon established. (ડો૦ ફ૦ ક૦)

૧૦ :—મુંબઇ શેહરની હાલત ખીલવવામાં, અને સુધારાનો ફેલાવો કરવામા તથા કેળવણીનો ચોતરફ વધારો કરવાના કાંમમા પારસીઓએ સર્વથી મોટો આગેવાન ભાગ ભજવ્યો હતો. (પ્ર૦)

૧૧ :—કેલવણી લેવામા, તથા હુંન્નરના જાણકાર થવામા, આ દેશમાં પેહલવેહલા પારસીઓજ હતા. આ દેશમા સરકારી ઓધા મેલવનાર પેહલવેહલા પારસીજ હતા. પેહલવેહલો બેરીસ્ટર, પેહલવેહલો વકીલ, પેહલવેહલો ડાકટર પારસીજ હતો. એટલુંજ નહી પણ પેહલવેહલો સીવીલીયન, પેહલવેહલો શેરીફ, અને પેહલવેહલા જડજ પણ એક પારસીજ હતો. હુંન્નરના જાણકારો તરીકે, પેહલવેહલા ઇજનેરો, પેહલવેહલા રેલવે એનજીન ડાઇવરો, પેહલવેહલા મીલ માલેકો, સ્પીનીંગ માસ્ટરો, કાર્ડ માસ્ટરો વિગેરે પણ પારસીઓજ હતા. (પ્ર૦)

તેઓ સહુ કરતાં છે શોખીલા રે,
તેઓ જાતે રમુજી મોજીલા રે,
શોભે તેઓ વડે કુલ મેલા[૧૨]—પુરા ગુણી પારસી૦-૧૭
તેઓ દેશીઓમા આગેવાંનો રે,
બને તેઓથી ભારે કાંમો રે,
મુળ પાંમે છે તેમના નામો—પુરા ગુણી પારસી૦-૧૮
તેની સહુમા સખાવત[૧૩] ન્યારી રે,
જેનો ઝરો વેહતો છે જારી રે,
એથીજ મેલવી કિર્તી ભારી—પુરા ગુણી પારસી૦-૧૯
કુલ્લે હિંન્દ દેશની કોમે રે,
કોઇ ખેતાબ 'સર' નો ન પામે રે,
એક પારસીજ[૧૪] 'સર' ને નામે—પુરા ગુણી પારસી૦-૨૦
તેઓ પામીયા છે મોટા ઓદ્ધા રે,
વધી ગયા છે તેમના મોભા રે,
તેઓ વડે દેશીઓની શોભા—પુરા ગુણી પારસી૦-૨૧
દેશ આખાના હકને માટે રે,[૧૫]
તેઓ લડે છે સરકાર સાથે રે,
પડી આગલ 'ને હક માગે—પુરા ગુણી પારસી૦-૨૨

---

૧૨:—જાહેર મેલાવડામા પારસી બાંનુઓ અને ગ્રહસ્થોનુંજ તત્વ હંમેશા વધારે દીપી નિકલતું હતું. (પ્ર૦)

૧૩:—હિન્દુસ્થાંનમા તેમજ દુનીયાના સુધરેલા મુલકોમા, પારસીઓ પોતાની જાહેર સખાવત માટે જાણીતા થયા છે. (પ્ર૦)

૧૪:—હિન્દુસ્થાંનમા 'સર' અને 'બારોનેટ' ના નામીચા ખેતાબ પેહલવેહલા મેલવનાર એક પારસીજ હતો. (સર જ૦ જી૦)

૧૫:—હિન્દુસ્થાંનને વાજબી હક રાજ કરતા તરફથી આપાવવા, અને આ દેશને સ્વરાજ મેલવી આપવા માટે સરકાર સાથ દલીલ કરનારા, મરહુમ શેઠ દાદાભાઇ નવરોજજી, સર ફીરોજશાહ મેરવાનજી મેહતા, અને મીં૦ દીનશાહ વાચ્છા વિગેરે એવાજ બીજા પારસીઓ હતા, તેઓ માટે આ ઇશારો છે. (પ્ર૦)

દુર મુલકે દરીઆ ખેડી રે,
મોહટી કાહાડી છે તેઓએ પેહડી રે,
તોડી નાખી છે બિહીકની બેડી—પુરા ગુણી પારસી૦-૨૩
તેઓ અમેરીકા જઇ આયા રે,
ખુબ વેલાતમા પરોતાયા રે,
બીજા દેશોબી ફરી જોયાં—પુરા ગુણી પારસી૦-૨૪
તેઓ રાજ તરફ વફાદાર[૧૬] છે રે,
જેથી ફીદા ઇંગ્રેજ સરકાર છે રે,
તેઓ ભલાઇના દીલદાર છે—પુરા ગુણી પારસી૦-૨૫
જગે જગે બાંધી ધરમશાલા[૧૭] રે,
થયા સઘલા લોકોને વહાલા રે,
બધે કેહવાય હિંમતવાલા—પુરા ગુણી પારસી૦-૨૬
બહુ બાંધીયા કુવા 'ને પુલો[૧૮] રે,
સુખ સગવડના જે મુળો રે,
શેહરે શેહર કહાડી ઇસ્કુલો[૧૯]—પુરા ગુણી પારસી૦-૨૭

---

૧૬ :—પોતાના રાજકર્તા તરફ વફાદાર રેહવાનું પારસીઓને તેમના ધર્મનું ફરમાન છે. (પ્ર૦)

૧૭ :—સર જમશેદજી જીજીભાઇ, શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇ, શેઠ વીકાજી મેહરજી, શેઠ રૂસતમજી કાવસજી બનાજી, શેઠ ખ૦ અ૦ દાદીશેઠ, શેઠ ફ૦ સો૦ પારખ અને બીજા સખાવતી ખવાસના પારસીઓએ, જુદે જુદે ગામે ધર્મશાલા બંધાવેલી આજેબી આપણ જોઇએ છીએ. (પ્ર૦)

૧૮ :—કુવા, તલાવ અને પુલો પણ મોટી સંખ્યામા પારસીઓએ મુંબઇ તેમજ ગામેગામ બંધાવ્યા છે. એવા કુવા, અમરોલી, અડાજન, ઇછાપોર, ઉદવારા, ઇલાવ, ઓલપાડ, કરંજ, કરાંચી, કલીઆણી, કુરલા, ખંબાત, ગંદેવી, નવસારી, ભરૂચ, મહુ, મુંબઇ, સુરત, વલસાડ, રાંડેલ, દમણ વિગેરે બીજાં ઘણાક ગામોમા આજેબી જાહેર છે. (પા૦ પ્ર૦)

૧૯ :—જેમ કુવા, તલાવો પારસીઓએ ગામેગામ બંધાવ્યા છે, તેમજ કેળવણીના કાંમને ઉતેજન આપવા માટે પારસીઓએ અનેક સ્કુલો પણ સ્થાપી છે, તેમજ ઘણીક સ્કુલોને મદદ માટે ઉદાર દીલથી નાદર રકમો પણ કાહડી આપેલી છે. (પ્ર૦)

ઘણા સ્થાપીયાં દવાખાંના[૨૦] રે,
બહુ કહાડીયાં ધરમના ખાતાં રે,
સહુ જાતની વહારે જાતા—પુરા ગુણી પારસી૦-૨૮

તેઓ જાતે કદાવર અંગના રે,
નુરી ચેહરા ગુલાબી રંગના રે,
દીલે જુસ્સા ધરાવે જંગના—પુરા ગુણી પારસી૦-૨૯

એથી માન વધુ તેમને મલજો રે,
ભુડું સઘલું તેમનું ટળજો રે,
પુત તેજ બહાદુર નિકલજો—પુરા ગુણી પારસી૦-૩૦

તેમના બદખાહો ઉંધા પડજોરે,
તેઓ મોહટાઇમા હંમેશ ચહડજોરે,
'ખુરશેદ,[૨૧]' મિસાલ ઝલકજો—પુરા ગુણી પારસી૦-૩૧

(પા૦ ગ૦ સં૦)

---

૨૦ :—જેમ ધર્મશાલા, અને કુવા, તલાવ તથા પુલો પારસીઓએ ગાંમેગાંમ બંધાવી પ્રજાની પીડા ટાળી છે, તેજ રીતે પારસીઓએ ગરીબોના દુખ નિવારણ કરવા માટે મુંબઇ તેમજ દેશાવરોમા ધરમના દવાખાના કાહડયા છે. (પ્ર૦)

૨૧ :—'ખુરશેદ'-મરહુમ ખરશેદજી બમનજી ફરાંમરોજ—આ ગરબીના જોડનાર કવી, અને એક જાહેર લેખક. (પ્ર૦)



## કિયાંની કિર્તી.

### કિયાંનીઓની યાદમા જોડાયલી ઉરદુ સાકી.

કહું કીયાંનીને કાંમ, કીયા ખુબ નામ, જગતમે રોશનેજી,
જરાથોસ્તકા કહું મોજેજા, હયાત હુય પેશોતનેજી.[૧]
જહાંનમે જેહાં પેહલવાંન નામ રૂસતમ હો ગયે પીલતનેજી,
અસ્ફંન્હીયાર[૨] દીલાવર હો ગયે, ઉનકા બદન રૂઇનતનેજી.[૩]
હુવા ગાલેબ શયતાંન, તીર પયકાંન[૪] ચલા ચશમ મ્યાંનેજી,
ઉનકા બયેર_બહુમનને[૫] લીયા, જાબુલસ્તાંન કીયા વયરાંનેજી.
આલમમે એક અદલ હો ગયે, શાહા મેરે નૌશીરવાંનેજી,[૬]
કીયા અદલ ઇનસાફ, જગતમે કિરત ખલક રહી દરમ્યાંનેજી.

---

૧:—પેગંમ્બર જરથોસ્તે કરેલા મોજેજાની બરકતથી ગુસ્તાસ્પ પાદશાહનો દીકરો પેશોતન અમરગી પામ્યો હતો. (પ્ર૦)

૨:—અસ્ફન્દીઆર, પાદશાહ ગુસ્તાસ્પનો દીકરો, અને પેશોતનનો ભાઇ. (પ્ર૦)

૩:—પેગંમ્બર જરથોસ્તે ઇજિશની કરી કરેલા મોજેજાની બરકતથી, અસ્ફન્દીઆરનું તમામ શરીર તાંબા જેવું કઠણ થઇ ગયું હતું, જેથી લડાઇમા કોઇબી હથીઆરનો જખમ તેના શરીર ઉપર ધાવ કરી શકતો નહી હતો. એ સબબને લીધે એને 'રૂઇનતન' કેહવામા આવે છે. (પ્ર૦)

૪:—રૂસતમ સાથ અસ્ફન્દીયારે કરેલી લડાઇમા. રૂસતમે જ્યારે અસ્ફન્દીઆરના હાથ ઉપર પોતાની હાર થવાનો સમો જોયો, ત્યારે જાલની ફરમાસથી 'સીમુર્ગ' ની સલાહ રૂસતમે લીધી, અને તેણે બે પયકાંનવાલો તીર, અસ્ફન્દીઆરની આંખોમાં મારવાની સલાહ આપી હતી; અને તેમ કીધાથી રૂસતમના હાથ ઉપર અસ્ફન્દીઆર મારયો ગયો હતો. (પ્ર૦)

૫:—બહમને પોતાના બાપ અસ્ફંદીઆરના મોતનું વેર, રૂસ્તમના મરણ પછી, જાબુલને વેરાન કરીને, અને રૂસતમની ઓલાદને પાયમાલ કરી લીધું હતું. (પ્ર૦)

૬:—નોશીરવાન અદલ ઇરાંનનો સાસાની વંશનો પાદશાહ. એ પોતાના 'રાસ્ત ઇનસાફ' મા ટે 'અદલ' ના એલકાબથી જાણીતો થયો હતો. (પ્ર૦)

નેકીકી ખુશબોઇ રહે ગઇ, જાંહાં તક જમીન ઔર આસ્માનેજી,
જરાથોસ્ત ઇયું કહે ગયે અંદે બંદગી પર રખના ધ્યાંનેજી.

(ધોસા) જરાથોસ્ત તુંહી પયગંમ્બરે;
સબ નબીઓંકા સરદારે.
પાયા તું હકકા નુર સારે;
આયા આસ્માન પર જારે;
જરાથોસ્ત કહે ગયે સુન ઇયારે;
કરો બંદગીકા બયપારે;
'સોરાબજી'[૭] જપે નામ તેરા,
જરાથોસ્ત પયગંમ્બર મેરાજી. (ગા૦ દી૦ ચ૦)

૭:—આ છંદ જોડનાર પારસી.



## કિયાંની કિર્તી.

### શાહનામાનો સંક્ષેપ સાર.

(ઉરદુ જબાંનમા.)

(ખિયાલ.)[1]

દીન બરહક હય યજદાંપરસ્તી, દેખ રાસ્તી રાહ હય ખરી,
જાન જાય બરહક હય દીન પર; હિંમતકી કિમત બડી-ટેક.
કયુમર્સસે[2] શરૂ હુઈ એ યજદાંપરસ્તી સુન ભાઈ,
યઝદઝર્દ[3] આખીરમે બાદશાહ, વાહાંસે ઉનોકી હદ આઈ.
તખ્તો-તાજ, ઔર રાજ-તાજ, સબ સાજ ગયા સંપજ નાહી,
હુવા હુકુમ સાહેબકા યારો, વાંહાં કીસકા ચલતા નાહી.
ખાબ ખીયાલ પર મત ભુલ બંન્દે, ગંધકી ભરી હુયે તન માહી,
કિયાંની જયેસે હો ગયે બાદશાહ, રહી નેકીસે ખુશબોઈ.
અદલ કીયા ઈનસાફ નૌશીરવાંન,[4] ફરજંદ પર કાતીલ ધરી,
જાંન જાય બરહક દીન પર—૧.

---

૧ :—આ છંદ લગભગ સાઠ વરશની ઉપર કિયાંનીઓની કિરતી ગાવા માટે, તે વખતના એ પારસી નામે સોરાબજીએ† રચ્યો હતો. આજથી લગભગ ત્રેપણ વરશની વાત ઉપર (ઈ૦ સ૦ ૧૮૬૭ મા) 'ગાએન દેલચમન' નામના છપાએલાં એક પુરાણા પુસ્તકમાથી એ ખ્યાલ મલ્યો છે. (પ્ર૦)

† આ પારસી સોરાબજીને 'સોરાબજી ચીકન છાપનાર' ઉરફે 'બાએલા' જે ગરબા ગવાડવા તથા જોડવા માટે છેલ્લા જમાનામા જણાઈ ગયલો હતો, તેને આ 'સોરાબજી' સમજવાની ભુલ કરવી નહી. (પ્ર૦)

૨ :—કયુમર્સ. એને પાહલવી જબાંનમા 'ગઓમર્ત' ને નામે ઓલખાવ્યો છે. કેટલાકો એને દુનીયામા સહુથી પેહલા આદમી તરીકે ઓલખાવે છે. ફીરદોસી એને ઈરાંનના પેહલા પાદશાહ તરીકે ઓલખાવે છે. (શા૦ કુ૦)

૩ :—યઝદઝર્દ શેહરીઆર. સાસાની વંશનો છેલ્લો પારસી પાદશાહ. પારસી શેહનશાહતનો અંત એના રાજમા આવ્યો હતો. (સં૦ શા૦)

૪ :—નોશીરવાંન અદલ. ફીરદોસી પ્રમાણે નોશીરવાનનું અસલ નામ 'કેસ્રા' હતું, જે પાહલવી લખનારાઓ પ્રમાણે 'ખુસ્રો' હતું. નોશેરવાંન, એ એનું ખેતાબી-નામ છે. (ડા૦ જી૦ જ૦ મો૦)

આખર મરના, ફેર ક્યા ડરના, સુનો બાત મેરે કિયાંનીકી,
નુર જહુર હકને દીયા, ખુબસુરતી રોશન પેશાનીકી.
લાખો ફોજમે એક ઝુંકાવે, તારીફ સબ પેહલવાનીકી,
શેર પીલંગ સબમે રૂસતમ[5]થા, સજાવત સાચી જીનકી.
શ્યાવક્ષ[6] શાહકો જબે કીયા, સો કરનીથી કસરેવજકી[7],
ઉસી દીનસે જંગ મચાથા, નામવરી ઇરાંનીકી.
ફોજ બુલાઇ અફરાસ્યાબને, મુલ્કોમેસે જમા કરી,
જાંન જાય બરહક દીન પર—૨.
તુરકી, અરબી, ઔર કપચાકી, ચીની ઔર માઝેનદરાની,
'એકદસ્તને'[8] રખસ ચુરાયા, દેખી સુલેહકી નીશીઆંની.
સીંન્ધી, ફીરંગી,[9] ઔર તારતરી, ધુલ હો ગઇ સબકી જવાંની,
પુકાર કરકે હમનબર્દ માગે, મુકાબીલ જાબલુસ્તાંની.
તીર, ગુરજ, સમશીર, નેજે, ખંજરમે આબદાર પાંની,
રએકા મયદાંન ભરા લશકરસે, લડાઇ હો રહી સુલતાંની.
આજેજ હોવે તબ જાદુ ચલાવે, નીરંગસે બલા હારી,
જાન જાય બરહક દીન પર—૩

---

૫:—ઈરાંનનો પેહલવાંન, 'તાજબક્ષ રૂસતમ'. (પ્ર૦)

૬:—અસો શીયાવક્ષ. ઇરાંનના પાદશાહ કયકાઉસનો દીકરો, જેણે પોતા ઉપર મુકાયલું બોહતાન ખોટું પાડવા, આતશની ચેહમાંથી પસાર થવું પડયું હતું. (સં૦ શા૦)

૭:—કસેવજ. તુરાંનના પાદશાહ અફરાશીઆબનો ભાઇ. જેના ફીતુરથી ભંભેરાઇ, અફરાશીઆબે પોતાના જમાઇ શીયાવક્ષને જબેહ કરાવ્યો હતો. (ડા૦ જી૦ જ૦ મો૦)

૮:—'એકદસ્ત' નામનો તુરાંનના બાદશાહ અફરાશીઆબનો એક જંગી પેહલવાંન, જે પેહલવાંન રૂસતમનો રક્ષ ચોરી ગયો હતો. આ પેહલવાન જનમથીજ એક હાથનો હોવાથી, તેને 'એક દસ્ત' ને નામે ઓલખાવ્યો છે. શાહનામામા એ પેહલવાંન માટે જોકે કાંઇ ઇશારો જણાતો નથી, પણ સોહરાબના દીકરા બરજોના દાસ્તાનોમા એ એકદસ્ત તનબજા નજરે પડે છે. (પ્ર૦)

૯:—ફીરંગી. એ ઇશારો ખ્રીસ્તી ધર્મવાલા રૂમી અને યુનાનીઓ માટે કરેલો છે, કેમકે સાસાની વંશના પાદશાહોને તેઓ સામે મોટી લડાઇઓ કરવી પડી હતી. (પ્ર૦)

રૂમી, હિંન્દી, જરંન્દાબી, આએથે સબ લડનેકો,
જીનો પરી પરસતાંનકે, જબરદસતી કરનેકો.
ખુતન શેહરસે કંઇએક આએ, આદી લોકબી અડનેકો,
જીંનાતી જીંન-લોક જાદુમેં, જીકર કરે સબ જીતનેકો.
મગરેબી મગરૂર બડે થે, મંજલ ભારી હુઇ ઉનકો,
સગસારી ઔર કંઇક પડે થે, કોન ગીને ચારો ખુતકો.
યઝદાંવાલે યઝદાંપરસ્તકે સનમુખ આવે તો અજલ ભરી,
જાન જાય બરહક દીન પર—૪

કંઇ વખ્ત લશ્કર લે આયા અફ્રાસીયાબ ઇરાંન પરે,
દીલકી ઉમીદ દીલમે રહે ગઈ, હારે નહી, કીરતાર કરે.
કંઇએક વખ્ત વોહ ચુપચુપ ભાગા, લશ્કર શીકસ્ત ખા કરે,
સાંમે સવારકે[૧૦] ખાંનદાંનને શમશીર બજાઇ જા કરે.
ઇરાંન-તુરાંન દોનો લડતે, આઇ બંન્દોકી આખરે,
શ્યાવક્ષકા બેર લીયા થા કયેખુશરૂને[૧૧] જા કરે.
બડા નેક વોહ હુવા બાદશાહ, કોઇ નહી કર સકા બરોબરી,
જાન જાય બરહક દીન પર—૫

શ્યાવક્ષ શાહકો જબેહ કીયાથા, લહુ ગીરા નહી જમીન પરે,
હુઇ ફતેહ શમશીર ઇરાંની, બેઠે નચીંત હો કરે.
બાહાગકે આગે બકરી આતી, બીચાર કરના ચાતુરે,
યઝદાંપરસ્ત એ શેહેર સીર પર, યઝદાં હમારા મુખત્યારે.
આજ કલકે કોહોલે નીકલે, જમાનેકે બનકે બડે,
પડે શેર મયદાંન લોંકડી, ક્યા કરતી એ આ કરે.
કયેખુશરૂ જબ ગયે ગોફેમે, જાતે વખ્ત નસીહત કરી,
જાન જાય બરહક દીન પર—૬

---

૧૦:—જેહાં પેહલવાંન રૂસતમ પોતાના નિયાંગાન 'સાંમે સવાર' ના ખાંનદાંની નામે ઓળખાતો હતો. (પ્ર૦)

૧૧:—કયેખુશરૂ. ઇરાંનનો પાદશાહ. (પ્ર૦)

સાંમ,[12] નરીમાંન, કેરસાસ્પ,[13] અતરત, ઝાલેજર જોરાવરે,
રૂસતમ, ઔર સોહરાબ,[14] બરજો,[15] ખુરશેદ મહાપેકરે.[16]
ફ્રરાંમર્ઝ,[17] આદરબુરજીન,[18] ગાલેબ બહુમન શાહ પરે,[19]
ફ્રેરોખ ફ્રરીદુન[20] ફીરેસ્તે ખસલત, જોહાક[21] જાલમકો મારે.
ગેવ[22] ઔર બાંનુ ગોશસ્પ,[23] નેકબખ્ત થે દીલદારે,

---

૧૨ :—સાંમ. રૂસતમ પેહલવાંનના બાપ ઝાલનો પેદર. (પ્ર૦)

૧૩ :—કેરસાસ્પ. અવસ્તા પ્રમાણે સામના ખાંનદાંનનો નિયાંગાંન. ઇજિશનેના ૯ મા હામા જણાવ્યા પ્રમાણે, કેરસાસ્પ એક ઘણોજ જોરમંદ અને બહાદુર જવાંન હતો. (પા૦ ત૦ ફ૦)

૧૪ :—સોહરાબ. જેહાંપેહેલવાંન રૂસતમનો દીકરો. (પ્ર૦)

૧૫ :—બરજો. સોહરાબનો બેટો. સોહરાબને લગતું વધુ બ્યાંન ફીરદોસીના શાહનામા અંદર જણાતું નથી, પણ બરજો નામા મધે, સોહરાબને ત્યાં એ પેહલવાન બેટો કેવી રીતે જનમ લેવા પામ્યો, તે વીશે એક અસરકારક દાસ્તાંન લખાયું છે. (પ્ર૦)

૧૬ :—ધારવા મેલે બરજોના દીકરા કરીમાંનનો બેટો. (પ્ર૦)

૧૭ :—ફ્રરાંમર્ઝ, રૂસતમ પેહલવાનનો બેટો. (પ્ર૦)

૧૮ :—આદર બુરજીન, ફ્રરાંમર્ઝનો દીકરો. (પ્ર૦)

૧૯ :—બહમન, અસ્ફંન્દીઆરનો બેટો. રૂસતમના હાથ ઉપર અસ્ફંન્દીઆર મારયો ગીયા પછી, તેના દીકરા બહમને પોતાના બાપ અસ્ફંન્દીયારના કીનામા રૂસતમના મરણ પછી, તેની ઔલાદ ઉપર વેર લેવા માંડયું હતું. (પ્ર૦)

૨૦ :—ફ્રરીદુન. પેશદાદી વંશનો જગતઆસ્કાર પાદશાહ, જેણે જોહાક જેવા જાલમ આરબ પાદશાહ ઉપર જમશેદ પાદશાહના કીનામા વેર લેઇ, ઇરાનવેજને બેદાદી અને જુલમમાથી છોડવી, પોતે ઇરાંનના તખત ઉપર બેઠો હતો. પ્રસિધ્ધ ‘કાવેયાની ઝુંડો’ (દરફ્સે કાવેયાની) એજ ફ્રરીદુનના રાજમા હસ્તીમા આવ્યો હતો. (પ્ર૦)

૨૧ :—જોહાક. એને અવસ્તામા ‘અઝીદેહાક’ ને નામે જણાવ્યો છે. એ ઘણો જુલમગાર પાદશાહ હતો, અને પાદશાહ જમશેદને કતલ કરી ઇરાંનના તખ્ત ઉપર બેઠો હતો. (શા૦ કું૦)

૨૨ :—ગેવ. ઇરાંનના વજીર ગોદરેજનો દીકરો. (પ્ર૦)

૨૩ :—બાંનુ ગોશસ્પ :—રૂસ્તમ પેહલવાંનની દીકરી, જે ગેવ સાથ પરણી હતી. (પ્ર૦)

જહાંગીર[24] જહાંબક્ષ,[25] કેરસાસ્પ શ્યાંને થે ખબરદારે.
ગઇયોમર્દ, શામક[26] હો ગયે, હોશંગ[27]કી નામદારી ભરી,
જાન જાય બરહક દીન પર—૭.

લ્યાંનત કસરેવજ પર પડતી, આજ તક દુનીયા મ્યાંને,
અફ્રાસ્યાબને ફરેબ ખાયા, ગાલેબ હુવાથા શયતાંને.
શ્યાવક્ષ ઉપર દયા રખી, સો દાના વજીર પીરાંને,[28]
નેકબખ્ત પીરાંન વજીર થા, બચાયે કંઇએક જાંને.
સાવક્ષ નર અસો ખુબસુરત, જયેસા પુનમકા ચાંને,
કયેકાઉસકી દુસરી ઓરતને ધરા શ્યાવક્ષપે બોહતાંને.
સચાઈ ઉપર શ્યાવક્ષ શાહને આતશકી ચેહમે ફેરી કરી,
જાન જાય બરહક દીન પર—૮.

ફિરદોસી તુસીને જગમે, શાહનામા રોશંન કીયા,
એક એક બયત મોતીકા દાના, ખુબી દેખ કર કાંમ લીયા.
સુલતાંન ગજનવી શાહને એસા ફીરદોસીકો હુકમ દીયા,
એક બયતકી એક અસરફી દેને કો કરાર કીયા.
સુલતાંનકે વજીરને અશરફીકો છુપા લીયા,
સોનેકી જગે ચાંદી દેતા, ફીરદોસીને નહી છીયા.
સુલતાંકી બદીમે બયેત બનાયા, વજીરપે લ્યાંનત ધરી,
જાન જાય બરહક દીન પર—૯.

બહુમનશાહને કરી ખરાબી, અસ્ફંન્દીયારકા બેર લીયા,
જબ તક રૂસતમ હેયાતથા તબ તક જાબુલીઓંસે સુલુક કીયા.

---

૨૪:—જેહાંગીર. પેહલવાન રૂસતમનો દીકરો. (પ્ર૦)

૨૫:—જહાંબક્ષ. પેહલવાન બરજોનો બેટો. (પ્ર૦)

૨૬:—શીયામક. કયુમર્તનો દીકરો, મગર બુંનદેહેશમા એ શીયામકને કયુમર્તનો દીકરો નહી, પણ તેના દીકરાનો દીકરો ગણ્યો છે. (દ૦ મી૦ જા૦ જા૦)

૨૭:—હોશંગ. શીયામકનો દીકરો. એને દેવો સાથ જંગ કરી તેઓને મારયા હતા, અને પોતાના બાપ શીયામકનું વેર લીધું હતું. (પ્ર૦)

૨૮:—પીરાંન. તુરાંનના પાદશાહ અફ્રાશીયાબનો વજીર. (પ્ર૦)

કાબુલીઓને દગા કરકે, રૂસતમકુ ફરેબ દીયા,[૨૯]
ઉસી ફરેબમે ફસા રૂસતમ, મરતે વખતબી નામ કીયા.
અબર સુની રૂસતમકી બહુમન, લશકર લે જાબુલ ગયા,
પેશોતનને[૩૦] નસીહત કરકે, કંઇ તરેહસે સમજાયા.
જાબુલ કીયા વયરાંન વાંહાંબી, લાખો જાનપર આન પરી,
જાન જાય બરહુક દીન પર—૧૦.

હુરોં પરી તાબેથે ક્રિયાંનીકો, પરીઓંસે ખુબસુરત કીયાંની,
કંઇ પરીઓંસે શાદી કીઇ, સુનો ક્રિયાંનીઓંકી બાંની.
સબી મુલ્કોંસે લીએ સલાંમી, ચારોં ખુટ પર નીશાંની,
જીને કરી સરકશી ક્રિયાંનીસે, હુઇ ઉનકી ધુલધાંની.
રેહુમદીલ, દરીઆવ દીલકે, અમર નામ નેકી જાંની,
કોલકે થે સચે ક્રિયાંની, જુઠે કો કરે વયરાંની.
ખુદાપરસ્ત થે કીબલે નુરાંની, આબદાર મોતીકી લડી,
જાન જાય બરહુક દીન પર—૧૧.

હરએક મુશકીલ આસાંન હોતી, જીને જીકર યઝદાંકી કરી,
યઝદાંપરસ્તી દેખી રાસતી, દીલ અંદર પયછાંન ધરી.
ક્રિયાંનીઓકી અજબ શાંનથી, રહેમ દીલ દરીઆવ ભરી,
જો ગુજરે પર સબર કરતે, ઉનકો સારી ખબર પરી.

---

૨૯:—રૂસતમ પેહલવાનનો એક સાવકો ભાઇ શગાદ, કાબુલના પાદશાહનો જમાઇ થતો હતો. તે રૂસતમના કામોથી અદેખો બની, કાબુલીઓ સાથ મલી જઈ, રૂસતમનો જાન લેવા એક કાવતરૂ રચ્યું હતું, અને રૂસતમ તે કાવતરાંનો ભોગ થઇ પડયો હતો. પણ મરતાં મરતાંબી પોતાના દુશમનોને મારી નાખ્યા પછી રૂસતમ મરણ પામ્યો હતો. (સં૦ શા૦)

૩૦:—પેશોતન, અસફન્દીઆરનો ભાઇ અને બાદશાહ બહમનનો કાકો. (સં૦ શા૦)

જામે જહાંનુમા[૩૧] જમશેદ[૩૨] શાહકી, કયખુશરૂકે હાથ ચહડી,
દોનો જહાંકા દેખે તમાશા, નઇયતથી સાબુત ખડી.
ખુદાપરસ્તથે સચે કિયાંની, આબદાર મોતીકી લડી,
જાન જાય બરહક દીન પર—૧૨.

* * *

સુદરા કુસ્તી લાએ જરાથુશ્ત, ગુસ્તાસ્પ શાહાકે[૩૩] મકાંને,
શાહ ગુસ્તાસ્પને દેખા મોજેજા, હયરત હો ગયે દીલ મ્યાને.
અપના બીહીશ્ત[૩૪] શાહાકો દીખાયા, અસ્ફંદીયાર બના રૂઇનતંને,[૩૪]
પેશોતન[૩૪] હુઇયાત રહે હય, જામાસ્પ નજુમ[૩૪] જાંને.
ચાર ચીજ ઈજ દીયે ચારોંકો, સુનો ઉસકા બયાંને,
ચાર ફ્રીરેશતે ગવાહ ઉતરે, ઉસ દરગાહકે દરમ્યાંને.
સોહરાબજી[૩૫]ને છંદ બનાયા હાજરસો હજુર ધરી,
જાન જાય બરહક દીન પર—૧૩. (ગા૰ દી૰ ચ૰)

---

૩૧ :—જામે જહાંનુમા. પાદશાહ જમશેદની એક મહાભારત શોધ, જે પાછલથી દરેક ઇરાંનના પાદશાહોને એક વારસા તરીકે મલતી જતી હતી. (પ્ર૰)

૩૨ :—જમશેદ પેશદાદી વંશનો ઇરાંનનો પાદશાહ. મય, શરાબ, ગાયન વિદ્યા, અને વાજીંત્ર વીગેરે ઘણીક શોધો એ પાદશાહના વખતમાં થઇ હતી. (સં૰ શા૰)

૩૩ :—ગુસ્તાસ્પ, કીયાંની વંશનો ઇરાંની પાદશાહ, જેના અમલમાં પેગંમ્બર જરાથુશ્તે જરથોસ્તી દીનને ફેલાવી હતી, અને ગુસ્તાસ્પે તથા કુલ્લે ઇરાંનીઓએ જરથોસ્તી દીન કબુલી હતી. (જ૰ જી૰ જ૰)

૩૪ :—પેગંમ્બર જરથોસ્તે ઇજશને કરી ગુસ્તાસ્પ પાદશાહની ખ્વાએશ પ્રમાણે, તેને તેનું બેહસ્ત દેખાડયું હતું; અસ્ફંન્દીઆરનું તન ત્રાંબાં જેવું કઠણ બનાવ્યું હતું; પેશોતનને અમરગી બક્ષી હતી, અને વજીર જામાસ્પને નજુમનો ઇલ્મ શીખવ્યો કે જેથી તે ભુત અને ભવિશ સમજી શકતો હતો. (જ૰ જી૰ જ૰)

૩૫ :—આ છંદ જોડનારનું નામ. (પ્ર૰)



## સંસાર કિર્તી.

### પ્રભાતિયું યાને સવહાંણું.*

સખી સુરજ ભલે ઉગીયારે—ભલે ઉગીયારે;
વારીમા ઉગીયારે—દાદાર હોરમજદને બાર;[1]
કે વહાણેલાં[2]—ભલે વાયે[3]—સખી સુરજ ભલે૦
આતશબેહરાંમને બાર—કે વહાંણેલાં—ભલે વાયે—સખી૦
આવાં યજદને બાર—કે વહાંણેલાં—ભલે વાયે—સખી૦
સાંજી આઇને[4] બાર—કે વહાંણેલાં—ભલે વાયે૦
સખી સુરજ ભલે ઉગીયારે—વારીમા ઉગીયારે;
બાવા, સસરાને બાર—કે વહાંણેલાં—ભલે વાયે—સખી૦
મારા માંડવા હેઠે—કે વહાંણેલાં—ભલે વાયે—સખી૦

---

* આ નિશાનીવાલા શબ્દો જુની—ગુજરાતી ભાશાનાં પ્રકાર છે.

[ આ 'સવહેણાં' યાને પ્રભાતિયાંનું ગાયણુ પારસી કોમમા એટલું તો જુનું, જાણીતું અને માનીતું છે, કે સારે રૂડે પ્રસંગે, સહવારનો પોહોર ફાટવા પેહલાં, 'ગાનારી ગાએનો' ગાએ છે. એ ગાયન ઘણુંજ જુના જમાનામા જોડાયલું છે; અને એનો જોડનાર ધણી જણાયો નથી, જો કે મરહુમ સોરાબજી ચીકનદોરની ગરબાની ચોપડીમાં તે અતી અસુધ હાલતમા છપાયલું છે, પરંતુ તે આખાં ગાયનની ભાશા બીલકુલ અપભ્રંશ થઇ ગયેલી હોવાથી, અને તેવીજ હાલતમા તે મુંબઇમા ગવાતું હોવાથી, એ ગાયન નવસારીથી મરહુમ લેખક શેઠ ખરશેદજી બમનજી ફરાંમરોજ પાસથી મંગાવતાં, તેવણે નવસારીથી ખાસ ગાંનારીઓ પાસથી એ ગાયણુ મેલવી મોકલ્યું હતું. દલગીરી ફક્ત એટલીજ છે, કે તેવણે મોકલેલું ગાયન પ્રગટ થઇ બાહાર પડે, તે આગમજ તેવણ ગુજર પામ્યા છે.] (પ્ર૦)

૧ :—બાર=દરવાજા. ( પારસી ગાનારીઓ આ શબ્દ 'બારે' એમ ઉચ્ચારે છે, પણ ખરો ઉચ્ચાર 'બાર' યાને દરવાજો થાય છે. (પ્ર૦)

૨:—'કેહવે નાઆલાં.' એ શબ્દનો ઉચ્ચાર હાલની ગાનારીઓએ વગર સમજવે કાંઇક સબબને લીધે બગાડી નાખ્યો છે, પરંતુ ખરો ઉચ્ચાર 'કે વહાંણેલા' છે. વહાંણેલાં એટલે પ્રભાત (Dawn). (પ્ર૦)

૩ :—વાયે=ફુંકવું. પ્રભાતના પવનનું વાવું. (પ્ર૦)

૪ :—સમી સાંજને વખતે.

વીરા,[૫] ચુરાને[૬] બાર—કે વેહાંણેલાં—ભલે વાયે—સખી૦
વણુ-વેહવાઇને બાર—કે વહાંણેલાં—ભલે વાયે—સખી૦
કુટંબ પરીવારને બાર—કે વહાંણેલાં—ભલે વાયે—સખી૦
પાર પડોસીને બાર—કે વહાંણેલાં—ભલે વાયે—સખી૦
ફલિયા પરાંને બાર—કે વહાંણેલાં—ભલે વાયે—સખી૦
રાજા પરજાને બાર—કે વહાંણેલાં—ભલે વાયે—સખી૦
ધરતી, પ્રથવીને બાર—કે વહાંણેલાં—ભલે વાયે—સખી૦
હાકમ, ઓદ્ધાને બાર—કે વહાંણેલાં—ભલે વાયે—સખી૦
પાહાડ, પરવતને બાર—કે વહાંણેલાં—ભલે વાયે—સખી૦
મે વધાવીયારે—ચાંપા મોઘરાંની કળી—કે વહાંણેલાં—ભલે વાયે—સખી૦
મે વધાવીયારે—મોતી ભરી થાળે—કે વહાંણેલાં—ભલે વાયે—સખી૦
મે વધાવીયારે—ચોખા કુકાંની થાળે—કે વહાંણેલાં—ભલે વાયે—સખી૦

વહાંણુ[૭] તે વાયાં કેમ જાણીયેરે; આંબે કોયલનો સાદ,
ઘેરમા ગીતનો સાદ—કે વહાંણેલાં—ભલે વાયે—સખી૦
માંડવે તે વાજાં-ઢોલનો સાદ—કે વહાંણેલાં—ભલે વાયે—સખી૦
વહાણું તે વાયાં કેમ જાણીયેરે—વનમા મોરલીઓ મલકાયે,
કે વહાંણેલાં—ભલે વાયે—સખી સુરજ ભલે ઉગીયારે.
વહાંણું તે વાયાં કેમ જાણીયેરે—માંડવે મરઘાનો સાદ,[૮]
કે વહાંણેલાં—ભલે વાયે—સખી સુરજ ભલે ઉગીયારે.
ઓસરીએ મોતીના ચોક—કે વહાંણેલાં—ભલે વાયે—સખી૦
ચોખટીઆરા મારા ઓવરારે—તાને* ધારૂં રે,
ચાંપાં મોઘરાંની સેસ—કે વહાણેલાં—ભલે વાયે—સખી૦
તાંને* પોઢારે—મારા (ફલાનાજી) શેઠ,
કે વહાંણેલાં—ભલે વાયે—સખી સુરજ ભલે ઉગીયારે.

---

૫ વીરા=ભાઇ. ૬ ચુરા=ધણી યાને ખાવિંદ. ૭ વહાણું=પ્રભાત.
૮ પ્રભાત પડતાં મરઘો વાસે, તેને પારસીઓ આવકાર દાયક લેખે છે. (પ્ર૦)

તેની આગલ—ભલા ભણે દસતુરો—
કે વહાંણેલાં—ભલે વાયે—સખી૦
દસ્તુરો તે ભણી ગણી ઉઠીયારે,
મારા (ઘેર ધણીનું નામ લેવું); મારા (તેના દીકરાનું નામ લેવું);
તમો દેઓની દાંન—કે વહાંણેલાં—ભલે વાયાં—સખી૦
(ઘર ધણીનું નામ) એ આપ્યા કોરા રૂપીઆરે,
( આ જગે અતલગના બાંનુ બેસીઆના નામો લેઇ ગાવું )
મારી ફલાણી બાઇ; તમારો નવ સેરો હાર;
કે વહાંણેલાં—ભલે વાયાં—સખી૦
ઓવરદામા પટ[૯] ઓવરીરે—તાંને* ધારૂરે,
ભંમરીઆરી સેજ, કે વહાણેલાં—ભલે વાયાં—સખી૦
તાને* પોહોડેરે—મારો ફલાણાજી શેઠ,
કે વહાંણેલાં—ભલે વાયાં—સખી૦
તેની આગલ—ભલા ભણે એરવદો,
કે વહાંણેલાં—ભલે વાયાં—સખી૦
એરવદો તે ભણી ગણી ઉઠીયારે;
મારી ફલાણી બાઇ; મારા ફલાના ભાઈ,
તમે દેઓની દાંન; કે વહાંણેલાં—ભલે વાયે—સખી૦
મારા ફલાણા શેઠ; તમુને વરસની ઇદ,
કે વહાંણેલાં—ભલે વાયે—સખી૦
મારી ફલાણી બાઈ, તમારી પરણાવો ધીઓ,[૧૦]
કે વહાંણેલાં—ભલે વ્રાયે—સખી૦
(ધણીનું નામ) એ આપી ખાંઢે પાંમરીરે,[૧૧]
મારી ફલાણી બાઇ; તમારો નવ સેરો હાર,
કે વાહાંણેલાં—ભલે વાયે—સખી૦
ચોખંટીઆરા મારા ઓવરારે,
તાંને* ધારૂરે—રૂડી પલંગ તળાઇ,[૧૨]
કે વહાંણેલાં—ભલે વાયે—સખી૦

---

૯ પરદો. ૧૦ દીકરીઓ. ૧૧ શાલ. ૧૨ ગોદરૂં-બિછાનું.

તાંને* પાહોડરે—મારો ફ્લાણા શેઠ,
તેની આગલ—ભલાં નાચે મોર,
કે વહાંણેલાં—ભલે વાયે—સખી૦
મોર તે ગાઇ ઉડીયારે,
મારા ફ્લાણા શેઠ; તમે દેઓની દાંન,
કે વહાણેલાં—ભલે વાયાં—સખી૦
ફ્લાણાએ આપીયા કોરા રૂપીઆરે,
મારી ફ્લાણી બાઈ—તમારી કોણીની[13] ઝાલ,[14]
કે વહાંણેલાં—ભલે વાયે—સખી સુરજ૦
કોરા સુવાગા મારા કસકસરે,
પરણતાં પોહોડરે—ફ્લાણાનો જમાઇ,
કે વહાંણેલાં—ભલે વાયે—સખી સુરજ૦
કોરી પાંમરી મારી કસમસેરે, ફ્લાણી બાઇ
પરણતાં પોહોડરે—ફ્લાણીના વીરા,
કે વહાંણેલાં—ભલે વાયાં—સખી સુરજ૦
કોરી પાઘડી મારી કસમસેરે—ફ્લાણા શેઠ,
પેહરાંમણી આંધોરે—ફ્લાણાના વેહવાઇ.
કે વહાંણેલાં—ભલે વાયે—સખી સુરજ૦
કોરા પેહરીયા વાગા કસકસેરે—અરઘતાં પેહરેરે,
ફ્લાણીના જમાઇ—કે વહાંણેલાં—ભલે વાયે.
કોરી કારચોકી મારી કસમસેરે—ફ્લાણી બાઇ
પરણીએ પેહરેરે—ફ્લાણીની ધીઓ,
કે વહાંણેલાં—ભલે વાયે—સખી સુરજ૦
મારે માંડવે—તમે આંધોની સાકર;
કે વહાંણેલાં—ભલે વાયે—સખી સુરજ૦
મારા સાહજનમા—સઘલા આવે સોદાગર;
કે વહાંણેલાં—ભલે વાયે—સખી સુરજ૦
મારે માંડવે—તમે પાંધોની પાંન;
કે વહાંણેલાં—ભલે વાયે—સખી સુરજ૦

---

૧૩ હાથનું ઘુંટણ. ૧૪ ઘુંટણ આગલ પહેરવાનું ઘુંઘરીવાલું ઘરેણુ.

સુંદર તે સાહુજનમા—મારા ફલાણુાને માન,
કે વહાંણેલાં—ભલે વાયે—સખી સુરજ૦
મારે માંડવે—તમે બાંધોની ચોખા,
સુંદર સાહુજનમા—ફલાણુા ભાઇ મોટા;
કે વહાંણેલાં—ભલે વાયે—સખી સુરજ૦
મારે માંડવે—તમે બાંધોની સોપારી;
મારા સાહુજનમા—સઘલા આવે વેપારી;
કે વહાંણેલાં—ભલે વાયે—સખી સુરજ૦
મારે માંડવે—તમે બાંધોની ખારક;
મારા સાહુજનમા—સઘલા આવે પારખ;
કે વહાંણેલાં—ભલે વાયે—સખી સુરજ૦
મારે માંડવે—તમે બાંધોની આવળ;[૧૫]
કે વહાંણેલાં—ભલે વાયે—સખી સુરજ૦
નાઘલીઆ પરણાવોરે—ફલાણીના બાવા;
કે વહાંણેલાં ભલે વાયે—સખી સુરજ૦
મારે માંડવે—તમે બાંધોની ગાય;
કે વહાંણેલાં—ભલે વાયે—સખી સુરજ૦
મારે માંડવે—તમે બાંધોની આસો;[૧૬]
કે વહાંણેલાં—ભલે વાયે—સખી સુરજ૦
સોપારો લેઈ આવોરે—ફલાણી બાઇની સાસુ;
કે વહાંણેલાં—ભલે વાયે—સખી સુરજ૦

* * *

---

૧૫ આવળ=સગન માટે તોરણુ સાથે દરવાજે બંધાતાં એક જાતનાં પાંનડાં. ૧૬ અસોક ઝાડના પાતડાં સગન માટે તોરણે બંધાય છે.

## આતશનું ગીત.

[ આ ગાયણ પારસી કોમમા એક ધારમિક ગાયણ તરીકે જણાયલું છે. એ ગનારાંઓ ગાવાની આગમજ હાથ-મોહોડું ધોઇ, કુસ્તી પાદીઆબ કરી, આતશની ઉપર સુખડ લોબાંન મુકી, ગાવું શરૂ કરે છે.

આ ગાયણમાં જ્યાં જ્યાં ખાલી જગ્યા આવે છે, ત્યાં ત્યાં ઘરના લાગતાં વલગતાં, અને સગાં સ્નેહીઓ—ગ્રહસ્થો તથા બાંનુઓ—ના નામો એકએકની પછી લેઇને ગાવામાં આવે છે. ] (પ્ર૦)

———:૦:———

એકને મલીરે આપરે આતશ જાઇએ,
સાએલડી ચાલોરે આતશ જાઇએ.
તરિયા તોરણ[1] બેહુ મંગલ ગાઇએ,
આજનો સોહેળો[2] મારા ફલાણા ઘેર ગાઇએ,
લગનનો સોહેળો મારી ફલાણીને ગાઇએ, સાએલડી ચાલોરે આતશ જાઇએ
અંધીઆરૂ બેહેદીન સહુ સંજાનથી આયા,
કાહાંથી ઘર પર કીધાંરે મુકાંમ, ,, ,, ,, ,,
અંધીઆરૂ બેહેદીન સહુ કરેરે અંદેસો,
કાંહા જાઈ રોપીએ દીનનાંરે કાંમ, ,, ,, ,, ,,
કાંહા જાઇ કરીએ ધર્મનાં કાંમ, ,, ,, ,, ,,
કાંહા જાઈ કરીએ આપરાં મુકાંમ, ,, ,, ,, ,,
નાહનીરે ઇરાંન, 'ને વડીરે નવસારી,
તાંહા બંધાવો આતશની અગીઆરી, ,, ,, ,, ,,
તાંહા જાઇ રોપીએ દીનનાં ઠાંમ, ,, ,, ,, ,,
તાંહા જાઇ કરીએ ધરમનાં કાંમ, ,, ,, ,, ,,
તાંહા જાઇ કરીએ આપરાં મુકામ, ,, ,, ,, ,,

---

૧ :—તરિયા તોરણ=બારણે તોરણ બાંધી કંકુ, હલદ અને ચોખાને પાંણીમા મેલવી, બારણાના ઉંમર ઉપર સગન પ્રસંગે લગાડવું તે. જેમકે

" માતા જસોદાને ત્યાંય, નવા નવા રંગ થાય છે રે,
'તરિયા તોરણ' બંધાય, માનુની મંગળ ગાય છે રે." (મીરાંબાઇ.)

૨ :—સોહેળો=ખુશાલીનો દાહડો.

નરસંગ વરા કહેરે હું તો અગીઆરી
બંધાવું;
દેસાઇજી કહેરે હું તો દલામાં વટાવું, સાએલડી ચાલોરે આતશ જાઇએ.
(ફલાણી)બાઈ કહેરે હું તો જમીન અપાવું,
(ફલાણા)ભાઈ કહેરે હું તો આંગેવાંન થાવું. ,, ,, ,, ,,
(ફલાણા)બાઇએ આપીયો જમીનનો ઠાર,
આપીઓ ગરથ ભંડાર, ,, ,, ,, ,,
માળણ બાઇએ આપીયો સુતરનો પાસેરો,
અગીઆરીનો તાણોરે પુરાવો, ,, ,, ,, ,,
જરાથુશ્ત કહેરે હું તો દીનને વધારૂ,
(ઘરના પંથકીનું નામ દેવું) કહેરે હું
તો સદરો પેહેરાવું, ,, ,, ,, ,,
સદરો કસ્તી 'ને ટોપી, પદાંન,
દીનને વધારીરે જરાથુસ્તે રાખીઆં નામ, ,, ,, ,, ,,
સદરો પહેરાવીરે (ફલાણા) દારૂએ
રાખયાં નામ, ,, ,, ,, ,,
સદરોને કસ્તી જરાથુસ્ત લાયા,
તેની પુઠે આતશ બહેરામ આયા, ,, ,, ,, ,,
જોશીનો બેટો બોલાવીએરે,
સખી અગીઆરીનાં મુહુરત જોવારો, ,, ,, ,, ,,
લાવો રે દુધના તરાંમરા રે[3]
સખી જોશીના પગરે ધોવારે, ,, ,, ,, ,,
લાવોરે કુકુંના દાબડારે,
સખી જોશીના પગરે ભરાવો, ,, ,, ,, ,,
થાળ ભરોરે સગ મોતીએરે,
સખી જોશીને આવતા વધાવો, ,, ,, ,, ,,
માંડોરે જોશીનાં બેસનારે,
સખી ગુંગરીઆરો પાટ[4], ,, ,, ,, ,,

૩:—દુધ તરાંમરા=દુધના તાંબડા. ૪ પાટ=પાટલો.

લાવોરે સુખડના પેરીયાંરે,
સખી જોશીને હારરે પેહરાવો, સાએલડી ચાલોરે આતશ જાઇએ.
થાળ ભરીરે સગ મોતીએરે,
સખી સુંદર બીજોરે હાર, ,, ,, ,, ,,
જોશીએ ટીપરાં[૫] વાંચીયારે,
સખી મુહુરત આયાં સારાં 'ને સોજાં', ,, ,, ,, ,,
જોશીને પાઘડી ઓઢાડીરે,
સખી ધણીઆણીને પટોરીની[૬] જોડ, ,, ,, ,, ,,
મજુરનો બેટો બોલાવીએરે,
સખી અગીઆરીની જમીન સમરાવો, ,, ,, ,, ,,
મજુરને સોયે કેડે પોતીઆંરે,
સખી ધણીઆણીને ચુરેલાની[૭] જોર, ,, ,, ,, ,,
ગજદરનો[૮] બેટો બોલાવીએરે,
સખી સુના રૂપા ગજ દોરી લઇ આવો, ,, ,, ,, ,,
ગજદરને સોયે ખાંઢે ધોતીઆંરે,
સખી ધણીઆણીને કાપડાંની જોર, ,, ,, ,, ,,
લુહારનો બેટો બોલાવીએરે,
સખી સુના રૂપા ચાંચવા ઘડાવો, ,, ,, ,, ,,
કરાઇનો બેટો બોલાંવીએરે,
સખી સુનાં રૂપાં કરવત લઇ આવો, ,, ,, ,, ,,
એ ચંદન રૂખરે[૯] વહેરાવોરે,
સખી અગીઆરીના ધારણુ[૧૦] પરાવો, ,, ,, ,, ,,
કરાઇને સોયે કેડે[૧૧] કંદોરારે,
સખી ધણીઆણીને વારેલાની જોડ, ,, ,, ,, ,,
સુથારનો બેટો બોલાવીએરે,
સખી સુના રૂપા વાંસલા લઇ આવો,
અગીઆરીના ધારણુ ઘડાવો, ,, ,, ,, ,,

૫ ટીપરાં=ટિપણા યાને પંચાંગ. ૬ પટોરીની જોડ=પટોળી યાને સાડીની જોડ.
૭ :—ચુરેલા=ચુડલા યાને ચુડા, બાંગડી. ૮ ગજદર=ગજ ધરનાર, યાને દરજી. ૯ ચંદન રૂખ=સુખડનું ઝાડ. ૧૦ ધારણુ=ડાંભલા. ૧૧ કેડે=કંમરે.

મજુરનો બેટો બોલાવીએરે,
સખી સુંના રૂપાં ચાંચવા લઈ આવો,
અગીઆરીના પાયારે ખણાવો, સાએલડી ચાલોરે આતશ જાઇએ.
સુંનાને ચાંચવે ખોદીયાંરે,
સખી ટોપલે ભરીયા ભરાવ, ” ” ” ”
ચાંચવે ચમર[12] પેહરાવીએરે,
સખી ટોપલે હોય ઘુંઘર–માળ, ” ” ” ”
મજુરને સોયે રે માથે પાઘરીરે,
સખી ધણીઆણીને છલઇયાંની[13] જોડ, ” ” ” ”
છપરબંધનો બેટો બોલાવીએરે,
સખી અગીઆરીનાં ધારણ રોપાવો, ” ” ” ”
સુંનાનાં ધારણ રોપીયાંરે,
સખી રૂપઇઆના ચહરીયાં વરોત,[14] ” ” ” ”
કુંકાના ગારા ગાળીયારે,
સખી દહીતરે જડીયા પિરોજ,[15] ” ” ” ”
મોભ મોતીએ જડાવીયારે,
સખી સુતરના કીધારે શણગાર, ” ” ” ”
સોળૈયા–સાટકા[16] ના ખી યા રે,
'સખી પાતરીયારા[17] જડીયા પકવાસા, ” ” ” ”
છપરબંધને સોયે હાથે વહેરીયાંરે,
સખી ધણીયાણીને વારોલાની જોર, ” ” ” ”
કોળઇઆનો બેટો બોલાવીયેરે,
સખી અગીઆરીમા કુઓરે[18] કોબાવો, ” ” ” ”
કોળઇઆને સોયે ખાંઢે પીછોડીરે,
સખી ધણીઆણીને કમખાની[19] જોડ, ” ” ” ”

---

૧૨ ચમર=ફુલના હાર. ૧૩ છલઇયાં=હાથે પેહરવાના લાકડાંના રંગીન ચુરા. ૧૪ વરોત=મોટાં દોરડાં. ૧૫ પીરોજ=ફીરૂજાને નામે જણાયલો કિમતી પત્થર. ૧૬ સોળૈયા સાટકા=૧૬ ફીટ લાંબા સાટકા.

૧૭ :—પાતરીયા=પાતળા યાને પાતળિયા. ૧૮ કુઓરે કોબાવો=ચુનાની બાંયને કોબો કરાવો. ૧૯ કમખાની જોડ=ચોલી અથવા કાંચલીની જોડી.

સલાટનો[20] બેટો બોલાવીએરે,
સખી અગીઆરીના પત્થર ટંકાવો,
અગીઆરીના પાયારે પુરાવો, સાએલડી ચાલોરે આતશ જાઇએ.
સલાટને સોયે માથે પાઘરીરે,
સખી ધણીઆણીને ચુંદરીની જોડ, ,, ,, ,, ,,
પજાવીનો[21] બેટો બોલાવીએરે,
સખી સુના રૂપાં ઇંટિરે લઇ આવો, ,, ,, ,, ,,
અગીઆરીના પાયારે પુરાવો, ,, ,, ,, ,,
પજાવીને સોયે પગે મોજડીરે[22]
સખી ધણીઆણીને પેશવાજની[23] જોડ, ,, ,, ,, ,,
કરાઇઆનો બેટો બોલાવીએરે,
સખી અગીઆરીની દીવાલ બંધાવો, ,, ,, ,, ,,
કરાઇઆને સોયે અંગે (સ)વાગારે,
સખી ધણીઆણીને અલેચાની જોડ, ,, ,, ,, ,,
ટિપનારાનો બેટો બોલાવીએરે,
સખી અગીઆરીની દીવાલ ટિપાવો, ,, ,, ,, ,,
ટિપનારને સોયે માથે મોરીયાંરે,[24]
સખી ધણીઆણીને [25]ઝાલરીયાંની જોડ, ,, ,, ,, ,,

* * * *

ચોકટિઆરા ઓટલા બાંધીયારે,
સખી ઓસરીએ મોતીના ચોક, ,, ,, ,, ,,
સીસમનાં બારણાં મેલાવીયાંરે,
સખી તોરણે નાગરવેલ, ,, ,, ,, ,,
જમીન આપી ફલાણી બાઇએ
રાખીયાં નામ, ,, ,, ,, ,,
આગેવાન રહીને ફલાણા ભાઇએ
રાખીયાં નામ ,, ,, ,, ,,

---

૨૦ સલાટ=પત્થર ટાંકનાર. ૨૧ પજાવી=કડિયો. ૨૨ મોજડી=ખાસડાં. ૨૩ પેશવાજની જોડ=પહેરવેશની જોડી. ૨૪ મોરીયાં=પાઘડી ૨૫ ઝાલરીયાં=ઘુંઘરીઓ.

દીનને વધારીરે જરાથુસ્તે રાખીયાં નામ, સાએલડી ચાલોરે આતશ જાઇએ.

સદરો પહેરાવીરે (ફલાણુ) દારૂએ
રાખીયાં નામ, ,, ,, ,, ,,
કંણુસારાનો બેટો બોલાવીયેરે,
સખી તરાંબાના તરભાંન[26] લઈ આવો, ,, ,, ,, ,,
દસતુરનો બેટો બોલાવીયેરે,
સખી આતશ બેહરાંમ તખત બેસવા,
મુહુરત જોવારો, ,, ,, ,, ,,
લાવોરે દુધના તરાંબરારે,
સખી દસતુરજીના પગરે ધોવારો, ,, ,, ,, ,,
લાવોરે કુંકાના દાબડારે, ,, ,, ,, ,,
સખી દસતુરજીના પગરે ભરાવો, ,, ,, ,, ,,
થાળ ભરો સગ મોતીએરે,[27]
સખી દસતુરજીને આવતા વધાવો, ,, ,, ,, ,,
માંડોરે દસતુરજીના બેસનારે,
સખી ઘુંગરીઆરો પાટ, ,, ,, ,, ,,
લાવોરે સુખડ પેરિયાંરે,
સખી દસતુરજીને હારરે[28] પેહરાવો, ,, ,, ,, ,,
દસતુરજીએ ટીપણું વાંચીયાંરે,
સખી મુહુરત આપીયા સરોસ રોજ, ,, ,, ,, ,,
મુહુરત આપેયાં આદર રોજ, ,, ,, ,, ,,
દસતુર દેશાઇ મલી આતશ બેહરાંમ
ઈજીયાં,
સઘળું અંનજુમન મળી આતશ
બેહરાંમ ઈજીયાં,
લાવી મેલીયા પંચની વારી, ,, ,, ,, ,,
તરાંબાને તરભાંને આતશબેહરાંમ
ઈજીયાં,
લાવી મેલીયા આતશની અગીઆરી, ,, ,, ,, ,,

---

૨૬ તરભાંન=ક્રિયાકાંમમા વપરાતા ત્રાંબાના ખુમચા. ૨૭ સગ મોતી=પડા રોકા ગ્રાટના મોતી. ૨૮ હાર=ફુલોની માળા.

લાવી સોંપીયા મોબેદોને હાથ, સાએલડી ચાલોરે આતશ જાઇએ.
મોબેદોને સવાજા સીવરાવીએરે,
સખી ગોરાણીને પોપટીઆરો ચીર,[૨૯] ,, ,, ,, ,,
દસતુરજીને પાંમરી[૩૦] ઓઢારીએરે,
સખી આતશ બહેરામ તખતે બેઠા, ,, ,, ,, ,,
કંણુસારાનો બેટો બોલાવીએરે,
સખી ત્રાંબાના કુંડરે[૩૧] લઇ આવો, ,, ,, ,, ,,
સોનારાનો[૩૨] બેટો બોલાવીએરે,
સખી સુના રૂપાં ચમચ લઇ આવો, ,, ,, ,, ,,
આતશ બેહરાંમ બેયરે દેવારે, ,, ,, ,, ,,
ભરતિયાનો[૩૩] બેટો બોલાવીએરે, ,, ,, ,, ,,
સખી પીતરીઆરા[૩૪] ઘાંટરે લઇ આવો. ,, ,, ,, ,,
સરઇયાનો[૩૫] બેટો બોલાવીએરે,
સખી અગર સુખડ, લોબાંન લઇ
આવો. ,, ,, ,, ,,
આતશ બહેરામ માચીરે ચહરાવોરે, ,, ,, ,, ,,
વણજારાનો[૩૬] બેટો બોલાવીએરે,
સખી ઘઉ, દાળ, બારડ લઇ આવો. ,, ,, ,, ,,
આતશ બહેરામ કુલારાં ચહરાવો. ,, ,, ,, ,,
સોનીરાનો બેટો બોલાવીએરે,
સખી સુના રૂપાં પુલરે લઈ આવો. ,, ,, ,, ,,
આતશ બહેરાંમ વધામણા હોય, ,, ,, ,, ,,
કણુસારાનો[૩૭] બેટો બોલાવીએરે,
સખી ત્રાંબાના કોડિયાં લઇ આવો, ,, ,, ,, ,,
આતશ બેહેરામ દીવરા હોય, ,, ,, ,, ,,

---

૨૯ ચીર=સાડી. ૩૦ પાંમરી=શાલ. ૩૧ કુંડ=વાસણ. ૩૨ સોનારાનો બેટો=સોનીનો દીકરો. ૩૩ ભરતિયાનો બેટો=ઓતનારનો બેટો. ૩૪ પીતરીઆરા ઘાંટ=પીતલની ધાતુના ઘાંટ. ૩૫ સરઇયાનો બેટો=ખુશબોઇયા યાને સુગંધી વેચનારનો દીકરો. ૩૬ વણજારાનો બેટો=દાણાના વેપારીનો દીકરો. ૩૭ કણુસારાનો બેટો=ત્રાંબાના વાસણ ઘડનારનો દીકરો.

ધીવારાનો બેટો બોલાવીએરે,
સખી ઘીની શીપરે લઇ આવો, સાએલડી ચાલોરે આતશ જાઇએ.
આતશ બહેરામ દીવરા ભરશે, ,, ,, ,, ,,
કુકડીઆનો[38] બેટો બોલાવીએરે,
સખી મરઘાં જોડરે લઈ આવો, ,, ,, ,, ,,
આતશ બેહેરામ જાગરણા હોય, ,, ,, ,, ,,
ઝવેરીયાનો બેટો બોલાવીએરે, ,, ,, ,, ,,
સખી મોતીની જુલરે લઇ આવો, ,, ,, ,, ,,
આતશ બહેરામ તોરણ બંધાવો, ,, ,, ,, ,,
માળીરાનો બેટો બોલાવીએરે,
સખી ફુલ દડા જોડરે લઇ આવો, ,, ,, ,, ,,
આતશ બેહરામ જાળીરે ભરાવો. ,, ,, ,, ,,
આતશ બેહરામ ચંદરવો[39] બંધાવો. ,, ,, ,, ,,
ભુખીઆંની ભુખ ભાંજીએરે,
સખી તરસીઆંને પાણીલાં પાઓ, ,, ,, ,, ,,
સઘલા સંજાના સહુ સરખીરે જોરી,
આતશ બેહરાંમ લઇ ગયા ચોરી, ,, ,, ,, ,,
અંધીઆરૂ બહેદીન સહુ કરેરે અંદેશો,
કાંહુંથી લાવશું ભશમની રખ, ,, ,, ,, ,,
શાએ કરશું ધરમનાં કામ, ,, ,, ,, ,,
ખજાનાની કોથળી ફલાણાજીને હાથ, ,, ,, ,, ,,
દસતુરજીએ વાંચીયા દીનનારે પોઠા,
આતશ બેહરામ આપણારે હાથ, ,, ,, ,, ,,
સઘળું અંનજુમન, સહુ ચાલો રે
અગીઆરી,
જારી કરો કજશાનીનાં કાંમ, ,, ,, ,, ,,
દસતુર–દેશાઇ મળી આતશ બેહરાંમ
પરથીયા,
લાવી મેલીયા ખોરશેદવારી, ,, ,, ,, ,,

---

૩૮ કુકડીઆનો બેટો=મરઘાંના વેપારીનો બેટો. ૩૯ ચંદરવો=છત્તર.

ત્રાંબાને તરભાને આતશ બેહરાંમ
પરથીયા,
લાવી મેળીયા આતશની અગીઆરી, સાએલડી ચાલોરે આતશ જાઇએ.
મોબેદોને આસોદાદ અપાવીયેરે,
સખી ગૌરાણીને પોપટીઆરો ચીર, ,, ,, ,, ,,
દસતુરજીને પાંમરી ઓઢાવીયેરે,
સખી આતશ બેહરામ તખતે બેઠા, ,, ,, ,, ,,
દસતુરજીને પાંમરી ઓઢાવીયેરે,
સખી દસતુરણને પટોલીયાંની જોર, ,, ,, ,, ,,
નવાં તે લાકડાં વેહરોરે કરાઇ,
આતશ બેહરામ પરથીયા ખરશેદજી
દેશાઇ, ,, ,, ,, ,,
આતશ બેહરામ પરથીયા મનચેરજી
દેશાઈ, ,, ,, ,, ,,
ખજાનાની કોથરી ખરશેદજીની પાસ,
રોશન બેહેશત દેશાઇ મનચેરજીની
સાથ, ,, ,, ,, ,,
રોશન બેહેશતરે દેશાઇ ખરશેદજીની
સાથ, ,, ,, ,, ,,
રોશન બેહેશતરે દેશાઈ જમશેદજીની
સાથ, ,, ,, ,, ,,
દાદાર હોરમજદે પુછીયારે,
સખી આપરી દીનમાં કેવાંરે સવાબ. ,, ,, ,, ,,
પારસી કેવાંરે સવાબ, ,, ,, ,, ,,
સુપ્રભાતે ગાય નીરંગ ચોળીયાં.
તરાંબાએ ધોયારે હાથ, ,, ,, ,, ,,
તરીસે રોજ અથોસીઆરે,
સખી વાડીમાં લાયારે ગાહમબાર. ,, ,, ,, ,,
અગીઆરીમાં લાયારે ગાહમબાર, ,, ,, ,, ,,
અગીઆરીમાં ધરસીઆ બંધાવીયેરે, ,, ,, ,, ,,

સખી તેની તેં નીરંગી ઝીલાવો, સાએલડી ચાલોરે આતશ જાઇએ.
ભરૂચથી અંનજુમન આવીયું રે,
સખી અમુને તે ધરમ દેખાડો, ,, ,, ,, ,,
જરાથુસ્તે દાદર હોરમજને પુછીયાંરે,
સખી આપરી દીનમાં કેવારે સવાબ. ,, ,, ,, ,,
ધુંગરીઆરો ઝાંપલો[40] બાંધીએરે,
સખી લોહરાં તણી વાર, ,, ,, ,, ,,
ઉઘાડાં છે બેહસ્તનાં બાર, ,, ,, ,, ,,
સેજરીએ[41] સુતાં જેને દાદાર હોરમજદ
સુખીયા.
સેજરીએ સુતાં જેને આતશ બેહરામ
સુખીયા.
તેઓ ગીયા બેહશ્તને બાર. ,, ,, ,, ,,
દાદાર હોરમજદ મેલી જેણે દેવ
દેહરાં પુંજીયાં,
તેઓ ગયા ગરક ભંડાર, ,, ,, ,, ,,
દેવ દેહરાં છોડી જેણે આતશબેહરાંમ
સાજીયાં,[42]
તેઓ ગયા બેહશ્તને બાર, ,, ,, ,, ,,
પાપ કરતાંને વાલીયેરે,
સખી ધરમ કરે તેને આવો, ,, ,, ,, ,,
પાપની ભુખર ભાંજીયેરે,
સખી ધરમની બાંધીયેરે પાળ, ,, ,, ,, ,,
ધરમી દેશાઇ ટેમુલજીના પુત. ,, ,, ,, ,,
ધરમી દેશાઇ મનચેરજીના પુત. ,, ,, ,, ,,
ધરમી દેશાઇ ખરશેદજીના પુત, ,, ,, ,, ,,
તેણે કીધાં ધરમનાં કાંમ ,, ,, ,, ,,
તેણે કીધાં બેહેશ્તના મુકાંમ, ,, ,, ,, ,,

૪૦ ઝાંપલો=દરવાજો. ૪૧ સેજરીએ=પલંગ ઉપર. ૪૨ સાજીયાં=આરાધીયાં.

ધરમી મારા ફ્લાણુજીના પુત, સાએલડી ચાલોરે આતશ જાઇએ.
તેણે કીધાં ભલાઇનાં કામ, " " " "
આતશ જતાંને હાથમે લોટા,
સૌ પાએ દાદાર હોરમજદ મોટા, " " " "
સૌ પાએ આતશ બેહરામ મોટા, " " " "
આપણી દીનમાં જરાથુશ્ત મોટા, " " " "
આતશ જતાંને ધન્ન-પણ દીજીએ,
આપરી દીનની વાત તે, દરવંન્દને
નહી કેહુજીએ, " " " "
આતશ જતાંને હાથમાં જાલી,
વડી તે આતશની અગીઆરી, " " " "
ભલા ભલા મોબેદો સૌ પહડોરે
અગીઆરી, " " " "
આતશ જતાંને હાથમાં ફુલ,
ચાલો જઇએ આતશ બેહરાંમ, સહુની
ભાંજે ભુલ, " " " "
આતશ જતાંને મોતીની ઝુલ,
ચાલો જઇએ આતશ બેહરામ,
આપે સહુને પુત, " " " "
આતશ જતાંને અગર, સુખડ, ઘસીયાં,
સહુમે સમાયાં, સસરા, બાવાજી
વસીયા, " " " "
સહુમે સમાયાં ચુરા વીરાજીના વસીયા,
ચાલોરે જાઇ[43] વહુ આપણે ફુલારાં
લઇ જઇએ,
ચાલોરે બ્હેન ભાભી આપરે ફુલારાં
લઇ જઇએ,
ચાલોરે સંજાન લોકો, આતશ જાઇએ, " " " "
આતશ જતાંને સેસમા પીંગાની,
સંઘલી સાહાસણ[44] મારી ફ્લાણી-
બાઈ ઠકરાણી, " " " "

૪૩ જાઇ=માંતા. ૪૪ સોહાસન=પરણેલી સ્ત્રીઓ.

આતશ જતાંને હાથમાં જાળી,
સંઘરી સોહાસણ મારી ફલાણી-
બાઇ વનજારી, સાએલડી ચાલોરે આતશ જાઇએ.
સાતને પુતરે કીકી કામન કુખે વસેયાં,
આયા મારા આતશ બેહરામ, ને
દાદાર હોરમજદ હસીયા, ,, ,, ,, ,,
આયા મારા જરાથુશ્તને, દાદાર
હોરમજદ હસીયા, ,, ,, ,, ,,
સાતને પુતરે (ફલાણીબાઇ) કુખે વસીયા, ,, ,, ,, ,,
આયા મારા (દીકરાનું નામ,) 'ને
જરાથુસ્ત હસીયા, ,, ,, ,, ,,
સઘલા ભાઇ ચાલીયા વ્હેલને ઘોડે,
(ઘરધણીનું નામ) તો [૪૫]અમસા
જમાઇની જોડે, ,, ,, ,, ,,
ભમરીઆરા[૪૬] મોરની મોરલીરે,
સખી તેને બેઠા ઘડેરે સોનાર, ,, ,, ,, ,,
ઘડજે મારા સપરસજીના બુરખારે,
સખી (ફલાણીબાઇને) નવ સેરો હાર, ,, ,, ,, ,,
[૪૮]ગોરસ ગોરસ ગોરલીરે,[૪૯]
સખી તેને પગે ઝાંઝરનો ઝમકાર, ,, ,, ,, ,,
તેને કોટે[૫૦] નવ સેરો હાર,
તેવી મારા (દીકરાનું નામ) ઘેર નાર, ,, ,, ,, ,,
ઘીએ ભરીયો દીવરો,[૫૧] 'ને દુધે
ભરીયો ઘરૂલો,[૫૨]
ગાએને ગવાડેરે તેનો જીવે ધણી વીરો, ,, ,, ,, ,,

---

૪૫ વહેલને ઘોડે=અમુક જાતની ઘોડાની ગાડી. ૪૬ અમસા=પોતીકા. ૪૭ ભમરીઆરો મોર=નાચતો મોર. ૪૮ મનને કાબુમા રાખનારી. ૪૯ ગોરી=સુંદર સ્ત્રી. ૫૦ કોટે=ગળે. ૫૧ ઘીએ ભરીયો દીવરો=ઘીનો દીવો. ૫૨ ઘરૂલો=ઘડો.

ઘીએ ભરીયો દીવરો, ને દુધે ભરીયો
કુંડ,[૫૩]
ગાએ ને ગવારે તેનો જીવે ધણી પુત, સાએલડી ચાલોરે આતશ જાઇએ
એ ગીત જોડીયા ભરૂચારે જીવા,[૫૪]
આતશ બેહરાંમ, દીનનાંરે દીવા, ,, ,, ,, ,,
એ ગીત જોડીયાં ભરૂચારે ડોસા,[૫૫]
આતશ બેહરાંમ પુણુના તોસા, ,, ,, ,, ,,
ગાએ ને ગવારે તેને ધન પુણુ[૫૬] લાગે,
એક મન કરી સાંભલે તેને ઘણાંરે
સવાબ, ,, ,, ,, ,,
સઘલી સોહાસન આપણુ આતશ
ગીત ગાઇએ,
તો રોશન બેહસ્તમાં જાઇએ, ,, ,, ,, ,,

૫૩ કુંડ=વાસણ. ૫૪ ભરૂચારે જીવા, તે જીવાજી નામનો પારસી કવી, નવસારીમા પેહલવેહલાં આતશ બેહરાંમ પરથાવ્યાં ત્યારે ભરૂચથી નવસારી ગયો હતો, અને તેણે તેના એક બીજા સાથી ૫૫ ભરૂચા ડોસા, તે ડાસાભાઇ ભરૂચા નામના એક બીજા પારસી કવી, એ બંને જને સાથે મલી, આ આતશનું ગીત જોડેલું હતું. ૫૬ ધન-પુણુ લાગે=દોલત અને સવાબ હાસલ કરે.



## ધાર્મિક કિર્તી.

### મરહુમ શેઠ હીરજી વાછાએ[1] મુંબઈમા સર્વથી પેહલું દોખમું તથા દરેહમેહેર બંધાવ્યાં તેની કિર્તીમાં આજે ૨૪૦ વરશ ઉપર જોડાયલું કાવ્ય.[2]

[આજથી ૨૪૦ વરશ ઉપર થાઇ ગયેલા એક લાએક ગ્રંથકર્તા અને શાએર, જેના વિશે આજ ઘણાંજ થોડાં લોકો જાણે છે, તેની શાએરીભરી કલમથી રચાયેલું એક અતી પુરાણું કાવ્ય અતરે નોંધી લેવાની લાલચ થઇ છે. એ શાએર એક મોબેદ હતો, અને તેનું નામ એરવદ રૂસતમ પેશુતન હમજીઆર હતું. એ શાએરે શીઆવશ નામુ, જરથોસ્ત નામુ, વિરાપ નામુ અને અસ્ફંન્દીઆર નામું વિગેરે પુસ્તકો રચ્યાં હતાં. એ માહેલું શીઆવશ નામુ મરહુમ કાબેલ વિદ્યારથી એરવદ તેહમુરસ દીનશાહ અંકલેસરીઆએ છાપી પ્રગટ કીધું હતું. નોંધ ઉપરથી માલમ પડે છે, કે કાવ્ય બનાવવાનો વખત, સવંત ૧૭૩૬ નો હતો, કે

---

૧:—"હીરજી વાછા મોદી. એ શેઠ ઇ૦ સ૦ ૧૬૭૦ મા પેહલવેહલા મુંબઇ આવી એક દોખમુ તથા દરેમેહર બંધાવ્યાં હતાં."

"ડાકટર જાંન ફ્રાયર, કે જે ઇ૦ સ૦ ૧૬૭૧ મા મુંબઇ ખાતે આવ્યો હતો, તેણે પોતાની મુસાફરીના ઇ૦ સ૦ ૧૬૯૮ માં છપાવેલાં પુસ્તકમાં એ દોખમા વિશે નિચે પ્રમાણે લખેલું છે:—

"On the other side of the great Inlet to the Sea, is a great Point abutting against Old—Woman's Island, and is called "*Malabar hill,*" a Rocky, Wooly Mountain, yet sends forth long Grass, A-top of all is a Parsy Tomb lately reared."

"આ દોખમુ હજી લગણ ચોપાટીના ડુંગર ઉપર મોજુદ છે, અને સગડી પણ છેલાં પાંચ વરશ થયાં (એટલે ઇ૦ સ૦ ૧૬૭૦ મા લેવાયેલી નોધના સાલમા) તેજ અસલ દપમા હતી, તે ઇ૦ સ૦ ૧૮૭૩ મા શેઠ દીનશાજી માણેકજી પીટીટ, તેની પાસે એક મોટી સગડી બંધાવ્યાથી, મરહુમ મોદી હીરજીના વારસો શેઠો માણકજી તથા ખરશેદજી સોરાબજી વાછાગાંધી તથા મરહુમ શેઠ નશરવાનજી કાવસજી વાછાગાંધીએ પોતાને ખરચે, તે જુની સગડી ભાંજી, તેમા ફેરફાર કરાવી નવેસરથી બંધાવી છે." (પા૦ પ્ર૦)

૨:—કાવ્ય રચનાર સુરતવાસી મોબેદ રૂસતમ પેશોતન હમજીઆર.

જે ઇસ્વી સને ૧૬૮૦ ને મલતો આવે છે. એ કાવ્યમાં, મરહુમ રૂસતમે પોતાની ચોપડીના દીબાચામા, પોતાના વખતના સુરતના બે નામીચા જરથોસ્તી ખાંનદાંનોની નોધ લીધી છે. [૧] કુવરજી નાનાભાઈ પુંજીઆ, અને [૨] ગાંધી હીરજી વાછા. આ હીરજી વાછાનું કુટુંબ મુંબઇ મધે, 'વાછા ગાંધી' ને નામે જણાયલું છે, અને તે મુંબઇમા વસતાં પારસી કુટુંબોમા સરવેથી જુના કુટુંબો માહેલું એક છે.

કેહ છે કે 'શેઠ ખાંનદાંન' વાલાંઓએ મુંબઇ મધે પેહલવેહલું દોખમું બંધાવ્યું હતું, પણ આ નોધ ઉપરથી જણાય છે, કે તે દોખમુ બંધાવ્યું તેની આગમજ મુંબઇમા એક દોખમુ હીરજી વાછા ગાંધીએ સુમારે ઇ૦ સ૦ ૧૬૭૦ ના સાલમા પોતે પોતાના પઇસાથી બંધાવ્યું હતું. એ હીરજી વાછા ગાંધીની તારીફમાં આ કાવ્ય મોબેદ રૂસતમે જોડયું હતું.]

---

"એ ઉત્તમ કુલ ઉપન્યો[3] ગાંધી હીરજી વાછા રાંમ,
ધન કુખ કહું માતા જે એ સપુત જનમ ધરયું નામ.
એ શુભ ગરહે સનખેતર[4] ધન માતા જે એ પુતર જાયો,

*   *   *   †

તે દન યજદ અમેશાસ્પંદે ઘણું કીધો નાદ,
ધન વાછા રાંમ તમને પ્રભુએ પુતર દીધો સહાદ.

*   *   *

એ પુણે પ્રભુએ તમને અત અતિ પિયારો કીધો,
જે મુંબઇ બંદર પંથક બુલંદ મરતબજ દીધો.
એ સાચ જંદ અવસ્તા અર્થે એરવદ એમજ બોલે,
આંહાં દુખમું[5] દરેહ મેહેર[6] કીધે તું થયો ધની જનને તોલે.

---

૩:—ઉપન્યો=કવીઓ 'ઉતપંન' શબ્દને બદલે કાવ્ય રચનામા 'ઉપન્યો' શબ્દનો ઉપયોગ કરે છે. (પ્ર૦)

૪:—સનખેતર=શુભ નખેતર.

† આ કારીઆની લીટી અસલ નકલમા મળતી નથી.

૫:—એ દોખમુ મુંબઇમા ઇ૦ સ૦ ૧૬૭૦ ના સાલમા બંધાવ્યું હતું. (પા૦ પ્ર૦)

૬:—એ દરેહમેહેર ઇ૦ સ૦ ૧૮૭૩ ના ફેબરવારી માસની મુંબઇ-ની કોટની મોટી આગમાં સદાબરી બળી ગઈ હતી. એ દરેહ મેહર મુંબઇ-

એ આદ પુરખ પુણુથી તમ અત અતિ મોટો મરતબજ પાયો,
ધન હીરજી વાછા તું આંહાં બેબાહ નર ગોરથમાની થાયો.
એ પુણે જીંદગાને નેઆગાંન ગરોથમાની વાસ,
તારી હક્કત કુરસીના એ પુણુથી થયાં ખલાસ.
એ મહા મોટું પુન તાહારા વંશને આગલ આવશે કાંમ,
આંહાં ચંદ્રોકાલી તાહારૂ રહેઉ નેક રોશન નામ.
(શી૦ ના૦.)

મા પહેલવેહલી ઇ૦ સ૦ ૧૬૭૦ મા કોટમા મોદીખાને હીરજી વાછાએ પરડાવેલી હતી. એ દરેમેહર કે જે કોટમા 'ગ્રીન માર્કેટ' ની નજદીકમા હતી, ત્યાં અવાર નવાર ધરમની ક્રિયાઓને માટે એટલું તો લોક ભેગું થતું હતું, કે તે જગો મોટી છતાં પણ તેવે વખતે થોડી પડતી હતી; વિગેરે. (પા૦ પ્ર૦)



## દસ્તુર મેહરજીરાણાની[1] કિર્તી.

### ખિયાલ ઉરદુ જબાંનમાં.

મરણ:—ઇ૦ સ૦ ૧૫૯૧. તા૦ ૧ લી નવેમ્બર. રોજ ૮, માહ ૧૨ (શે૦) ૯૬૦ (ય૦)

[જરથોસ્તી ધર્મની કિર્તીને, હિન્દુસ્થાંનમાં મોગલાઇ વંશના બાદશાહ અકબરની દરબારમાં ઝલકાવનાર પારસી, મેહરજી રાણાની કારકિર્દીની યાદમાં ઉરદુ જબાંનમાં જોડાયલો ખિયાલ.]

મેહેરજી રાણા બડા નેક થા, પુરા બંન્દા સાહિબકા,
પાદશાહ અકબર સુદરા[2] પહેના, દેખ તમાશા મજહબકા.

૧:—નવસારી અનજુમને ઠેડવેલા પેહલા વડા દસ્તુર. એવણ પોતાના કાકા એ૦ વાછા જેસંગના પાલક થયા હતા, જેથી એવણ 'મેહરજી વાછા' ને નામે દીનઆઇનની ક્રિયામાં બોલાય છે; પરંતુ એવણના બાપનું નામ એ૦ રાણા જેસંગ હતું. રાણા જેસંગ—મેહરજી રાણાના બાપ—નૌસારીની પારસી કોમના એક વડા અકાબર, અને સરવે કોમ ઉપયોગી અને ધાર્મિક કામોમાં આગેવાની ભરેલો ભાગ લેતા જાહેર પુરૂશ હતા. એવણ જાતે કાબેલ પુરૂશ તરીકે નૌસારીમાં જાણીતા હતા, અને મહજબને લગતા સવાલોમાં બીજાઓ ભેગી મોટી આગેવાની લેતા હતા. (પા૦ પ્ર૦)

૨:—સુદરા=સદરો.

અકબર શાહ બડા બાદશાહ, ધોંસા બજે કંઇ મુલકોંમે;
જગતગુરૂને[3] ઠાલી ઉડાઇ, બીર જોરસે ગગનમે.
ઉસ ઠાલીકા સુરજ હુવા, દો સુરજ દેખ પડે બાદલમે;
દેખ સુરજ દો રઇયત સારી, અચરત હુઇ અપને દીલમે.
ઉસી દીનસે અકબર આગે બડા મરાતબ જગતગુરૂકા;
પાદશાહ અકબર સુદરા પહેના, દેખ તમાશા મજહુબકા—૧
અકબર પાદશાહ જગત ગુરૂકો મુજરા કરતા ઉસ દીનસે;
વજીર બિરબલ થા જી શ્યાના અકલ તોલી દીલોંસે.
કંમર બાંધ કર બીડા ઉઠાયા, આયા નવસારી દેસે;
લેકર ગયા મેહેરજી રાણાકો, જા પહોંચા પાદશાહ પાસે.
અકબર શાહા તુમ સુનો સઓમે બડા મજહુબ હુયે પારસીકા;
પાદશાહ અકબર સુદરા પહેના, દેખ તમાશા મજહુબકા—૨
દેખુ મજહુબ મય તેરા મહેરજી, કહેતે પાદશાહ અકબરે;
દો સુરજ કયું હુવે ગગનમે, જવાબ દો જલદી કરે.
મેહરજી રાણાકો દીયા બિછાના, નહિ બેઠા ખડા દુરે;
અપને પાસકા રૂમાલ બિછા કર બેઠ ગયા ઉનકે પરે.
કુસ્તી પાયેજા કરકે ઉસને, શુરૂ કીયા કાંમ પહુડનેકા;
પાદશાહ અકબર સુદરા પહેના, દેખ તમાશા મજહુબકા—૩

---

૩ :—જગત–ગુરૂ ; અકબરના રાજમાં વસ્તો એક બુત-પરસ્ત હિન્દુ. એવી કથા છે, કે દિલ્લીમાં જ્યારે પાદશાહ અકબર રાજ કરતો હતો. ત્યારે 'જગત–ગુરૂ' નામના એક હિન્દુએ વીરના જોરથી આકાશમાં ઉંચે એક ઠાળી ઉડારી તેને અધ્ધર રાખી હતી, જેથી અકબરને તેમજ દીલ્લીની આલમને એકને બદલે ગગનમાં બે સુરજ દેખાવા લાગ્યા. આ અજાએબ ચમતકાર જોઇ અકબરે જગત ગુરૂને માન-પાન આપી પોતાની દરબારમાં સરફ્રરાજ કીધો હતો. કહે છે, કે અકબરનો વજીર બીરબલ આ ચમતકારનું ખોટારૂં બાહાર પાડવાને નવસારી તરફ નિકલી ગયો, અને ત્યાં જઇ તે મેહરજી રાણાને પોતાની સાથે દીલ્લી તેડી ગયો હતો. મેહરજી રાણાએ તન પાક કરી કુસ્તી કરી, અવસ્તાઇ કલામો પહડવા શરૂ કીધાં, અને તેના પરીણાંમમાં જગત–ગુરૂએ ગગનમાં ચહડાવેલી ઠાળી, જમીન પર નીચે આવી પડી હતી. જરથોસ્તી દીનની આવી કરામત જોઈ, શાહ અકબર મેહરજી રાણા ઉપર ઘણોજ ખુશ થયો, અને પારસી ધરમનો સ્વીકાર કરી, તેણે સદરો પેહડયો હતો. આ બનાવની નોંધ લેવા માટે તુરાવાલા ગાયકોએ, ઉપલો ખિયાલ રચ્યો હતો. (પ્ર૦)

પાક તન કર લગાજી પહુડને ધિયાન ધરતા સાહેબસે;
ઠાલી આન કર ગીરી જમીન પર, જગત ગુરૂકે ગયે હોસે.
અકબર બાદશાહ, વજીર બિરબલ, દેખ રહે મેહેરજી રાણાસે;
ઉઠાઇ જમીનસે ઠાલી આલમ દેખ રહી સબ તમાશે.
બરાજી કાબીલ દસ્તુર ઉસ પર, ચલા નહી જાદુ કિસકા;
પાદશાહ અકબર સુદરા પહેના, દેખ તમાશા મજહબકા—૪
મજહબ પારસીઓકા દેખ કર, લગા શાહા તારીફ ગાને;
પહેન સુદરા બયઠા તખ્તપર, જયેસા ખીલ રહા ચાને.
કિબલા[૪] નુરાંની કબુલ કરકે, આતશ કીયા રોશંને;
અજબ તરેહકા દેખ મોજેજા, લાયા દીલમે યકિને.
જરાથોશ્ત પર ઇમાન લાયા, નુર બખશા સાહેબકા;
પાદશાહ અકબર સુદરા પહેના, દેખ તમાશા મજહબકા—૫

---

૪:—"ઇ૦ સ૦ ૧૫૮૧ માં અકબર પાદશાહે જે વખતે દુનિયાના સઘલા ધર્મો વિશે તેહકિક ચલાવી, તે વેળાએ તેની દરબારમાં પારસીઓ પણ ગયા હતા. વળી ગુજરાતમાંના પારસીઓ નવસારીથી ગયા હતા, અને તેઓએ જરથોસ્તનો ધર્મ સાચો છે, તથા આતશને માન આપવું એ બીજી બધી પુંજાઓ કરતાં સરસ છે, એમ જાહેર કીધું હતું. પારસીઓ ઉપર અકબરની મેહરબાની ઉતરી, અને તેઓએ તેને અસલી ઇરાની ધર્મ સંબંધી ક્રિયા માર્ગો, તેને લગતા શબ્દો, ફરમાનો, વિગેરે શિખવ્યાં હતાં, અને સેવટે તેણે (એટલે અકબરે) જેમ ઇરાંની શેહનશાહોના મેહલોમાં રાત દિવસ આતશ જારી રેહતો હતો, તેમ પવિત્ર આતશને સંભાલથી રાખવાને પોતાના વડા વજીર અબુલફઝલને ફરમાવ્યું હતું, કે તે દિવસ યા રાતે કોઇબી વખતે બુઝએ નહી—કાંય કે તે ખુદાનું નુર છે, અને તેની પેદાયશની ઘણીક રોશનીઓ માહેલી તે એક મુખ્ય રોશની છે."

"પોતાની નાહની વયથી તેણે (એટલે અકબરે) હિન્દુ રાજાઓને પેટની પોતાની બાઇડીઓ તરફના માનની ઇધાંણી દાખલ, પોતાના જનાનામાં 'હોમ' બાળવાનું જારી રાખ્યું હતું, કે જે પણ જરથોસ્તી મહજબ ઉપરથીજ લીધેલી ક્રિયા છે. પણ એ ઉપરાંત પોતાના તખ્તે બેસવાના ૨૫) માં વરશને નોરોજને દિવસે, તે (એટલે અકબર) સુર્ય અને આતશને જાહેરમાં પગે લાગ્યો હતો, અને સાંજે જ્યારે ચેરાગ સલગાવ્યા ત્યારે, આખી દરબારને તેની સાથે માનથી ઉભું રેહવું પડયું

જામાસ્પી ઔર જરાથોશ્તકી નજુમ ઉનકો માલુમે;
અમર નામ નેકીસે રહે ગયા, સાચી શીખા તાલમે.
જાગીર[૫] બખશી શાહા અકબરને, મેહેરજીરાણુકો ઇનામમે;
નવસારીમે આજ તક હુયે, ઉનકા વસીલા કે નામે.
ઇલ્મ ઉપર અમલ કીયા, પોંહોચા બીહીશ્ત મુકાંમે;
આગે પીછે સબકો મરના, નેકીકા કર લો કાંમે.

---

હતું." (પા૦ પ્ર૦) (Elliot's History of India. Vol. V page 530.)

"જરથોસ્તી ધર્મ તરફ જેમ પાદશાહ અકબરની તેમજ તેના વઝીર અબુફ્જલ, અને બિરબલ ની લાગણી પણ તેટલીજ દિલસોજ હતી. ખોરશેદ અને આતશની સેતાયશ તેઓએ અખત્યાર કરી હતી. વળી જરથોસ્તી રોજ અને માહાનો અકબર પોતાના શાહી ફરમાનમાં ઉપયોગ કરતો હતો. એટલુંજ નહી, પણ 'આઇને અકબરી' માં જણાવ્યા પ્રમાણે, નીચલાં પારસી જશનો અકબરે અખત્યાર કીધા હતાં. ૧, નોરોજનું જશન. ૨, ફર્વર્દિયાંનનું જશન ૩, અર્દિબેહસ્ત મહિનાનું જશન. ૪, ખોરદાદ મહિનાનું જશન. ૫, તીરંગાંનનું જશન ૬, અમરદાદ મહિનાનું જશન. ૭, શહરેવર મહિનાનું જશન. ૮, મેહેરગાંનનું જશન. ૯, આવાં અર્ધ્વિસૂરનું જશન. ૧૦, આદર મહિનાનું જશન. ૧૧, ૧૨ અને ૧૩ દેહ મહિનાના હોરમજદના નામના હમકારીના જશન. ૧૪, અસપંદાદમંદનું જશન." (શમ્સ–ઉલ–ઓલમા, જી૦ જ૦ મોદીએ કરેલું જ્ઞાન પ્રસારક મંડલી તરફથી ભાશણ. ૧૬–૧૨–૧૯૦૨.)

૫:—"જરથોસ્તી ધર્મના ફરમાનો જાણવાની અકબરની ખાએશ હોવાથી મેહરજી રાણા, તે તેને સમજાવવા અકબરની દરબારમાં દિલ્લી ગયા હતા. ત્યાં કેટલીક મુદત રહી આવ્યા પછી અકબરની શાહનઃ શાહત તરફથી, એવણને નવસારીમાં ૨૦૦ વીઘા જમીન ઇનામમાં આપી હતી. એવણ જ્યારે દિલ્લીથી પાછા ફર્યા, ત્યારે નવસારીની અંજુમને એવણને પોતાના વડા દસ્તુર બનાવવાનો એક લેખ તારીખ ૧૨ મી માર્ચ ૧૫૭૯ ને દિને, તથા બીજો લેખ તારીખ ૧ લી સપ્ટેમ્બર ૧૫૮૦ ને દિને, આપ્યો હતો." (પા૦ પ્ર૦)

"મેહરજી રાણાના ઇ૦ સ૦ ૧૫૯૧ માં મરણ નિપજ્યા બાદ, મજકુર ૨૦૦ વીઘા જમીનવાલી જાગીરમાં ઇ૦ સ૦ ૧૫૯૫ માં પાદશાહ

પાક દીનકા બડા મરતબા, ધરમ જરથોશ્તી રબકા;
પાદશાહ અકબર સુદરા પહેના, દેખ તમાશા મજહબકા—૬
હિન્દુ, મુસલમીન, ખ્રિસ્તી મજહબ,. નહી અકબર
ખાતર લાયા;
પારસીકા સચા ઠયેરાકે, ઇમાન દીલમે ઠયરાયા.
રાજગીર[૬] ઉસ્તાદ હમારે, ભલી દીનકે ગુન ગાયા;
સુધ નવ ખિયાલી બોલે યારો, કુલ આલમકે મન ભાયા.
લાખોકી ફોજોમે મોહોરા નહી છુપેગા પારસીકા;
પાદશાહ અકબર સુદરા પેહના, દેખ તમાશા મજહબકા—૭

---

અકબરની દરબાર તરફથી બીજી ૧૦૦ વીઘા જમીન જાગીર તરીકે વધારી આપી, તેનો પાદશાહી મોહોર સુધાનો પરવાનો કરી આપ્યો હતો. એ પરવાનાની નકલ નવસારીના પેહલા દસ્તુર મેહરજી રાણા કેતાબખાનામાં મેલીલી મોજુદ છે. આ વધારાની ઇનામી જાગીરનો તેમજ તેની આગમજના ૨૦૦ વીઘાનો પેહલો પરવાનો પાદશાહ અકબરના રાજ્યના ૪૦ વરશમાં થયો હતો.” (પા૦ પ્ર૦)

૬:—રાજગીર તુરાના ગાયન જોડનાર એક હિન્દુ કવી હતો. (પ્ર૦)

**વધારાની નોધ.**

અકબર પાદશાહના મન ઉપર જરથોસ્તી ધરમની બુલંદી વિશે છાપ મારનાર નવસારીવાસી જરથોસ્તીઓ હતા, એવું શમ્સ–ઉલ–ઓલમા ડાકટર જીવનજી જમશેદજી મોદીએ અચુક સાબેત કરી આપ્યું છે. એ નવસારીવાસી જરથોસ્તીઓમા મુખ્ય આગેવાન મેહરજી રાણા હતા, અને તેવણે કરેલી અસરને લીધે, અકબર જરથોસ્તી મજહબ તરફ ઢલેલો હતો, એ બીનાને ‘બદાઉની’ જેવો ધરમચુસ્ત મુસલમાન લેખક ટેકો આપે છે.

ગુજરાતની પારસી વસ્તીમા નવસારી અવલ દરજ્જો ધરાવતું હતું, અને દસ્તુર મેહરજી રાણા અને તેવણના પીતા ત્યાંની અનજુમનમા આગેવાંન આલી દરજ્જે ધરાવતા હતા. અકબરે ઇ૦ સ૦ ૧૫૭૯ જાહેર રીતે ખોરશેદ અને આતશની સેતાયશ મંજુર કરી હતી, અને પાછલથી તેણે જરથોસ્તી મજહબના ૧૪ જશનો મુકરર કીધાં હતાં, એટલુંજ નહી પણ જરથોસ્તી રોજ, અને માહા તેણે સરકારી દસ્તાવેજો અંદર દાખલ કીધા હતા, અને પોતાના રાજમા ચાલતા સિકકાઓ ઉપર જરથોસ્તી મહિનાઓના છાપ પણ આપ્યા હતા. (પ્ર૦)



## દસ્તુર મેહરજીરાણાની તારીફ.

**જગપ્રસિદ્ધ ગાયક તાનસેને,[૧] અકબર બાદશાહની[૨] દરબારમા, દસ્તુર મેહરજી રાણાની સિફતમા જોડીને ગાઇ સંભલાવેલું ગાયન.**

ઇયા હું! પારસી પહડેસો કબુલ,
ઇયા ધની, પારસી પહડેસો કબુલ.
અગરકી પીઠ ચંદન લપેટયો,
જયસોહી સુખડ પેડ,—ઇયા હું પારસી પહડેસો કબુલ—૧
લંબી-લંબી દાહાડી, શાહ મેહેરયાર,[૩]
તેરે મુખ પર બરસત નુર,—ઇયા હું પારસી પહડેસો કબુલ—૨
કેહત મીયા તાનસેન,
સુંનો શાહ અકબર,
હિંયાંહી બેહીસ્તકો કુલ,—ઇયા હું પારસી પહડેસો કબુલ—૩

---

૧:—તાનસેન. બાદશાહ અકબરના રાજમા થાઇ ગયેલો હિંન્દુસ્તાંની સંગીતનો એક મહાંન ગાયક. આ તાનસેન ગાયન ગાવાની કળામા તેના જમાનામા બીનહરીફ હતો. (પ્ર૦)

૨ :—કાઇબી રીતે જોતાં પાદશાહ અકબરની દરબારમા મેહરજી રાણા ગયા હતા, એવું અચુક પુરવાર થાય છે. એ બીના ડાકટર જીવનજી જમશેદજી મોદીએ રેયલ એશિયાટિક સોસાયટી રૂબરૂ ભાશાણ કરતાં જુદી જુદી દસ્તાવેજી સાબેતીઓ રજુ કરતાં, લગભગ ૧૨૬ વરશની વાત ઉપર લખાયેલી એક કિતાબમાથી, અકબરના પોતાના ગવૈયા તાનસેનનું જોડેલું એક નિચલું ગાયન ડા૦ મોદીએ રજુ કીધું હતું, જે દેખાડી આપે છે, કે અકબરની દરબારમા મેહરજી રાણા ગયા હતા. (પ્ર૦)

૩ :—મેહરજીરાણાનું નામ માહીયાર હતું. (પ્ર૦)



## આવાં અરદવીસુર બાંનુની[1] બંદગીમા સમાયલી મોતેબરી વિશે.

### ખિયાલ—ઉરદુ જબાંનમાં.

[ આવાં અરદવીસુરની સિફ્તમા જોડાયલું આ કાવ્ય, પચાસ વરશ આગમજ તુરાના ખિયાલ રચનાર અને ગાનારની કલમથી જોડાયલું, અને ગાયન દીલ ચમન, તેમજ 'કવીતા ગ્નાંન' નામના પચાસ વરશની વાત ઉપર છપાયલાં પુસ્તકોમાથી મલ્યું છે, અને તે જાળવી રાખવાની મતલબથી, આ પુસ્તકમા તે દાખલ કીધું છે.] (પ્ર૦)

આવાં ઇજદ તુમ ચલો અયે યારો સેવા કરો સત સાહેબકી,
ચીત મીલાકર બંદગી કરના, મુરાદ પુરે દીલોંકી.
ક્યા કહું ઉનકી સીફ્ત યારો, નહી કુચ્છ કહા જાતા,
ડુબતી નાવકો પાર ઉતારે, અયેસા સાહેબ હુયે દાતા.
આસાવનકી આસ પુરાવે, બાહુંજેકો પુતર[2] દેતા,
બંદીવાંનકા બંદ ખુલાસા, ઘડી પલકમે કર દેતા.
એસી હીકમતકા ખાવંદ કીસકી ઉમીદ ના રેહેવે બાકી,
ચીત મીલા કર બંદગી કરના, મુરાદ પુરે દીલોંકી—૧

કંઇક જાતે દરીઆવ કીનારે, રેહેતે દીલમે નચીંન્તે,
બંદગીકે તંઇ છોડ એ યારો, માશુકપર નયેન ભિરાવતે.
દીલમે રખતે ઉમીદ બડી, કરતા હું મયે જબ તપતે,
કહાંસે ઉતરે પાર બેડા, યકીન નહી હોય સાબુતે.
ધરો ધીયાંન યકીનસે બંદે, જદ પાવોગે તુમ નેકી,
ચીત મીલાકર બંદગી કરના, મુરાદ પુરે દીલોંકી—૨

---

૧ :—આવાં અરદવીસુર—" અરદવીસુર," એ કદીમ ઇરાંની મુલુકોના ચોકસ ભાગમાથી વેહતી નદીનું નામ છે. તે નદી, તે વખતમા જણાયેલી સઘલી નદીઓ કરતાં ઘણીજ લાંબી તથા પોહોળી હતી. એને આજના વખતમા જણાયેલી 'આમુ' અથવા 'ઑકસસ' નદી સાથ સરખાવવામા આવી છે. * * * હાલમા આપણા લોકો, સાધારણ રીતે સઘળી નદીઓને તથા દરિયાના પાણીને 'અરદવીસુર' અથવા 'આવાં અરદવીસુર' ને નામે ઓળખે છે. (અરદવીસુરની નીઆએશ.) (પા૦ ખો૦ અ૦)

૨ :—અરદવીસુર નીઆએશ. કરદો ૩ જો. (પા૦ ખો૦ અ૦)

કંઇએક ઉનકી બંદગી કરતે, હો ગયેજી વોહ નીહાલે,
ખાતે પીતે આનંદ કરતે, રહેતે મધનમે મતવાલે.
સબી આતકા સુખ ઉનોકો, ફીરતે લાલ ગુલાલે,
મુહપર બરસે નુર જયસા, ગુલાબકા ખીલા ફુલે.
નેકીકી ખુશબોઇ બે યારો, નહી છુપ કર રહેનેકી,
ચીત મીલાકર બંદગી કરના, મુરાદ પુરે દીલોંકી—૩
ચાલીસ રોજ તક બંદગી કરના, યકીન સાબુત રખ કરરે,
જો માંગો સો મુરાદ પાવે, દેખો હાજર હજુરરે.
તુકંનગીર[3] ઉસતાદ હમારે, ભરે ગ્યાંનકે ભંડારે,
બોલે રાજગીર[4] ગરીબ કવેસર, પકડો ગ્યાંનકી તલવારે.
ચીમન[5] ખ્યાલી કહે ગયે યારો, મયબી એક બંદા ખાકી,
ચીત મીલાકર બંદગી કરના, મુરાદ પુરે દીલોંકી—૪

(ગા૦ દી૦ ચ૦)

૩ :—તુકનંગીર અને ૪ રાજગીર. તુરાના ખિયાલ જોડનારા મશહુર શાએરો. (પ્ર૦)

૫ :—ચીમન નામે હિન્દુ તુરાના ખિયાલો ગાવામાં ઘણો કુશલ હતો. (પ્ર૦)

## આતશબેહરાંમની બંદગી વિશે છંદ.[1]

### અતાશ બેહરાંમની બુલંદી.

રાહા બિહીશ્ત જાનેકી, બંદગી કરલો આતશ બેહરાંમકી—ટેક૦

ખુદાઇ નુરકે આતશ બેહરાંમે—બડાજી નેકનામે;
યાદ કરલો ઉનકી હરદમે—જીંદગી હય જબ તક ઘટમે;
પોંહચાવે સબકો વોહી બિહશ્તમે—પાક રહે જો યકીનમે;
મુરાદ પાવોગે વાંહાં મનકી—રાહા બિહીશ્ત જાનેકી—૧

૧ :—આ છંદ કવીતાએ ગ્નાંન નામની ઇ૦ સ૦ ૧૮૫૭ મા છપાયલી એક અતી પુરાણી ચોપડીમાથી નોધી લીધો છે. (પ્ર૦)

મરતબા બડાજી આતશ બેહરાંમકા—ઝલકે નુર કુદરતકા;
કરની મુજબ બિહીશ્ત મીલનેકા—હુકમ હકતાલેકા;
અદલકા કાંટા રશ્ને રાસ્ત યજદકા[2]—કીયા સો ફલ પાનેકા;
પાસબાંની વાંહા ગોશ[3] યજદકી—રાહા બિહીશ્ત જાનેકી—૨
ખુદાકે નુરકી દીન જરથોશ્તી—કર લો પાએજા કુશ્તી;[4]
બંદગી આંઠ પેહર કર મજબુતી—હોવે ખુદાકા સાથી;
બાલસે બારીક દીન હુયે હુયેરતી—મુહ પર નુરાંની રેહતી;
મહેરબાંની હુયે મેહેર યજદકી[5]—રાહા બિહીશ્ત જાનેકી—૩
બંદગીસે હોવે ખુદાકો તું પીયારા—દેખોગે દીદારા;
એ દુનીયાકા જુઠા પસારા—છોડ અંદેશા તેરા;
જુઠી માયાને તુજકો ઘેરા—ખાક હોવેગા તન તેરા;
આખીર ચૌકી હોગી સરોશકી[6]—રાહા બિહીશ્ત જાનેકી—૪
પયંબર જરાથોશ્ત ખુદાને ઉતારે—દીન ઉપર જાહીરે;
ખુદાને ચીજ ઉનકો બક્ષી ચારે—બંદગી ખાતીરે;
દાદાભાઇ[7] છંદ બના કરે તઇયારે—તુંહી મેરા સરદારે;
બારા સો ચૌદા[8] કે અંદરે—રોજ નવમા આદરે;
યારી હુયેગી આદર યજદકી—રાહા બિહીશ્ત જાનેકી—૫
(કo ગ્રાo)

૨ :—અદલ ઇનસાફનો કાંટો રશ્ને રાસ્ત યજદના હાથમા છે.
૩ :—ગોશ યજદની પાસબાની રેહ છે.
૪ :— અસલ નકલમા 'પાએજા કુશ્તી' શબ્દ છે, પણ એ 'પાદીયાબ કુશ્તી' શબ્દ હોવો જોઇયે. (પ્રo)
૫ :—મેહેર યજદની મેહેરબાની.
૬ :—સરોશ યજદની રહેબરી વીના આખીર મંજલ પુરી થઇ શકતી નથી.
૭ :—દાદાભાઇ. આ છંદ બનાવનાર પારસી.
૮ :—છંદ જોડનારે આ કાવ્ય યઝદેઝરદી ૧૨૧૪ ના સાલમા રચ્યું હોય, એમ લાગે છે. (પ્રo)

નોંધ :—ઉરદુ જબાંનમા રચાયલા આ અને બીજા ખિયાલો ઘણાજ પુરાણા વખતના માલમ પડયા છે. જે પુસ્તકમાંથી એ મલ્યા છે, તે પુસ્તક પચાસ-પંચાવન વરશ ઉપર છપાયલું હતું. એ કાવ્યો ઘણીક રીતે અપભ્રંશ છપાયલા હોવા છતાં, તેની અસલ હાલતમાજ તે પ્રગટ કીધાં છે. (પ્રo)

## મોનાજાતે જરથોશ્ત.

ઈ૦ સ૦ ૧૮૩૪ ના સાલમા 'પંદનામેહ-એ-મૂહાંફીરૂજ' નામની ચોપડીમા છપાયેલી ફારસી બેતોનો, ગુજરાતી બેતોમા કરેલો તરજુમો.

### મસ્નવી.

૧ હક્ના હુકમ્થી લીધો જનમ,
પયંમ્બર્ જરાથૂશ્ત્ મૂબારક્ કદમ.

૨ હતી દિન્ ધરમ્ની મનમા કિતાબ,
રોશંન્ કિધી દિન્ મિસલ્ આફ્તાબ.

૩ રસુલે ખુદાવંદ, તન્મન્ નેસાર,
સાહેબે ઔલિયા, આલી વિકાર.

૪ ખૂદાનો પ્યારો રસુલ્ બેગુઝીન,
હતો માહઝાંની અતી પૂર્વિન.

૫ પયંમ્બરોનો તે પયંમ્બર્ હતો,
ગૂમ્રાહોનો તે રેહબર્ હતો.

૬ ભલી દીનનો તે ધુરંધર્ હતો,
દાનઇનો સાહેબે અફ્સર્ હતો.

૭ પયંમ્બર્ ખૂદાનો હતો બેગુઝીન,
રવાંન્પર તેના હજાર્ આફરીન.

૮ આ તન્ હમારૂં, 'ને તું જાંન છે,
તૂંપર્ દિલ્ હમારૂં કુરબાંન છે,

૯ કિધો દુર્ દુનિયાંથી તેં અંધકાર,
કિધી દુર્ દિન્ની મૂશ્કીલ હજાર.

૧૦ કિધી જહાંનમાથી દરૂજી ખૂવાર,
જગત્ ખુરશેદ સંમ કિધી આબદાર.

૧૧ જાહેર્ કિધી દીને પર્વર્દેગાર,
ખલક્ જોઇ ખુરસંદ બની બીશિયાર.

૧૨ કિધી બુતપરસ્તી નાબુદ તમામ,
ગૂમરાહીનું તેં કિધું ગુમ નામ.
૧૩ યઝદાપરસ્તી કિધી આશ્કાર,
અધર્મીપણું તેં કિધું ખારજાર.
૧૪ નબીના સૂખન જો કરે તું મનંન,
કદીના જુવે બેહુ જહાંમે મહંન.
૧૫ અમલ જે નબીના સૂખન પર કરે,
ખૂદા બંને દુનિયામે દુઃખો હરે.
૧૬ જશે મુખ હસ્તું લઇ તે જહાંન,
બર આવશે કુલ ઉમેદ અરમાન.
૧૭ રહી ગેતીમા તે જીવે પંમરી,
મિનોઇમા મલે તેને બ્હિશ્તેબરી.
૧૮ અશોઇના શાહ, વક્ષે વક્ષુઃરાંન,
નમે તુને 'રોશંન' જરથોશ્તીયાંન. (પ્ર૦)



## આ પારસી કિર્તી પ્રકાશમા છપાયલાં કાવ્યોમા સમાયલી બાબદોનું સાંકળિયું.

